ચાતકચન્દ્ર નાગર દ્વિવેદીકૃત પુસ્તકમાળા ગ્રંથ-૩

# સ્વર્ગ-જયન્તિ

અથવા

## આદર્શની કથા.

### પ્રથમ ભાગ-પ્રથમ ખંડ.

ધ્યેય પ્રાપ્તિનો પ્રયત્ન

લેખક અને પ્રકાશક,
ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.
વિસનગર ( ઉ ગુજરાત )
હાલ કલોલ ( ઉ. ગુજરાત )
તે
" અદ્વૈત-વીણા " " સ્વધર્મ-સંગીત " નો કર્ત્તા અને
તંત્રી " નાગરજીવન " કલોલ ઉ ગુજરાત

કિંમત રૂા. ૧-૮-૦.



**દા રા રામશંકર અનુપરામ જહા**

ગોટીની શેરી, ખાડિયા, અમદાવાદ

# સમર્પણ

કલોલ તા ૧-૩-૨૫

ભાઈશ્રી રામશંકર અનુપરામ જહા
ગોટીની શેરી, ખાડીઆ,
અમદાવાદ.

અંતઃકરણની ઉંડી લાગણીથી, આપણી ગાઢ મૈત્રિના સ્મરણમાં મ્હારૂં આ એક ન્હાનકડું પુસ્તક આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું આશા છે કે આપ ત્હેને પ્રેમ અને સદ્‌ભાવભરી વૃત્તિથી સ્વીકારશો.

લી૦
સ્નેહાધીન
ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.
લેખક

# પ્રસ્તાવના



ગુજરાતી સાહિત્યનો, પરમાત્માની કૃપાથી જે વિકાસ થતો ચાલ્યો છે, તે વિકાસ, ત્હેમા રહેલી ઉણપનો જુદા જુદા શિષ્ટ લેખકોદ્વારા પ્રતિકાર થશે તો આપણું સાહિત્ય સંગીન અને ઉન્નતિની પરાકાષ્ટાએ પ્હોચી જશે, એમા શક નથી-આ સ્થિતિને પ્હોચી વળવા હાલ તરત ચારે બાજુથી જે પ્રકારના પ્રયત્ન થઇ રહ્યા છે તે આવશ્યકતાદાયક છે ત્હેવો જ કઇક નમ્ર પ્રયત્ન આ લેખકે તે દિશામા શરૂ કર્યો છે-અને આ નવલકથા કે કથા જે કઇ ક્હેવાય તે ત્હેનુ પરિણામ છે

આપણા સાહિત્યમા અત્યારસુધીમા પ્રકટ થઇ ગયેલી તમામ નવલકથાઓથી આનો માર્ગ, ધ્યેય અને શૈલી નવિન પ્રકારના છે, ત્હેમ જ વેદાન્ત અને યોગની ચર્ચામા તે પોતાનુ નવલકથાપણું ગુમાવી દેય છે, એટલે વાસ્તવિક રીતે જોતા આ કથાને નવલકથા ક્હી શકાય નહિ અને છે પણ ત્હેમ જ આ એક આત્મનિવેદન જહેવો પ્રયત્ન છે અને તે પ્રયત્ન પણ સંવાદપ્રાધાન્ય છે-શિષ્ટ લેખકોએ નવલકથાનાં જે વિશિષ્ટ લક્ષણ કલ્પ્યા છે, બાધ્યા છે અથવા નક્કી કર્યાં છે, તે દ્રષ્ટિમા

# પ્રસ્તાવના



ગુજરાતી સાહિત્યનો, પરમાત્માની કૃપાથી જે વિકાસ થતો ચાલ્યો છે, તે વિકાસ, ત્હેમા રૂહેલી ઉણપનો જુદા જુદા શિષ્ટ લેખકોદ્વારા પ્રતિકાર થશે તો આપણું સાહિત્ય સગીન અને ઉન્નતિની પરાકાષ્ટાએ પ્હોચી જશે, એમા શક નથી–આ સ્થિતિને પ્હોચી વળવા હાલ તરત ચારે બાજુથી જે પ્રકારના પ્રયત્ન થઇ રહ્યા છે તે આવકાર-દાયક છે. ત્હેવો જ કઇક નમ્ર પ્રયત્ન આ લેખકે તે દિશામા શરૂ કર્યો છે–અને આ નવલકથા કે કથા જે કઇ કુહેવાય તે ત્હેનું પરિણામ છે

આપણા સાહિત્યમા અત્યારસુધીમા પ્રકટ થઇ ગયેલી તમામ નવલકથાઓથી આનો માર્ગ, ધ્યેય અને શૈલી નવિન પ્રકારના છે, ત્હેમ જ વેદાન્ત અને યોગની ચર્ચામા તે પોતાનુ નવલકથાપણું ગુમાવી દેય છે, એટલે વાસ્તવિક રીતે જોતા આ કથાને નવલકથા કુહી શકાય નહિ અને છે પણ ત્હેમ જ આ એક આત્મનિવેદન જ્હેવો પ્રયત્ન છે અને તે પ્રયત્ન પણ સંવાદપ્રાધાન્ય છે–શિષ્ટ લેખકોએ નવલકથાનાં જે વિશિષ્ટ લક્ષણ કલ્પ્યા છે, બાધ્યા છે અથવા નક્કી કર્યા છે, તે દ્રષ્ટિમા

આ કથા એ મર્યાદામાથી મુક્ત રૂહી સ્વતત્રપણે અલગ ઉભી રૂહે છે એટલે ત્હેનો માર્ગ નવો છે-સ્વરૂપ નવુ છે છતા ત્હેની તે નવિનતા અર્થશુન્ય નથી-તે પણ કોઇ એક વિશિષ્ટ હેતૂ ધરાવે છે અને તે હેતૂ આખાયે ગ્રથમા ઓતપ્રોત છે—

જડવાદ અને અહિક સુખવાદે આપણા આત્મજીવનની એટલી બધી ખરાબી કરી દીધી છે, કે આપણો સમાજ એના અમલ નીચે ગોથા ખાય છે અને તેજ ભ્રમણાના પરિણામે આપણા સાહિત્યમા પણ એજ અવાજ સભળાય છે-સનાતન ધર્મ, યોગ, વિજ્ઞાન અને વેદાન્તના વ્યવહાર ભૂલાવા લાગ્યા છે અને પ્રજાજીવનમા કૃત્રિમતા આવી ગઇ છે-આત્માના ઉન્નત જીવનનો વિનાશ થઇ ગયો છે અને ત્હેના પરિણામે સમાજમા અત્યાચારો વધી પડયા છે વ્યક્તિત્વના વિનાશને લીધે સમાજ પણ બનાવટી બન્યો છે અને ધર્મના સાચા પ્રાણ નિર્વીય થવા લાગ્યા છે-આ પરિવર્ત્તન સર્વેની દ્રષ્ટિમા ખુચે છે, પરતુ ત્હેનો પ્રતિકાર થવો અશકય છે-કારણકે અત્યારના સમાજનુ, ત્હેવુ જીવન એક આદર્શ થઇ રૂહ્યુ છે અને ત્હેની પાછળ આપણે દોડી રૂહ્યા છીએ

છતા આવા યુગમા પણ ધર્મ અને યોગનો ધ્વનિ સભળાય છે હતાશ થયેલા હૃદય પુન તે તરફ પાછા વળવા માડયા છે અને શરીરમા એ પ્રાણ પ્રાપ્ત કરવાને આછી આછી પણ ધગશ લાગી રૂહી છે-આ ધગશને વધારે તિવ્ર કરવા, આ કથા કઇક અશે સફલ થાય તો આશા છે કે આપણુ સાહિત્ય આ દિશામા પણ ખેડાશે જ અને ત્હેમાથી કેટલાક સુદર પરિણામ ઉત્પન્ન થશે યોગ અને વેદાન્તના લુખા સિદ્ધાતો ચર્ચતા અનેક પુસ્તકો આપણા સા-

હિત્યમા છે, પરતુ આવો એક અનુભવ, સત્ય અને કલ્પનાના પરિણામે ઉત્પન્ન થયેલો અને નવલકથારૂપે લખાયેલો આ ગ્રથ કંઇક તદ્દન નવિન અને અગત્યનો માર્ગ દર્શાવશે, એવી આ લેખકને આશા છે—આ આશા કેટલે અશે સફલ થવાની છે, તે ભૂતકાળના ગર્ભમા છે એટલે અત્રે તે વિષે કઇ વિશેષ ચર્ચા અસ્થાને છે

આ ભાગ, એક લખવા ધારેલી આખી નવલકથાનો એક આરભનો ભાગ છે, એટલે વાચકોને કદાચ આપવામા આવેલી આશા સબધે નિરાશ થવાનો પ્રસગ આવશે—પરતૂ એમ નિરાશ થવાની જરૂર નથી, કારણકે મગલાચરણના આ ભાગના સપૂર્ણ અધ્યયન સિવાય, બાકીની કથા પચાવી શકાય ત્હેમ ન હોવાથી, પ્રારભનો આટલો ભાગ જુદો પાડીને જનસમાજની દ્રષ્ટિ સમક્ષ મૂકયો છે—આશા છે કે સુજ્ઞ વાચકો ત્હેમાના દોષો તરફ ઉદાર દ્રષ્ટિ રાખી ક્ષમા આપશે અને જે કઈ સત્ત્વભર્યું જણાય ત્હેનો પ્રેમ પૂર્વક સત્કાર કરશે તો લેખકનો શ્રમ સફલ થશે—આ કથાનુ સપૂર્ણ વિવેચન મ્હારે આના ભવિષ્યના ભાગમા ચર્ચવાનુ હોવાથી હાલ તુરત આટલેથી વિરમુ છુ

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.







૦

જડમા તુ જગવે પ્રિય ચેતન, ચેતનમા તુ અજબ ચેતના
સુંદર પુષ્પ સતત ખીલે પણ પગ્મિલ ત્હારી વાસના
તુજ પ્રવેશ પ્રકાશ ભર્યો પ્રિય' તિમિર હરદમ દે હણી
ઉષા તું ઉજજવલ એમ છે જગમા બધા જીવનો તણી

× × × × ×

વેરાન વિશ્વ વિશાળ આ, પણ રમ્ય તુજ વડે રૂહે
એ રમ્યતાનુ હૃદય તુ સૌદર્યનુ સાધન બની
જડ હાડમા તુ જીવન ત્હારૂ નિત્ય સીંચે પ્રેમથી
થઇ હાડ પુષ્ટ વ્હે વળી ઓજસ, પ્રતિભા પ્રકટતી

× × × × ×



દીપ્યા કદી એ હાડ દૂબળા કોણ દીપ્યુ તો પ્રિયે ?
નિષ્ક્રિય હૈયા હાલવા લાગ્યા ભલા કોના વડે ?
સુસુપ્ત હૃદયે શ્વાસ લીધો પ્રાણ ત્યા કોણે પૂર્યા ?
રે' તે બધા આશિર્વાદો ત્હેજ વર્ષાવ્યા પ્રિયા'



× × × × ×

**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.**

## પ્રથમાવૃત્તિ



સને ૧૯૨૪

卐

ફીલસુફોની નવલકથા

# સ્વર્ગ-જયન્તિ

અથવા

# આદર્શની કથા



## પ્રથમ ભાગ.

ખંડ ૧ ધ્યેય પ્રાપ્તિને પ્રયત્ન

ખડ ૨ ધ્યેય પ્રાપ્તિ

## દ્વિતીય ભાગ

ખડ ૧ ધ્યેય ઉપભોગને પ્રયત્ન

ખડ ૨ ધ્યેય ઉપભોગ

## તૃતિય ભાગ

ખડ ૧ ધ્યેય મુક્તિને પ્રયત્ન

ખડ ૨ ધ્યેય મુક્તિ

લેખક

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી

વિસનગર ઉ૦ ગુજ૦

હાલમા કલોલ ઉ૦ ગુજ૦

ॐ तत्सत्

—આતકચન્દ્ર નાગર દ્વિવેદી કૃત પુસ્તકમાળા — ૫-૩

# સ્વર્ગ-જયન્તિ

અથવા

# આદર્શની કથા



## પ્રથમ ભાગ



ધ્યેય પ્રાપ્તિમાં ધ્યેયનું પ્રાધાન્ય

અને

ત્હેની પ્રગતિ



## પ્રકરણ—શુન્ય



( એકડા આગળ આઠ મીંડા ! )

રસાયન ! !

## પ્રથમ-શુન્ય !

---

દુલારી દીલની ત્હેં શી ?
હૃદયમા દિવ્યતા સ્થાપી ?
જીવે છે જે હજુએ
દિવ્યતામા દિવ્યતા રાખી ?
દુલારી દીલની ત્હેં શા ?
હૃદયમા પાથર્યા પ્રાણો ?
જીવે છે જે હજુએ
જીંદગીના જીવનો રાખી !
દુલારી દીલની ત્હેં કા ?
અમી આ પ્રેમના પાયા
અમી જે પામતા આ
ચિત્તમા ચેતન જણાયા છે !!!

---

## દ્વિતીય શુન્ય !

---

એકે એક અણુમા પ્રીતિ, એકે એક વિચાર
એ પ્રીતિથી રંગાયેલો એ ત્હારો ઉપકાર–
ને એ અણુના આકર્ષણમા ગુંજે ત્હારા ગાન
પળે પળે દે પૂન્ય પ્રમોદ જ એ ત્હારા ઉપકાર–

એ ઉડાણે સત્ત્વ સાધના શોધે ત્હારૂ સ્થાન
બળબુદ્ધિ પણ એમ વિલાસે
એ ત્હારા છે દાન—
તૂજ પ્રીતિ એ તૂજ પ્રકૃત્તિ
ત્હારો મૂળ સ્વભાવ
નિજ વ્યક્તિત્વ સતત સાચવી
દે ધ્તરને પ્રાણ—
સ્નેહ એજ સદ્‌ભાગ્ય ચેતના
એજ ઐક્ય એ માન
તુ એ સિદ્ધાતોની સ્થાપક
કરજે આત્મ કલ્યાણ—

---

**સુચના**—આ કથા વાચી, સમજી, જીરવવા સારૂ આ નવલ-કથાના આરભમા આ પ્રકરણ શુન્ય નીચે જે જે કાવ્યો આપવામા આવ્યા છે, તે આ કથાના અભ્યાસીને અત્યત ઉપયોગી હોવાથી આવશ્યક છે આ લેખકનો એવો આગ્રહ છે કે આ શુન્ય પ્રકરણનો સપૂર્ણ અભ્યાસ કર્યા સિવાય કોઇએ પ્રકરણ-૧ મા પ્રવેશ કરી પ્રગતિ કરવી નહિ—એકડો જે શુન્યો એકત્ર થવાથી ઉત્પન્ન થયો છે તે શુન્યો તે એકડાના મૂળભૂત દ્રવ્યો હોવાથી ત્હેમની અવગણના કરવી યોગ્ય નથી, કારણ કે ત્હેની અવગણના કરવાથી એકડો જે રૂપે છે અથવા જહેવો છે ત્હેવો જણાશે નહિ આ કાવ્યો ને આ લેખકે "રસાયન" એવી સજ્ઞા આપી છે તેથી કોઇએ ગભરાવાનુ નથી ' આ રસાયન હાનિકારક નથી પણ પાત્રપુરૂષ વિના તે જીરવી શકાશે નહિ—માટે અરસિકોએ આ નવલકથા, પાત્રતા

પ્રાપ્ત થયા પ્હેલા વાચવી શરૂ કરવી નહિ ' આપણા ગુજરાતી સાહિત્યમાની બીજી નવલકથાઓનુ વાચન અને અભ્યાસ કરી હૃદયને રસિક બનાવ્યા પછી આ નવલકથા વાચવાનો આરભ કરવો એવી આ લેખકની સલાહ છે વાચકોને યોગ્ય સુચના ન આપવામા આવે તો ન જીરવી શકાય એવુ વાચન કરતા ઉલટી થતા માડમાડ જીરવાયેલુ વાચન પણ તે ભેગુ નીકળી જવાનો સભવ છે ' આશા રાખુ છુ કે કોઇ પણ વાચક આવા પ્રકારની હાનિ કારણ વિના નહિ ઉઠાની લે ' ' '

---

## તૃતિય શુન્ય '

---

ગવાય કેમ ત્હારા ? મધુર ગાન ગાવા
જોવાય કેમ ત્હારા ? અનુપ રૂપ જોવા
જણાય કેમ ત્હારૂ ? જીવન ઓ દુલારી '
પમાય કેમ ત્હારો ? અદ્વૈત પ્રેમ વ્હાલી '
સ્થપાય કેમ ત્હારૂ ? હૃદય–રાજ્ય પ્રિયા '
અમ્હારા જીવનમા જણાવ તુ લલિતા '
રચાય કેમ પ્રીતિ ? સ્થપાય કેમ નીતિ '
ઉભયના અમલની સલુણી ' ઉભયની ?
જીતી શકુ ત્હને, હુ, જીતી શકે મ્હને તું
એવા અમૂલ્ય યોગો શાને મળે પૃછુ હુ ?

---

૯

# ચતુર્થ શુન્ય !

---

બિમાર દીલની બિમારીને હઠાવતી
પ્રિયા થયેલ જડ હૃદયને જગાવતી
વિચારના વિકારને સતત સમાવતી
પરમ પૂન્ય પ્રેમના પ્રિયા અપાવતી

×

આસુ ભરેલી આખના તુ આસુ લુછતી
દીલદાર દીલને દિલાસો દઈ રમાડતી
પ્રભૂત્વ પ્રેમના પ્રકાશતી પ્રિય સદા
ઉપાધિ એમ તુ અનેક દૂર રાખતી

× ×

જીવાય જીંદગી અમોની તૂજ પ્રસાદથી
કૃતાર્થ થાય ત્હેમ તે પ્રિયા પ્રભાવથી
વિચાર વિશ્વમા સદા પ્રિયા તણો રૂહે
જરૂર સ્વર્ગ પૂર્ણ થાય જીવન આખરે

× × ×

# પંચમ્ શુન્ય !

જો તુ બની નિષ્ઠુર તો અમ્હને અમ્હારૂ હ્રદય દે
પાછુ પ્રિયે ! ભૂતકાળમા જે હ્રદય ચોર્યુંતું સખે !
જહેવુ હતુ ત્હેવુ હ્રદયને જ્યા હતું ત્યા સ્થાપજે
પ્રિય ! જો કરી દે આટલુ તો તુ પછી જુદી થજે !
પાછુ મળે પરવશ થયેલુ હ્રદય તો પગ્વા નથી
ત્હારા જીવનના પ્રેમની–ત્હારા હ્રદય કે દેહની
ના યાચીએ ત્હારી દયા–ત્હારી કૃપા ના શોધીએ
તૂજ પ્રેમ પ્રીતિ પામવા–અમ્હને અમ્હારૂ હ્રદય દે !

અમ્હને અમ્હારૂ હ્રદય દે
અમ્હને અમ્હારો પ્રેમ દે
અમ્હને અમ્હારૂ સ્થાન દે
દઇ આટલુ જુદી થજે

ત્હારે થવુ છે જુદુ તો હવે જરાયે
પ્રીતિ ન આવી પોષાશે પરાણે

× ×

ઉઠી ગયેલા હ્રદયને શાને અમ્હારે રોકવુ ?
જે હ્રદયમા પ્રીતિ નથી તે હ્રદય શુ નીચોવવુ ?

× × × × × × × ×

## પ્રેમશુન્ય !!

પ્રિયા જ્હેમ પ્રિય પ્રિય થઈ જાય,
હૃદયના ત્હેમ રંગ ઉભરાય,
હૃદયમા રસની રેલો થાય
આત્મા એમા ડૂબી જાય
ડૂબી ગયેલો આત્મા
ડૂબી ગયેલા હૃદયને
પ્રિયત્તમ તણી પ્રતીતિ વિના
તે ભાન બીજુ શુ રૂહે ?

× × × ×

જે પ્રીતિ પર પ્રાણ ઝઝુમ્યા
તે પ્રીતિ થઇ દૂર
જે આશાપર ઉર ખેચાયુ
તે આશા થઇ દૂર
આ મન પખીની એ પ્રીતિ એ
પાખો પણ કાપી
ગમન ગગનમા કરવાની ગતિ
એણે આખર બાધી
ને જે નિત્ય પ્રમોદ કરી વિહરી રે' !
હરદમ વ્યોમ વિશાળે
આજ અંધ થઇ અહિં અટવાતુ
જગત્ દુખમય ભાળે !

× × × × × ×

પ્રકરણ શુન્યને અભ્યાસ કરવાની આવશ્યકતા અગાઉ જાહેર કરવામા આવી છે તે પ્રમાણે વાચક તે સલાહ ઉપર ધ્યાન આપશે એવો વિશ્વાસ છે, છતા કોઇ રસિક અને પાત્ર વાચક આ શુન્ય પ્રકરણ ( રસાયન ' ) નો અભ્યાસ ન કરવા ઇચ્છતા હોય તો ત્હેને આ શુન્ય પ્રકરણ છોડી પ્રકરણ ૧ થી નવલકથાના વાચનની શરૂઆત કરવાની સપૂર્ણ સ્વતત્રતા છે અરસિકો, રસિક વાચકોની પાછળ ન ઘસડાઇ જાય, તે પુરતુ એક વખત ફરીથી ત્હેમનુ ધ્યાન અગાઉની સલાહ ઉપર ખેચવામા આવે છે અસ્તુ '

---

## સપ્તમ્ શુન્ય ! '

છે હઠયા હૃદયના પ્રાણ છતા હુ જીવુ
મ્હે કહ્યુ જગતને આમ સાભળી આવુ
દુનિયાને લાગી વાત અજાયબ જહેવી
તોયે હુ આજે વાત કરુ ફરી એવી ।
ભલે હઠયા હૃદયના પ્રાણ છતા પ્રીતિનુ
ચેતન દે શ્વાસોશ્વાસ સતત જીવનાનુ
પ્રીતિ એ પ્રાણ સ્વરૂપ અધિક બળ આપે
એવુ છે જન્મ્યુ કોણ વલણ એ માપે ?
એના જીવનની અજબ યોગ્યતા શક્તિ
પ્રીતિ-પરવાનો અજબ યોગ્યતા શક્તિ
એ દે છે જીવન સુક્ષ્મ છતા પણ સગીન '
એ પોષે પ્રિયત્તમ પ્રાણ જીવવા બહુ દિન '

એ એક રસાયન અજબ અમલ કરનારૂ
એણે સ્થાપેલુ સ્થાન નહિ હઠનારૂ
એણે આપેલુ જીવન યુગેયુગ જીવે
તો પછી જગત્ ક્યાં વાત માની ના આ રૂહે ?

× × × ×

## અષ્ટમ્ શુન્ય !

દીન હૃદયનુ દુખ હરનારી,
સરલ હૃદયમા સુખ કરનારી,
પ્રાણુ તણી પ્રભૂતા ધરનારી,
ઉર તણી ઉર્મી વૃહી ગઇ ક્યા ?
પ્રણુયમાર્ગનો પાઠ શીખવતી,
રસિક હૃદયનુ જીવન રચતી,
મોહક મનનુ મ થન કરતી,
મોહ મદિરા એ ગઇ ક્યા ?
જે સૌદર્ય સ્વરૂપ બતાવે,
ઉન્મત્ત આશક કરી ભમાવે,
રક્ત સત્ત્વને હૃદયે ખેચી,
પ્રેમ અર્પતી તે ગઇ ક્યા ?
વળી આશા આપીને ઠારે,
દર્દી હૃદયના દર્દ વિદારે,
પ્રેમતણા ઔષધ દઇ દઇ જે,
એ ચિકિત્સક પણ ગઇ ક્યા ?

બોલી મીઠા બોલ રીઝાવે,
ગાઇ ગાન મન મુગ્ધ બનાવે,
એજ સ્મરણમા હરદમ રાખે,
એ વીણા ગાતી ગઇ ક્યા ?
જ્હેને જોતા ચિત્ર સ્ફુરતુ,
હૃદય મહિ પછી બહાર પ્રકટતુ,
એવો એ આદર્શ ચિત્રનો,
એ આદર્શ પ્રતિમા ગઇ ક્યા ?
વળી જે હરદમ કવિતામય રહી,
કાવ્ય અમીભર સતત અર્પતી,
હાવભાવમય કાવ્ય કળા તે
કવિતા દેવી તે ગઇ ક્યા ?
હૃદય રાણી હૃદય ચાપતી,
પ્રેમ પ્રાણને જીગર અર્પતી,
સુખ સ્વર્ગનુ દેનારી જે,
સ્વર્ગ સુદરી તે ગઇ ક્યા ?

× × × ×

## રસાયનનો ઉપસંહાર !



તું ઉષા, તુ સધ્યા, સલુણી ! તુ ઉષા, તું સધ્યા,
સલુણી ! તું ઉષા, તુ સધ્યા,
તું લલિતા, તું લટુતા, સલુણી ! તું ઉષા, તુ સંધ્યા
તું પ્રિય જીવન, તુ પ્રિય પ્રાણજ (૨)

તું પ્રિયત્તમની પ્રભૂતા, સલુણી ' તું ઉષા, તું સંધ્યા
તું રસિકા રસમય હૃદ ધરતી (૨)
તુ ઉરની અનુકુળતા, સલુણી ' તું ઉષા, તુ સધ્યા
તું સુદર, સૌદર્ય સુધાકર (૨)
તુ પ્રિય જનની પ્રિયતા, સલુણી ' તું ઉષા, તુ સધ્યા
તુ સુખ કારણુ સુખ સ્વભાવજ (૨)
તુ શુચિરૂપ સરલતા, સલુણી ' તુ ઉષા, તુ સધ્યા
પ્રેમ પદાર્થ વિવેક વિચારક (૨)
તુજ વિચાર સરિતા, સલુણી ' તુ ઉષા, તુ સધ્યા
તું અતરનુ પ્રેરક બળ છે (૨)
તુ વળી ભાવ ગહનતા, સલુણી ' તુ ઉષા, તુ સધ્યા

× × × × ×

અનેક નામ ત્હારા,
અનેક સ્થાન ત્હારા,
અનેક ગુણ ત્હારા, ગનાતા ગવાય ના—
અનેક રૂપ ત્હારા,
અનેક માન ત્હારા,
અગમ્ય તુજ જીવનના ભેદો ભેદાય ના—

× × × × × ×

તું ઉષા, તુ સધ્યા, ત્હેવી તુ ગગા, તુ યમુના,
તુ ચદ્રા, તું સવિતા ત્હેવી તું માયા, તુ મમતા,
તુ પ્રીતિ, તું નીતિ, ત્હેવુ તુ જીવન, તું જ્યોતિ,
તું આશા, તુ ઇચ્છા, ત્હેવી તું ઝરણા, તુ સરિતા,
તુ સાગર, તુ મેઘ જ, ત્હેવી તું કવિતા, તુ ગાન જ,

તુ યોગીનિ, તુ ભોગીનિ, ત્હેવુ તું સૌનુ ધ્યાન જ,
તુ હૃદયે, તુ જીવને, સલુણી ! તુ સઘળે સંસારે,
એક છતા તૂજ રૂપ અનેકજ વ્યાપી રહ્યા વ્યવહારે,
સલુણી ! તુ ઉષા, તુ સંધ્યા,
તુ ઉષા, તુ સંધ્યા, સલુણી ! તુ ઉષા તુ સંધ્યા

---

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી કૃત " સ્વર્ગ–જયન્તિ અથવા આદર્શની કથા " નામે નવલકથાના પ્રથમ ભાગનું પ્રકરણશુન્ય ( અથવા અદ્રશ્ય પ્રકરણ ) અત્રે સમાપ્ત થાય છે

પરંતુ એ અદ્રશ્ય પ્રકરણ હવે જે કથા રચી રહ્યું છે, તે કથામા ને પોતે અદ્રશ્ય હોવા છતા ઓતપ્રોત થયેલુ જણાશે સ્વર્ગ જયન્તિ અથવા આદર્શની કથા " શીલસુફોની નવલકથા " છે અને રસિકોના મનોરાજ્યનુ પ્રદર્શન છે જ્યા રસિકતા છે ત્યા મનોરાજ્ય છે અને મનોરાજ્યમા સ્વર્ગનો આવિર્ભાવ છે એવુ સમજીને આપણે આ કથા શરૂ કરીશુ એના મત્યો ન જીરવી શકાય તો પળવાર થોભી જજો,–વગર સમજ્યે આગળ કુચ કરતા નહિ સ્વર્ગકુમારના આદર્શોની પાછળ ભમતા જગતની તમામ ચીજો ગુમાવી દેશો તોયે હાનિ નથી પરંતુ એ આદર્શોને ઉલટી રીતે સમજવાથી થતી આત્માની હાનિ વ્હોરી લેશો નહિ સર્વે પદાર્થોના ભોગે પણ એ આત્માનુ રક્ષણ કરશો આત્મા રક્ષાયો તો આખુ જગત્ રક્ષાયુ છે એમ ખાત્રીથી માનશો

**ૐ શાન્તિ શાન્તિ શાન્તિ**

---

શ્રી.

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી કૃત પુસ્તકમાળા ગ્રંથ-૩

# સ્વર્ગ-જયન્તિ

અથવા

# આદર્શની કથા



## પ્રથમ-ભાગ



ધ્યેય પ્રાપ્તિ



## પ્રથમ ખંડ

ધ્યેય પ્રાપ્તિનો પ્રયત્ન

## પ્રકરણ ૧.



શરૂઆતના શબ્દો



આદર્શની હુ શોધમા ભટકી મરૂ ભુલો પડુ
તો આ હૃદયને ઠારવા આદર્શ બનશો કે નહિ ?



જો શાન્ત એકાન્તમા હુ હજૂયે
વ્યવહારના આવરણો દૂર રાખી
ભૂતકાળના ભાનમા જાગતા રૂહુ
હુ પ્રિયનો પ્રેમ અદ્વૈત દેખુ— ૧

તિમિરથી વ્યાપ્ત ભલે જગત્ હો
દેખાય છો ના દુનિયા સકલ એ
કે આખ મીચાઇ ભલે રૂહે સ્થુલ
તોયે પ્રિયા દર્શન દિવ્ય દેરો— ૨

એ રમ્ય દેવી રસિકા દુલારી
એ જ્યોત્સ્ના જીદગીની રસાલી
ને સર્વ સૌન્દર્યનો એ ખજાનો
સૌન્દર્ય શોભાવતી પ્રાણ મ્હારો !— ૩

\+ \+ \+ \+

કોણ જાણે કે આ જગત્ મ્હે ઉત્પન્ન કર્યુ છે કે તે જગતે મ્હને ઉત્પન્ન કર્યો છે? પ્રશ્ન ઘણો જ ગભીર અને ગહન છે પરન્તુ આ પ્રશ્ન ઉપરથી કોઇએ એમ માની લેવાનુ નથી કે હુ આ પ્રશ્નથી વેદાન્તની ચર્ચામા ઉતરવા માગુ છુ સમાજની અને વ્યવહારની શાશ્વત ચાલી રૂહેલી પ્રવૃત્તિ જોઇને જ મ્હને આ પ્રશ્ન થાય છે અપૂર્વતા, મનોરમ્યતા અને મનોમાન્યતા એ ત્રણે નાનાને હુ આદર્શ કહુ છુ આદર્શની

મ્હારી આ વ્યાખ્યા ભુલભરેલી અને સંપૂર્ણ નથી એમ હુ સારી રીતે સમજુ છુ છતા આદર્શના મૂળાક્ષર સંપૂર્ણતાએ શીખી લેવા માટે મ્હારે આ વ્યાખ્યા શરૂઆતમા માની લેવી પડી છે અને હું મ્હારા જીવનનો આરંભ એ માગે કરી રહ્યો છુ સંપૂર્ણ પદાર્થ આદર્શ છે, એવી આદર્શની મ્હારી બીજી વ્યાખ્યા છે–આ વ્યાખ્યાને વધારે સ્પષ્ટ શબ્દોમા કહુ તો જે જે પદાર્થ પોતાના વિશિષ્ટ ગુણધર્મમા સંપૂર્ણ હોય તે તે પદાર્થ આદર્શ છે પણ જે પદાર્થને આવા વિશિષ્ટ ગુણધર્મમા સંપૂર્ણ માની આપણે એને આદર્શના નામથી બોલાવવો શરૂ કરીએ અથવા એ રીતે ઓળખીએ તે વખતથી તે પદાર્થની સંપૂર્ણતા સંગીન અને શાશ્વત હોવી જોઇએ, અને રહેવી જોઇએ, એવો મ્હારો અભિપ્રાય છે આરંભના પ્રશ્નની ચર્ચા એક બાજુએ રાખી હુ "આદર્શ"ની ચર્ચામા ઉતરી પડયો છુ ત્હેનુ કારણ આ ઉપરથી સુજ્ઞ વાચકને તરત જ સમજાશે તોયે મ્હારે જણાવવુ જોઇએ કે "આ જગત્ મ્હે ઉત્પન્ન કર્યું છે કે જગતે મ્હને ઉત્પન્ન કર્યો છે?" એ પ્રશ્નનો સ્વાભાવિક પ્રત્યુત્તર આથી મળી જાય છે આદર્શની પાછળ પ્રત્યેક મનુષ્ય પોતાના આદર્શ પૂરતી પ્રવૃત્તિ કરી રહેલો છે અને એવા અનેક આદર્શો અરે! અસંખ્ય આદર્શોની પાછળ એવી રીતે સમસ્ત સમાજ દોડી રહ્યો છે એટલે આ જગત્ ખરૂ જોતા આપણે પોતે ઉત્પન્ન કરી રહ્યા છીએ અને એ ઉત્પન્ન થયેલા જગત્મા આપણે વસીએ છીએ–હવે હુ કહીશ મ્હારા હૃદયની વાત આદર્શનો હુ સાચો ઉપાસક છુ અને મ્હારો આદર્શ હુ મ્હારા અનુકુળ માર્ગે શોધી રહ્યો છુ હુ જે આદર્શને ચિંતવી એને ગોધી રહ્યો છુ એ આદર્શનો પ્રકાર હુ આરંભમા તો નહિ જ જાહેર કરૂ મ્હારો આ આદર્શ આ કથા પૂરી ન થાય ત્યા સુધી તો મ્હારા મનમા જ

રૂહેશે, પરંતુ એ આદર્શની પ્રતિછાયા મ્હારી આ કથા વાચનારના હૃદયમાં તો આરંભથી જ પડવી શરૂ થશે અને કથા પૂરી થયે ત્હેને તે આદર્શની ઝાંખી થશે એટલું તો હું અત્યારથી જ કબુલ કરૂં છું. અને એવી રીતે આ કથાના વાચકને મ્હારા આદર્શની ઝાંખી થતી જશે તો મ્હારે મ્હારા આદર્શનું રહસ્ય એને સમજાવવું અત્યંત કઠિન નહિ થઇ પડે અસ્તુ''

\+ \+ \+ \+

આદર્શના પણ અનેક પ્રકાર છે છતાં "પ્રેમ" અને "પ્રિયા"ના આદર્શની મહત્તા વધારે છે અને આખું જગત્ એ આદર્શને મીઠો, આરામપ્રદ અને અદ્‌ભુત ગણે છે અને એટલું જ નહિ પણ એ આદર્શને પ્રાપ્ત કરવા મન, તન અને ધનનો શક્તિ પ્રમાણે, જીજ્ઞાસા પ્રમાણે સંયોગાનુસાર અથવા આવડત પ્રમાણે ભોગ આપે છે, છતાં એ આદર્શ યોગીજનોની દૃષ્ટિએ બંધન કર્તા, શુષ્ક અને ગાઢો (ભ્રમમૂલક) ગણાય છે એ પણ એમ્હના (યોગીજનોના) આદર્શની ખૂબી છે. યોગીજનોનો આદર્શ, સત્ય પદાર્થ, સત્યશક્તિ અને સત્ય આનંદને શોધી રહ્યો છે અને આખું જગત્ "પ્રેમ" અને "પ્રિયા"ના આદર્શની પાછળ ગાંડુ હોવા છતાં યોગીજનોના આ આદર્શની સમક્ષ શીર્ષ નમાવી સ્તબ્ધ થઈ જાય છે પરસ્પર વિરૂદ્ધ કોટિના આ બે આદર્શો સમસ્ત જગત્‌ના બે ધ્રુવ છે અને એ બંને ધ્રુવની વચ્ચે રહીને આખું જગત ઉંચે નીચે ફર્યા કરે છે એટલે આ કથામાં આ બે મુખ્ય આદર્શોની જ ચર્ચા કરવામાં આવી છે અગાઉ જણાવ્યું છે ત્હેમ આદર્શોના અનેક પ્રકાર હોવા છતાં આ કથા ઉપરોક્ત બે આદર્શોની ચર્ચા કરશે તે ફરીથી ક્‌હેવાની આવશ્યકતા નથી

\+ \+ \+ \+

ચિત્રકાર સુદર ચિત્ર આલેખવામા ' પ્રેમ " અને " પ્રિયા " ના આદર્શની પાછળ ગાડો હોય છે એનુ એ ગાડપણુ અને મસ્તી જેટલા પ્રમાણુમા વધારે એટલા પ્રમાણુમા એનુ ચિત્ર પણુ વધારે સુદર ! " પ્રેમ " અને " પ્રિયા " નો આદર્શ દૃષ્ટિ સમક્ષ ન હોય તો સુદરતા અને કલા એ કોઇ ચિજ નથી

\+ + − +

કવિની કવિતાનુ પણુ એમજ સુદર કાવ્ય ત્યાજ સ્ફુરે છે કે જે હૃદયમા " પ્રેમ " ના આદર્શનો મોહ છે " પ્રેમ " અને " પ્રિયા " વિના કવિતા નથી અને કવિતા વિના ગાન નથી આ આદર્શની મસ્તી અને મોહ જેટલો વધારે એટલો એ કાવ્યના ચમત્કાર વધારે !!! યોગીજનોના આદર્શની પાછળ પણુ કવિતા રહે છે પરતુ એ કવિતામાથી રમ્યતા અને મનારજનતાનો નાશ થાય છે એટલી એ આદર્શની કવિતાદેવી પ્રતિ ઉલટી ગતિ ! જ્હેને કવિતા કહેવામા આવે છે, જે રસય કાવ્ય છે, રમ્યતા છે એ કળનુ કારણુ તો "પ્રેમ" અને "પ્રિયા"નો આદર્શ !! સક્ષિપ્તમા જ્હેને કલા, કહેવામા આવે છે, એ કલા, એનો ઉપભોગ કરવાની શક્તિ, જ્હેને આપણે કહીએ છીએ રસિકતા, એ સર્વ વાનાનો ઉત્પાદક તો " પ્રેમ " અને " પ્રિયા "નો આદર્શ !!

\+ + + +

સારગી છોડી સુદર સરોદે કાવ્યનુ ગાન કરનારો ગાયક પણુ એ ગાન "પ્રેમ" અને "પ્રિયા" ના આદર્શની પાછળ મુગ્ધ હોય છે તેથીજ ગાય છે એને સાભળનારા મડળ કરતા એને એના "પ્રેમ"

અને "પ્રિયા"ને પ્રસન્ન કરવાનો વધારે મોહ હોય છે એ આદર્શ જો એના ચિત્તમાંથી કે હૃદયમાંથી જાય છે કે તરતજ હ્હેનો મીઠો સ્વર કર્કશ થઇ જાય છે અને હ્હેની સારંગીના સૂર મંદ પડી જાય છે આ પણ દર્શાવી આપે છે કે કલા અને સુંદરતાની જમાવટ ત્યાંજ થાય છે કે જ્યાં "પ્રેમ" અને "પ્રિયા"ના આદર્શ દૃષ્ટિ સમક્ષ હોય છે અને એ જમાવટ કરવાનો પ્રયત્ન કરનાર એની પાછળ હોય છે

\+ + + +

કથાનો આરંભ કર્યા અગાઉ મંગલાચરણમાં આદર્શની ચર્ચામાં ઉતરી જવું અસ્થાને હોવા છતાં વાચકને આ કથાનું રહસ્ય સમજાવવા સારૂ આટલી ચર્ચાની જરૂર હતી તેથી મ્હારે આટલી ચર્ચા કરવી પડી છે તો આશા છે કે વાચક એને ક્ષન્ય ગણી લેશે

\+ + + +



## પ્રકરણ—૨



### મ્હારી ઓળખાણ

વાચક !

ત્હારા જીવનના આરંભથી ત્હેં અનેક મનુષ્ય જોયા હશે અને તું અનેક મનુષ્યોના સહવાસમાં આવ્યો હોઇશ પણ આજે તું જ્હેના સહવાસમાં આવ્યો છે—અને જ્હેની કથા વાચવા તું તૈયાર થયો છે એવા મનુષ્યને તો ત્હેં ભાગ્યેજ જોયો હશે—ભાગ્યેજ

અનુભવ્યો હશે ! આજે તું એક એવા અજાણ્યા મનુષ્યના સંબંધમ આવ્યો છે કે જે ત્હેં જોયેલા અને અનુભવેલા મનુષ્યો કરતા કંઇક નિરાળા પ્રકારનો, જુદા જીવનનો અને વિચિત્ર વિચારનો છે એની આ કથા સામગ્રી, એના વિચાર અને એના આદર્શ ત્હારાથી ભાગ્યેજ જીરવી શકાશે એટલે કંટાળીને તું ત્હેને છોડીજ દઇશ છતાં ત્હારામા એ સર્વ કંઇ જીરવવાની શક્તિ હશે તો પછી તું ત્હેના જ્હેવો થઇ રહીશ માટે આ કથા વાચતા અગાઉ મનને મક્કમ, બુદ્ધિને શુદ્ધ અને વિચારોને દ્રઢ રાખજે નહિતર આ કથા વાચ્યા પછી તું જ્હેવો હોઇશ ત્હેવો રહીશ નહિ તું પણ મ્હારા જ્હેવો બની જઇશ અને કદાચ ત્હને મ્હારા જ્હેવું બનવું શરૂઆતમા હાનિકારક જણાશે આટલી ચેતવણી આપ્યા છતા હું તો માનું છું કે હું આ કથા લખી ત્હને મ્હારા જ્હેવો બનાવવાનો જે પ્રયત્ન કરી રહ્યો છું એમા હું સફલ થઇશ–આની મ્હારી ખાત્રી છે માટે જે કંઇ વાચે તે સભા ળીને વાચજે !

\+ \+ \+ \+

મંગલાચરણમા આટલી ચેતવણી આપ્યા પછી હું નથી ધારતો કે મ્હારે મ્હારૂં ઓળખાણ આપવામા કોઇ પણ પ્રકારનો વાધો હોય સેવકને આ જગત્‌ના લોકો સ્વર્ગકુમારના નામથી ઓળખે છે અને આ સમસ્ત જગત્ અનેક કાળથી જોતો આવેલો હોવાથી અત્યંત રમ્ય અને અપૂર્વ ન ભાસવાથી હું એનાથી પણ પર એવા કોઇ અત્યંત રમ્ય અને મીઠા સ્વર્ગને શોધી રહ્યો છું આ સ્વર્ગ હું સમજુ છું ત્યારથી શોધું છું અને એની પ્રાપ્તિ થઇ જાય તો ત્હને પણ એ સુંદર સ્વર્ગના પ્રત્યક્ષ દર્શન કરાવવાનો વિચાર ધરાવું છું અને આશા

રાખુ છુ કે તે મહાન્ પરમાત્મા મ્હારી એ ઇચ્છા સફલ કરશે હુ તો તે પરમાત્માને હમેશા આજ પ્રાર્થના કરૂ છુ કે–

" જે આખ આસુથી ભરાઇને રહે છે સર્વદા
" તે આખના આસુ પિતાજી ! લૂછવાના કે નહિ ?
' જે હૃદય જપે નામ ત્હારૂ–સ્થાન ત્હારૂ પામવા
રે ! તે હૃદયમા શાન્તિ મીઠી સ્થાપવાના કે નહિ ?
આશા ધરી જીવન ટકે કે
આપ છો ઉદ્ધારવા
કદી ભ્રષ્ટ સમયે થાય તો
ઉદ્ધારવાના કે નહિ ?
' મ્હારી કલામા કાવ્ય મીઠુ
ગાઉ જે કદી આપનુ '
' તો ગાન તે વ્હાલા પિતા !
કઇ સુણવાના કે નહિ '
' યાચુ ત્હમારી હુ દયા–મ્હારા ગુન્હા માટે ક્ષમા
' ઉભય–દયા–અ તર્ ક્ષમા તે આપવાના કે નહિ ?
" હુ વ્હાલથી–વિવેકથી મ્હારૂ હૃદય સોપી રહ્યો
' તો એ હૃદય દીન–પ્રેમમય સ્વીકારવાના કે નહિ ?
' દુનિયા બધી ભેગી કરી
હુ ગુણ ત્હારા ગાઉ તો
' મ્હારા પ્રયત્નોની કદર તે
થાય કે થાનાર નહિ ?
' આલેખુ હુ ત્હારી છબી

વિધવિધ રંગે હર્ષથી
" તો તે છબીમા ચેતના રૂપે
પ્રકટશો કે નહિ ?
' આદર્શની હુ શોધમા ભટકી મરૂ-ભુલો પડુ
' તો આ હૃદયને ઠારવા આદર્શ બનગો કે નહિ ?
" મ્હાગથી બનતુ એટલુ હુ દાન દીનને દેઉ તો
ખૂટે ખજાનો જો પિતા ? ત્હેને ફરી ભરશો કે નહિ ?
" સમાજને સુધારવા
સાચા સ્વરૂપો પામવા
' હુ ભોગ દઉ જીવન તણો
તો જીવન રક્ષો કે નહિ ?
' કદી થઇ કવિ કવિતા કરૂ
હુ માત્ર ત્હાગ નામની
" તો કાવ્ય તે ગાવા ગવૈયા
થઇ પધારો કે નહિ ?
મુજ આખ આ મીંચાયને દુનિયા બધી દેખાય નહિ
' તો સ્વપ્ન-જીવનમા જગતના ખેલ ચ્યશો કે નહિ ?
' કે જીદગી પૂરી થતા હુ આવુ ત્હારે આગણે
" તો દીન સેવકને ત્હમારી સમીપ રાખો કે નહિ ?

\+ + + +

હુ એવુ સ્વર્ગ શોધુ છુ કે જે જગતથી પર હોવા છતા એનુ અસ્તિત્વ તો આ જગતના કોઇ પણ પ્રદેશમાજ હોય અને જ્યા સ્વદેહે જઇ શકુ-ત્યા પૂહોચવાને માટે મ્હને ભલે અનેક મુશ્કેલીઓ

નડે પણ ત્યા ગયા પછી હુ સપૂર્ણ આરામ ભોગવી શકુ એવુ તે હોવુ જોઇએ

જગત્ ઉપર હોવા છતા એનો શાસક તો કોઇ અસાધારણ મનુષ્ય એટલે દેવ હોવો જોઇએ અને જે સ્થાનમા પ્રત્યેક પ્રાણીને સાચી સ્વતત્રતા હોવી જોઇએ આવુ આવુ અનેક સુખપૂર્ણ તે સ્વર્ગ હોવુ જોઇએ'' અસ્તુ'

---

## પ્રકરણ-૩

---

### મ્હારી સ્મશાન યાત્રા.

એક સમય પર એવુ બન્યુ કે સમસ્ત જગત્ નિદ્રાધીન હતું અને હુ "પ્રેમ" અને "પ્રિયા"ના આદર્શની પાછળ ગાંડો હોવાથી જગતથી ઉલટી રીતે જાગૃત અવસ્થામા હતો એટલે મ્હારા આરામ ગૃહમા એકાન્ત સ્થિતિમા અનેક પ્રકારની કલ્પનાઓમા ચઢયો હતો વર્ષાૠતુનો આરભ થઈ ચૂકેલો હોવાથી, શુક્લ પક્ષની સપ્તમી હોવા છતા આકાશ પ્રદેશમા ચદ્રદેવનુ દર્શન મુશ્કેલ થઇ પડ્યુ હતુ આકાશ, મેઘથી આચ્છાદિત થયેલુ હોવાથી ચદ્ર અને ત્હેની જ્યોત્સના મેઘમા છૂપાઈ ગયા હતા અને જગત્ ઉપર ગાઢ અધકાર જામ્યો હતો કોઇ પળે વિદ્યુતના ચમકારાથી મ્હારી વિચારનિદ્રાથી ઘેરાતી આખો ચમકી ઉઠતી અને દૃષ્ટિ વિદ્યુત્‌ની એ રમત જોવા લલચાતી મેઘની આટલી બધી જમાવટ થયેલી હોવા છતા હજૂ વૃષ્ટિનો આરભ થયો ન્હોતો સાધારણ પવન ફુકાતો હતો અને તે મ્હારા ખડમા વાતાયનોદ્વારા

મ્હારા શરીરને સ્પર્શ કરતો મ્હને ઉત્સાહ આપતો હતો. રાત્રિના બારેક વાગ્યા હશે. એક આરામખુરશી ઉપર એક બારીની નજીક, ટેબલ ઉપર પગ મૂકી નવાબી ઠાઠથી બેઠો હતો. ટેબલ ઉપર પડેલું ટેબલલૅમ્પ ધીમે ધીમે બળતુ હતુ છતા મ્હારા ખંડમા સારો પ્રકાશ હતો. એકાન્ત હતી. એકલો હતો. આરોગ્યમા હતો. ઉત્સાહમા હતો. આનંદથી મસ્ત હતો અને અનેક મીઠી કલ્પનાઓ કરતો વાતાયનદ્વારા જોઈ શકાય, એટલુ બહારનુ જગત્ જોતો હતો અને બહારના જગત્માથી આકર્ષાય એટલો આનંદ અને એટલા વિચારો આકર્ષતો હતો.

\+ \+ \+ \+

વિચારો આકર્ષવાની આ ક્રિયા ચાલતી હતી એટલામા એક વિચાર એવો આકર્ષાઈને મ્હારા મસ્તિષ્કમા ભરાયો કે "જયન્તિ ત્હને બોલાવે છે!" "બનતી ત્વરાએ બોલાવે છે. શ્મશાનમા બોલાવે છે' "જાણે મ્હને કોઈ બોલાવતું ન હોય ત્હેમ આ શબ્દો મ્હારા મનમા સ્વયં રીતે પાચ સાત વખત સ્ફુર્યા. હુ ચમકી ઉઠયો. આવા વિચારો અગર શબ્દો મ્હારા મનમા અણચિંતવી રીતે સ્ફુરે કયાથી? મનને ઘણી વખત વાર્યું, પણ જાણે તે પરવશ ન પડી ગયુ હોય અને જાણે એનામાથી અન્ય કોઈ વિચારધ્વનિ જાગવાનો જ ન હોય ત્હેમ માત્ર એજ શબ્દો સ્ફુરવા લાગ્યા? હુ ખુરશી ઉપરથી ઉભો થઈ ગયો. બારી આગળ જઈને ઉભો. ચમકતી વિદ્યુત્ જોવા લાગ્યો. જગત્ શાન્ત હતુ અને હુ આ શબ્દો સાભળી અસ્વસ્થ થતો જતો હતો. હુ વિચારમા ડૂબ્યો. તે શબ્દો ઉપર વિચાર કરવા જતા એ શબ્દો ફરી ફરી સ્ફુર્યા. તોયે છેવટે હુ મક્કમ થઈને એ પરવશતામાથી મુક્ત થયો. એ સ્ફુરણ બંધ થઈ ગયુ. હુ સ્વતંત્ર રીતે વિચાર કરવા લાગ્યો."

જયન્તિ એટલે જ્હેની સાથે મ્હારો ત્રણ વર્ષ અગાઉ વિવાહ સબધ થયેલો તે કુમારિકા અને લગ્નસબધ થવાની તૈયારીમા જ્હેનુ અણચિતવી બિમારીથી મૃત્યુ થયેલુ મૃત્યુવશ થયે તે કુમારિકાને આજે બરોબર ત્રણ વર્ષ થયા ! તે મ્હને આજે ત્રણ વર્ષે શ્મશાનમા બોલાવે છે એનો અર્થ શો ? મૃત્યુવશ થયેલા મનુષ્યોના ફરીથી દર્શન શા ? એનો સભવ પણ હોય ખરો કે ? અને બોલાવે તોયે શ્મશાનમા શુ દાટ્યુ છે ? શુ એનો સેવકને પણ અત્યારથી શ્મશાનમા બોલાવવાનો ઇરાદો છે કે ? ત્યારે જ્હેનો મ્હને વિચાર સુદ્ધા નથી ત્હેના શબ્દોનુ આવુ સ્ફુરણ અણચિતવ્યુ થયુ ક્યાથી ? શુ ખરેખર તે મ્હને અત્યારે બોલાવતી જ હશે ? આ શુ ? ' હુ આવા વિચારમા હેરાન જ્હેવો થઇ ગયો અને મ્હારા આરામગૃહમા એ જ વિચારમા આમ ત્હેમ આટા મારવા માટ્યો

" સ્વર્ગકુમાર ! આવ, બનતી ત્વરાએ આવ, હુ જયન્તિ ત્હને આપણા શ્મશાનમા બોલાવુ છુ ! " મ્હારા વિચારોના પ્રત્યુત્તરમા આ શબ્દો મ્હારા મનમા ફરીથી સ્ફુર્યા એ સુર મ્હે ઓળખ્યો-ખરેખર તે સ્ફુરતા શબ્દો જયન્તિના જ હતા અને તે મ્હને મરી ગયેલી હોવા છતા બોલાવતી હતી

જયન્તિ બોલાવે છે એવી ખાત્રી તો આવી રીતે થઇ, પરતુ હવે ત્યા જવુ કે નહિ અને જવુ તો શી રીતે જવુ એ એક પ્રશ્ન હતો હુ એનો નિર્ણય તાત્કાલિક કરી શક્યો નહિ ઘડીયાળમા જોયુ તો બાર ઉપર એકનો અમલ થવા આવ્યો હતો રાત્રિનો અધકાર મેઘને લીધે ભયકર જામ્યો હતો શ્મશાન લગભગ એક માઇલ દૂર નદી કિનારે ઉજ્જડ અને જગલના ભાગમા હતુ મ્હારી સાથે આવે

એવો કોઇ પણ મિત્ર મ્હારી પાસે હાજર ન્હોતો ભુતપ્રેતની અને શ્મશાનની ભય કરતાની વાતો ન્હાનપણુથી સાભળતો આવ્યો હતો. એમા શ્રદ્ધા ન્હોતી તોયે હૃદય એટલુ બધુ નિડર ન્હોતુ કે ત્યા જઇ શકાય જયન્તિનુ આમ ત્રણ અકાળે, અધકારે, મધ્યરાત્રિએ અને અપ્રિયસ્થાને હતુ મન ઉશ્કેરાયુ જીજ્ઞાસાને લીધે, પણ હૃદય હઠયુ ભયને લીધે ભ્રમણા તો નહિ હોય, એવુ પણ થયુ નિર્ણય ન થઇ શક્યો મધુર કુમારિકાનુ આમત્રણ આવે વખતે પ્રિય લાગે ત્હેવુ ન્હોતુ' પછી "આ આમ ત્રણ યમદૂતનુ તો નથી ને ?" મ્હે મ્હારા મનને સ્વાભાવિક પ્રશ્ન કરી ધીમે ધીમે હસી પડયો એટલામા તો મેઘવૃષ્ટિ પણ પરજોરશથી શરૂ થઇ રાત્રિની ભય કરતામા એક વાનાનો વધારો થયો પણ કોણ જાણે કે હૃદય અને બુદ્ધિ ના પાડતા હોવા છતા પણ હુ જયન્તિના આ સાચા કે ભ્રમજનક આમ ત્રણને માન આપી કોઇની પણ સહાય વિના શ્મશાને જવાને તૈયાર થઇ ગયો' શ્મશાનમા જવાનુ સદ્ભાગ્ય જ્હેમને પ્રાપ્ત થાય છે તેઓ તે સ્થાનમા એકલા ભાગ્યે જ જાય છે ત્હેમને ત્યા સુધી પ્હોચાડી આવવા ત્હેમના સ્વજનો તૈયાર હોય છે' પણ સેવકે તો એકલા પડે, પોતાના સ્વપગે ચાલી શ્મશાનયાત્રા કરવાની તૈયારી શરૂ કરી ? હુ નથી ધારતો કે આ હિમતની કદર કરવાનુ કોઇ પણ ચુકી શકે ?

પરિણામ ગમે તે આવે એની દરકાર કર્યા વિના હુ વસ્ત્ર પરિધાન કરી શ્મશાનપ્રતિ જવા તૈયાર થયો મેઘવૃષ્ટિનુ જોર વિશેષ હતુ અને અવારનવાર હૃદયને ચમકાવી નાખે એવી મેઘગર્જનાઓ પણ ચાલુ હતી છતા મ્હારૂ મન એકદમ મક્કમ થઇ ગયુ અને એની હિમતને લીધે હુ નિડરપણે ઘર બંધ કરી છત્રી ઓઢી બહાર નીકળી

પડયો અત્યંત વૃષ્ટિને લીધે હવા ઠંડી થતી જતી હતી તેથી અગાઉથી વિચાર કરી મ્હેં ગરમ કપડાં પૂહેરી લીધાં હતાં આમ્ન વખતે ઉપયોગી થઇ પડે એ હેતુથી ખીસામાં એક પાણીદાર ચપ્પુ પણ રાખ્યો હતો વૃષ્ટિને લીધે છત્રી સાથે રાખવાની હોવાથી સાથે લાકડી ગખવાનું બની શક્યું ન્હોતું તેથી કંઇક બેચેની રૂહેતી હતી, પણ મનની મક્કમતા પ્રત્યેક પળે વૃદ્ધિગત થતી જતી હોવાથી એ બેચેનીનો પણ અંત આવી ગયો પોળ છોડી શ્મશાન તરફ જવાનો માર્ગ મ્હે પકડયો વૃષ્ટિનું બળ વિશેષ હોવાથી છત્રી પણ “ ઓ તૂટી, ઓ ગઇ ” એમ વારંવાર લાગતું હતું જવાનો માર્ગ પાણી વિશેષ પડેલું હોવાથી પાણીથી ભરપૂર થઇ ગયો હતો અને લગભગ ઢીચણ સુધીના પગ ગ્સ્તે ચાલતાં પાણીમાં ડૂબેલા જ રૂહેતા હતા પાણીના આવા આવરણને લીધે રસ્તો કાપવો પણ દુર્ઘટ થઇ પડયો હતો લગભગ અડધો માઇલનો એ ગ્સ્તો પટાવી ગામબહારના સપાટ પ્રદેશમાં પહોચતાં મ્હારો અડધો કલાક વીતી ગયો

સપાટ પ્રદેશમાં પૂહોચતાં મ્હને કુદરતની ભયંકરતાનું વધારે દર્શન થયું પવન અત્યંત વેગથી ફુંકાતો હતો અને વિદ્યુત્‌ના ચમકારા વારંવાર થયા કરતા હતા છત્રી ખુલ્લી ગખેલી હોવાથી પવનના તોફાનને લીધે તે હાથમાંથી છટકી અને પવન ત્હેને પોતાના અમલ નીચે કાણ જાણે કે કયાં ખેંચી ગયો ત્હેનો પત્તો ફરીથી તે વખતે કે પાછળથી લાગ્યો નહિ આવી રીતે વરસાદમાંથી બચવાનું મ્હારૂં સાધન પવને ખુંચવી લીધું અને હું વૃષ્ટિથી ભીંજાતો અને પવનથી ખેંચાતો આગળ વધવા લાગ્યો તે સપાટ પ્રદેશ જોતજોતામાં તો પાણીના પ્રવાહોને લીધે સરોવર જહેવો બની ગયો પાણી

સિવાય બીજુ કંઇ નહિ માત્ર ગણ્યા ગાંઠયા વૃક્ષો જાણે એક વિશાળ સરોવરમા ઉભા ન હોય ત્હેમ થોડે થોડે દૂર જણાતા હતા અને તે સ્થાનની ભયંકરતામા વધારો કરતા હતા દેડકા અને એવા અન્ય પ્રાણીઓના ભયકારક અવાજથી મ્હારૂ મગજ ફરવા લાગ્યુ આખે શરીરે ભીંજાતો ચાલતો હોવાથી મ્હારા શરીરમાનુ ઉષ્ણતામાન કમી થઇ ગયુ હોય ત્હેમ હુ ઠંડીથી ધ્રૂજવા લાગ્યો પવનના સપાટા શરીરમા સોસરા ભોંકાતા હતા અને ત્હેમ ત્હેમ મ્હારૂ શરીર વધારે વધારે હેરાન થતુ જતુ હતુ !!!

+ + + +

આવી રીતે આ ત્રાસ અનુભવતો હુ આ સપાટ પ્રદેશ વટાવી શ્મશાનની લગભગ પહોચવા આવ્યો જ્યા ત્યા પાણી ભરાઇ ગએલુ હોવાથી રખેને હુ ભૂલો ન પડી જાઉ એ ભયથી બહુ સભાળીને ચાલતો હતો નદીનો પ્રવાહ વૃષ્ટિની ભયંકરતાને લીધે મ્હોટો અવાજ કરતો આગળ વધતો હતો આ અવાજ મ્હે શ્મશાનભૂમિમા પ્રવેશ કરતા સાભળ્યો સદ્‌ભાગ્યે શ્મશાનભૂમિ નદીના ડાબી તરફના કીનારાના ઉચ્ચ પ્રદેશમા હતી તેથી નદીમા પૂર આવે તોપણ ડાબા કિનારાનો પ્રદેશ પાણીમા ડૂબી જવાનો સભવ ન્હોતો ત્હેમજ શ્મશાનભૂમિમા પડતા પાણી તે ભૂમિ ગામ તરફ ઢળતી હોવાથી તે તરફ વહી જતા હતા અને તેથી ત્યા પણ પાણીમા લાબુ હેરાન થવાનો સભવ ન્હોતો

શ્મશાન ભૂમિમા પ્રવેશ કરી હુ સીધો નદીમા કેટલા પાણી વ્હે છે એ જોવાના હેતૂથી બીજુ લક્ષ રાખ્યા સિવાય આગળ વધ્યો અને છેક તેના કિનારાની ભેખડો ઉપર જઇને ઉભો રહ્યો નદીના મને

કિનારા પાણીથી છલોછલ ભરાઇ ગયા હતા અને પાણીનો પ્રવાહ પૂર જોસથી મ્હોટો અવાજ કરતો, આગળ ધસતો હતો તે હુ જોઇ રહ્યો આ દૃષ્ય ભયકારક હતુ પણ રમ્ય હોવાથી હુ તે જોવામા દશેક મીનીટ સુધી ગુ થાયો એટલામા ઉભો હતો ત્યાથી થોડેક છેટે તે કિનારાની એક મ્હોટી ભેખડ પાણીના બળને લીધે મ્હોટા અવાજ સાથે નદીમા તૂટી પડી અને હુ ચમકયો

વૃષ્ટિના પ્રાબલ્ય વખતે નદી કિનારે ભેખડો ઉપર ઉભા રહેવું કેટલુ બધુ જોખમભરેલુ છે એનો ખ્યાલ મ્હને આવી ગયો અને હુ તરતજ પાછો હઠયો એ દ્રષ્ય જોવામા તલ્લીન થયો હતો છતા સમય વિચારી પાછો ફર્યો વૃષ્ટિ એટલામા અચાનક બધ થઇ ગઇ પણ મેઘે આકાશપ્રદેશનુ કરેલુ આચ્છાદન કાયમ હતુ ચદ્રદેવ કે ત્હેની જ્યોત્સ્નાના દર્શન થવાનો અમુક સમય સુધી બીલકુલ સભવ ન્હોતો કિનારા તરફથી શ્મશાન ભૂમિની મધ્યમા આવતા મ્હને પદરેક મીનીટ લાગી હશે શ્મશાનના મધ્યભાગમા આવતા ઉત્તર દિશા તરફથી મ્હે ત્રણ આકૃતિઓને દૂરથી મ્હારી સમીપ આવતી જોઇ અને હુ ચમકયો કઇક ગભરાયો અને એ ગભરાટને લીધે હુ આગળ વધ્યા સિવાય જ્યા ઉભો હતો ત્યા નીચેજ બેસી ગયો અને મ્હારા તરફ ધસતી તે આકૃતિઓ તરફ કઇક જીજ્ઞાસા, કઇક ભય અને કઇક ત્રાસથી જોવા લાગ્યો મ્હારામાથી હિમત જતી રહી હોય ત્હેમ મ્હારૂ શરીર જોરથી ધ્રૂજવા લાગ્યુ અને હવા ઠડી થઇ ગએલી અને પવન જોરથી ફુકાતો હોવાથી શરીર ઠડુ પડી ગયેલુ હોવા છતા મ્હારા શરીર ઉપર પ્રસ્વેદ વળ્યો આ પ્રસ્વેદ આ દ્રશ્યની ભયકરતાને લીધે ઉત્પન્ન થયેલા ગભરાટનો હતો હુ દીન જહેવો થઇ ગયો અને મ્હારૂ મગજ

ફરવા લાગ્યુ "દોડીને ગામ તરફ ન્હાસી જાઉ" એ વિચાર થયો પણ જાણે મ્હારા પગ ભાગીજ ન ગયા હોય અને જાણે ત્હેની દોડવાની કે ચાલવાની શક્તિ સદતર હરાઇજ ન ગઇ હોય ત્હેમ તે જડજ પડી રહ્યા ! હુ આખો મીંચી ત્હેના ઉપર બને હાથ દબાવી બેસી રહ્યો અને આવતા ત્રાસનુ પરિણામ ભોગવવાની રાહ જોવા લાગ્યો ।

\+ \+ \+ \+

આ સ્થિતિમા હુ પાચેક મીનીટ ભાગ્યેજ બેસી રહ્યો હોઇશ એટલામા મ્હારા શરીરને કોઇ વ્યક્તિના હસ્તનો સ્પર્શ થયો અને હુ એકદમ ચમકયો મ્હારૂ મન ગભરાયુ અને હુ એકદમ બેઠો હતો ત્યાથી ઉભો થઇ ગયો મ્હારી આખો ઉઘડી ગઇ હુ પાચ દશ કદમ આગળ દોડયો અને થોડેક દૂર જઇ ઉભો રહ્યો મ્હારા શરીરનો સ્પર્શ કરનારી વ્યક્તિઓ પણ મ્હને અનુસરી અને મ્હારી નજીક આવીને ઉભી રહી હુ ભયને લીધે ત્યાથી પણ આગળ દોડી જવાના વિચારમા હતો પણ તે વ્યક્તિઓમાથી કોઇ વ્યક્તિએ મ્હને મીઠા સ્વરે આશ્વાસન આપતા જણાવ્યુ "સ્વર્ગકુમાર ! ભયભિત થઇશ નહિ આગળ ન્હાસવાની કોઇ પણ જાતની જરૂર નથી અમ્હે ભુતપ્રેત નથી મનુષ્યો છીએ અને ત્હારૂં કલ્યાણ ઇચ્છીએ છીએ !"

આ મીઠા અને આશ્વાસનદાયક શબ્દોએ મ્હારા મનનો ગભરાટ ઓછો કર્યો મ્હારૂ શરીર ચમકી ઉઠતુ અટકી ગયુ મ્હારા હૃદયમા આશા, શાન્તિ અને ઉત્સાહનો સસાર થયો અને હું મ્હારી મૂળ

માનસિક સ્થિતિમા આવ્યો છતાયે હજૂ ચિત્તના ઉડાણુમા કઇક અશે અવ્યવસ્થતા હતી એ પણ મ્હારે સાથે સાથે જણાવવુ જોઇએ હું એ અજ્ઞાત વ્યક્તિઓના વચન ઉપર વિશ્વાસ રાખી ઉભો થઈ રૂહ્યો તે ત્રણે વ્યક્તિઓ એક બે મીનીટમા તો મ્હારી નજીક આવીને ઉભી રૂહી અને હું ત્હેમનુ અવલોકન કરવા લાગ્યો રાત્રિનો ગાઢ અધકાર હજૂ ઓછો થયો ન્હોતો તેથી કોઇ પણ વ્યક્તિને સપૂર્ણ-પણે ઓળખી કાઢવાનુ અશક્ય હતું છતા હુ આખો ફાડી ફાડીને તેઓ કોણ છે ત્હેનો નિર્ણય કરવા લાગ્યો અહોરાત્ર જગલના ગર્ભમા પરમાત્માનુ સ્મરણુ કરી જીવન વ્યતિત કરનારા યોગીઓ જહેવા તેઓ ત્રણે જણાતા હતા તેઓના શીર્ષ ઉપરના કેશ, લાબી દાઢી અને કઠમા રૂદ્રાક્ષની મ્હોટી મ્હોટી માળાઓ મ્હારા આ અનુ માનનું સમર્થન કરતા હતા તેઓના શરીર ઉપર એકેક મ્હોટી કફની જે ઠેઠ ઢીંચણ સુધી પૂહોચતી હતી તે સિવાય અન્ય કોઇ વસ્ત્ર ન્હોતુ અને તેઓના મસ્તક ખુલ્લા હતા તેઓની વય લગભગ એક સરખી હોય એવુ જણાતુ હતુ અધકારને લીધે આ સિવાય હું વિશેષ અવલોકન કરી શક્યો નહિ આટલો નિર્ણય થઇ ગયા પછી મ્હારો ચિત્તના ઉંડાણુમા રૂહેલો થોડો ઘણો ભય પણ ઓછો થઇ ગયો અને હું કઇક નવિન સ્ફુર્ત્તિમા આવ્યો "સ્વર્ગકુમાર, રાત્રિના સમયે આવી ભયકર સ્મશાન ભુમિમા આવી ભય પામવો એ ચિત્તની નિર્બલતાનુ પરિણામ છે મનુષ્ય મનુષ્યને જોઇને ડરશે તો આ જગત્ ઉપર જીવવુ પણ અશક્ય થઇ પડશે "

"એ વાત ખરી છે મનુષ્ય, મનુષ્યને જોઇને ડરે એ ખરેખર હાસ્યાસ્પદ છે પરતુ હુ ભય પામ્યો તે વખતે મ્હે આપ સર્વેને

મનુષ્ય ન્હોતા ધાર્યા ! " હુ પ્રત્યુત્તર આપતો બોલ્યો " ત્યારે અમ્હને ત્હે પ્રેત ધાર્યા હતા ? " કોઇએ પ્રશ્ન કર્યો " હા, એવુ જ કંઇક "

" પણ સ્મશાનમા આવી પ્રેતથી ડરવુ એ પણ એટલુ જ હાસ્યાસ્પદ છે. પ્રેતનો ભય મિથ્યા છે અને એ ભય મનુષ્યોએ પોતાની મૂર્ખતા અગર નિર્બલતામાથી ઉત્પન્ન કરેલો હોય છે ! "

" ત્યારે શુ પ્રેતયોનિનુ અસ્તિત્વ જ નથી હોતું ? "

" એ યોનિનુ અસ્તિત્વ તો અવશ્ય છે પણ મનુષ્યજાતે એ યોનિથી ડર પામવાની જરૂર નથી મનુષ્ય પોતે જ પ્રેત છે સ્થુલ શરીરનો ત્યાગ કર્યો કે તરત જ મનુષ્ય પ્રેતના સ્વરૂપમા ફેરવાઇ જાય છે ! ! "

આ શબ્દો સાભળ્યા પછી હું કઇક બોલવા જતો હતો એટલામા તે ત્રણે વ્યક્તિઓએ જમીન ઉપર આસન લઇ લીધુ એટલે હુ પણ કઇ વિશેષ બોલ્યા સિવાય ત્હેમની પેઠે જમીન ઉપર બેસી ગયો અને અમ્હો સર્વે પાચેક મીનીટ સુધી મૌન બેસી રહ્યા

\+ + + +

હુ ધારૂ છુ કે આ વખતે રાત્રિના ત્રણેક વાગ્યા હશે આકાશ પ્રદેશ વાદળ વિખરાતું હતું તેથી ખુલ્લો થતો જતો હતો મેઘનુ આચ્છાદન હઠતુ જવાથી ચદ્રદેવના દર્શન થયા અને ત્હેની જ્યોત્સ્ના જગત્ ઉપર પથરાવા લાગી એકાદ મીનીટ આ જ્યોત્સ્ના મનને આનદ આપતી આખા જગત્નુ દર્શન આપતી હતી અને એકાદ મીનીટ ચદ્ર વાદળમા છૂપાઇ જતા પાછો અધકાર પ્રસરી રહેતો આવી રીતે પ્રકાશ અને અધકારના અનુભવમા હુ પેલા ત્રણે

યોગીઓ પાસે બેસી રૂહ્યો હતો અને અનેક વિચાર કરતો હતો. જયન્તિ મ્હને સ્મરણમા આવી જયન્તિએ મ્હને શ્મશાનમા બોલાવ્યો પણ ત્હેના તો હજૂ દર્શન પણ થયા નહિ તેથી મ્હારૂ મન ઉદ્વેગ પામતુ હતુ હુ જ્યા બેઠો હતો ત્યાથી પૂર્વ દિશામા પચાસેક કદમ દૂર એક પીંપળાનુ વૃક્ષ હતુ ત્હેના તરફ હુ વારવાર જોતો હતો કારણ કે તે વૃક્ષ નીચે તે શ્મશાન હતુ કે જ્યા ત્રણ વર્ષ અગાઉ જયન્તિના કૌમાર સ્થુલ દેહને ચિત્તામા ભસ્મીભુત કરવામા આવ્યો હતો જયન્તિ બોલાવતી હોય અને હોય તો તે જ વૃક્ષ સમીપ હોય એ માન્યતાથી હુ વારવાર તે તરફ ધારી ધારીને જોતો પણ મ્હને તે સ્થળે જયન્તિ કે એવી કોઇ પણ આકૃત્તિના દર્શન થયા નહિ મ્હારી જીજ્ઞાસા વધતી જતી હતી ત્હેમ ત્હેમ એનુ પરિણામ ન આવતા બમણા પ્રમાણમા નિરાશ થતો જતો હતો મ્હારા ચિત્તની આવી સ્થિતિ ચાલતી હતી એટલામા તો આકાશપ્રદેશ વાદળ મ્હોટા ભાગે વિખરાઇ જવાથી ખુલ્લો થઇ ગયો અને ચદ્રની જ્યોત્સ્નાએ આખુ જગત્ ફરીથી સ્પષ્ટ જોઇ શકાય એટલો પ્રકાશ આપ્યો અને આ પ્રકાશ ચદ્રને વાદળમા છૂપાવાનો ભય ન્હોતો તેથી ચાલુ રૂહ્યો અને હુ અત્યત આનદ પામ્યો મ્હારી સમીપ બેઠેલા યોગીઓ અને આખી શ્મશાનભૂમિ હવે હુ સ્પષ્ટ રીતે જોવા લાગ્યો—આ ત્રણે યોગીઓના વય લગભગ પચાસ વર્ષ ઉપરના હશે એમ મ્હને ત્હેમની મુખમુદ્રાના અવલોકનથી લાગ્યુ ત્રણેના શરીર સપૂર્ણ આરોગ્યમા હોય ત્હેવા તેજસ્વી અને મજબુત જણાતા હતા અને તેઓની મુખમુદ્રાની પ્રતિભા અલૌકિક હતી મ્હે તેઓની મુખમુદ્રા ધારી ધારીને જોઇ પણ તેઓ મ્હારા આ જીવનમા કોઇ કાળે પણ પરિ-

ચયમા ન જ આવ્યા હોય ત્હેમ હુ તેઓમાથી કોઇને પણ ઓળખી શક્યો નહિ. જેઓને હુ ઓળખતો નથી તેઓ મ્હને ઓળખે છે અને મ્હને મ્હારા મૂળ નામથી સબોધીને વાતચિત્ત કરે છે તો તે વ્યક્તિઓ કોણ હશે તે જાણુવા હુ અત્યત અધીરો થઇ ગયો આ અધીરતાએ મ્હને ઉશ્કેરી નાખ્યો. મ્હારાથી રૂહેવાયુ નહિ અને હું બોલી ઉઠયો " પૂજ્ય યોગીઓ ! જો આપને વાધો ન હોય તો મ્હારી એ જીજ્ઞાસા તૃપ્ત કરશો કે આપ કોણ છો ? હુ આપને ઓળખતો નથી અને આપ મ્હને જાણે ઓળખતા ન હો તે પ્રમાણે મ્હારૂ નામ સબોધીને બોલાવો છો તેથી મ્હને ભારે આશ્ચર્ય થાય છે તેથી હુ આશા રાખુ છુ કે આપ મ્હારી આ ઇચ્છાને શાન્ત કરશો ? "

હુ આટલુ પૂછી પ્રત્યુત્તરની ગહ જોવા લાગ્યો

" જો કે ત્હારી આ ઇચ્છા કે પ્રશ્ન અસ્થાને નથી છતા અમ્હે કોણ છીએ તે હાલ તરત ત્હને જણાવવુ અસ્થાને છે તુ અમ્હારા પરિચયમા આવ્યો નથી પણ કદાચ નામથી તો અમ્હને ઓળખતો હોઇશ ? "

એક યોગીએ પ્રત્યુત્તર આપ્યો

" જો એમ હોય તો આપ સપૂર્ણ ઓળખાણ ન આપતા માત્ર આપના નામ જણાવો તો પણ બસ છે "

મ્હે જણાવ્યુ

" હા એ બનશે—પણ સ્વર્ગકુમાર ! ત્હને જયન્તિના દર્શન થયા કે નહિ ? "

એક યોગીએ સ્મિતહાસ્ય કરતા પૂછ્યુ.

આ પ્રશ્ને મ્હને ભારે આશ્ચર્યમા નાખ્યો શ્મશાનભુમિમા હુ એક સ્ફુરેલા શબ્દ અનુસાર ત્રણ ત્રણ વર્ષ અગાઉ મૃત્યુવશ થઈ શ્મશાનભુમિમા ભસ્મીભુત થઇ ગયેલી કુમારિકાના દર્શન કરવા આવ્યો છુ, એ મ્હારા મનની વાત જે મ્હે કોઇને પણ જાહેર કરી નથી–એવી અત્યત ગુહ્યવાત આ યોગીઓના જાણવામા શી રીતે આવી એની કલ્પના મ્હારાથી થઇ શકી નહિ મ્હારી બુદ્ધિ એનો વિચાર કરવામા ભ્રમિત થઈ ગઇ હુ દિગ્મૂઢ જ્હેવો થઇ ગયો–આશ્ચર્ય ચકિત થઇ હુ આ પ્રશ્નનો કઇ પણ પ્રત્યુત્તર ન આપતા માત્ર ત્હેમની તરફ જોઇ રૂહ્યો મ્હારો આ માનસિક વ્યાપાર જાણે ત્હેમ-નાથી સપૂર્ણપણે સમજાયો હોય ત્હેમ વળી એક યોગીએ કઇક નવિન જ વાતો કહી " ત્હારા મનની અત્યત ગુહ્યવાત અમ્હારાથી અજ્ઞાત નથી એવુ જોઇને ત્હને ભારે આશ્ચર્ય થાય છે પણ એમા આશ્ચર્ય પામવા જ્હેવુ કઇ જ નથી જ્હેમ ત્હારી જીદગી "પ્રેમ" અને "પ્રિયા" ના આદર્શ પાછળ ગાડી છે ત્હેમ અમ્હારી જીદગી પણ એક એવા આદર્શની પાછળ ભમે છે કે જ્હેને મનુષ્ય જીવનના સર્વે વ્યાપારોનુ જ્ઞાન પામતા કઇ પણ વિલબ લાગતો નથી—આ પણ એક આદર્શમોહનુ પરિણામ છે ? "

" પણ આપનો આ આદર્શ તો સર્વેથી વધે ? "

હુ ધીમે સ્વરે બોલ્યો અને ગાઢ વિચારમા ડૂબી ગયો યોગીઓની આ અજબ શક્તિનો પરિચય થતો જોઇને હુ ત્હેમની સમક્ષ દીન જ્હેવો થઇ ગયો મ્હારૂ જીવન મ્હને એમ્હની તૂલનામા તદ્દન ભ્રષ્ટ અને નિર્માલ્ય લાગ્યુ

" ના, આદર્શોની એવી તૂલના થઈ શકતી નથી. જ્હેવી રીતે અમ્હે અમ્હારા આદર્શમા ઉચ્ચ છીએ ત્હેમ તું ત્હારા આદર્શમા

પણ ઉચ્ચ છે નહિતર આવી રાત્રિએ આ ભયકારક શ્મશાનમા મૃત કુમારિકાના દર્શન, જે અસભવ અને હવાઇ ખ્યાલ જ્હેવી વાત છે, તે કરવા તું ન જ આવ્યો હોત? માત્ર ત્હને ત્હારો આદર્શ જ અહિ ઘસડી લાવ્યો છે એટલે એટલા અશે તુ ત્હારા આદર્શમા ઉચ્ચ છે એ એની મેળે સિદ્ધ થઇ જાય છે!"

"ત્યારે શુ હુ આ શ્મશાનમા માત્ર ભ્રમણાથી જ ખેચાઇ આવેલો છુ?" મ્હને મ્હારી અજ્ઞાનતાનુ પ્રથમ દર્શન થયુ

"હા, એજ ભ્રમ–પણ આદર્શનો ભ્રમ એટલી એનામા રમ્યતા વધારે એટલી એની મહત્તા વધારે! બાકી શુ તું એ વાત સભવિત માને છે કે કોઇ મનુષ્ય પોતાના સ્વજનને આ દેહે મૃત્યુ પછી મળી શકે છે?"

"ના, એમ બનવુ અસભવ છે ત્યારે મહાપુરૂષ! મ્હે મ્હારા આરામગૃહમા એ મૃતકુમારિકાના એ શબ્દો ક્યાથી સાભળ્યા?" તે યોગીજનોએ મ્હારા મનની અત્યત ગુહ્યવાત પણ જ્યારે પોતાની અદ્ભુત શક્તિથી જાણી લીધી છે ત્યારે હુ ત્યાથી જે શબ્દો સાભળી નીકળ્યો ત્યારથી અત્યાર સુધીની તમામ હકીકત જે કઇ બની ગઇ એનુ પણ જ્ઞાન ત્હેમને એવી જ રીતે થયુ હશે એવી ધારી મ્હે આ પ્રશ્ન કર્યો

"એ પણ આદર્શનો મોહ! કોઇ કોઇ વખત એવા શબ્દ સાભળવામા આવે છે અને મનુષ્યો ઠગાય છે વળી કોઇ કોઇ વખત એ શબ્દો સાચા પણ હોય છે, એટલે જયન્તિના એ શબ્દો અન્યથા નહિ પણ ત્હારા માનસિક વ્યાપારમાથી જ જન્મ્યા હશે!"

મ્હારા પ્રશ્નનો આ પ્રત્યુત્તર મ્હને ગોળ ગોળ લાગ્યો મ્હારા મનનુ જોઇએ ત્હેવુ સમાધાન થયુ નહિ તેથી મ્હે ફરીથી પૂછ્યુ "આપે જણાવ્યુ તે રીતે મ્હારા મનનુ સમાધાન થતું નથી માટે જો જરા વધારે સ્પષ્ટ શબ્દોમા કહો તો સેવક આપનો રૂણી રહેશે"

હુ આટલુ બોલી મૌન રહ્યો ભીંજાયેલા વસ્ત્રો લાબો વખત શરીર ઉપર રહેવાથી મ્હારા શરીરની ઉષ્ણુતા ઓછી થઈ ગઈ હોય ત્હેમ મ્હારા શરીરની સ્ફુર્ત્તિ લ્હટવા લાગી શરીરની સ્ફુર્ત્તિ અને ઉત્સાહનો નાશ થતો જોઇને હુ ગભરાવા લાગ્યો રખેને બિમાર તો નહિ થઈ જાઉ એ ભયથી મ્હારૂ શરીર યોગીજનોના દેખતા ધ્રૂજવા લાગ્યુ મષ્તિષ્કમા શરદી ભરાવાથી શ્વાસની ગતિનો અવરોધ અનુભવવા લાગ્યો અને હુ બેચેન જ્હેવો થઇ ગયો, હુ મ્હારા કરેલા પ્રશ્નનો પ્રત્યુત્તર શો મળે છે તે ન દેખતા બેઠો હતો ત્યાથી ઉભો થઇ ગયો અને માત્ર ધોતીયાની અદર પ્હેરેલી ચડ્ડી રાખી શરીર ઉપરના તમામ વસ્ત્ર કાઢી નાખ્યા અને ઉઘાડે શરીરે એક યોગી જ્હેવા વેષે તે યોગીઓની સામે બેઠો યોગી પુરૂષો સમક્ષ મ્હને આની અર્ધનગ્ન જ્હેવી સ્થિતિમા બેસવુ શરમભરેલુ તો લાગ્યુ પણ તે સમયે તે સિવાય બીજો કોઇ ઉપાય ન્હોતો અને ભીંજાયેલા વસ્ત્ર શરીર ઉપર વધારે વખત પ્હેરી રાખવાની શક્તિ શરીરમા રહી ન્હોતી યોગીઓની સામે યોગી જ્હેવા વેષે બેસવુ એમા શો વાધો? એ વિચારે મ્હારી આ મુશ્કેલી દૂર કરી અને હુ વિના સકોચે બેઠો હુ આ વ્યાપારમા ગુથાઈ રહ્યો ત્યા સુધી મ્હને કોઇ પણ યોગીએ કઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ એમાથી મ્હને મુક્ત અને સ્વસ્થ ચિત્તે બેઠેલો જોયા બાદ એક

યોગીએ મૌનને ભગ કરી કહ્યુ " સ્વર્ગકુમાર ? આજે ત્હે શરીરની જરા પણ દરકાર કર્યા સિવાય એક ભ્રમણામા પડી અહિ આવવાનું જે સાહસ કર્યું છે તે સ્તુત્ય છે અને ત્હારી હિમત પ્રશસા પાત્ર છે, પણ બચ્ચા ! આદર્શની પાછળ ત્હારો મોહ એવો તો ન જ હોવો જોઇએ કે જહેમા તુ ત્હારા શરીરનુ અને મનનુ આરોગ્ય હારી જાય ! ત્હારૂ શરીર શરદીથી ધ્રૂજી રહ્યુ છે અને એને લીધે ત્હારા મનની બેચેની વધી છે, આ પરિણામ હાનિકારક છે માટે આ મ્હારી સલાહ છે કે ત્હારે અત્યારેને અત્યારે બીજી ભાજગડમા ન પડતા ઘર તરફ જવુ જોઇએ, નહિતર તું માદા પડી જઇશ, એવુ ત્હારા શરીર ઉપરથી સ્પષ્ટ જણાય છે શરદીએ ત્હારા શરીર ઉપર ઘણી અસર કરી નાખી છે, કારણ કે "પ્રેમ" અને "પ્રિયા"ના આદર્શની પાછળ મરી મથનારા મનુષ્યોની પ્રકૃતિ હમેશા નાજુક હોય છે અને તેઓ વારેવારે માદા પડી જાય છે ! !"

" મહાપુરૂષ ! આપનુ આ કથન અક્ષરસ સત્ય છે અને જાણે હુ મ્હારો પોતાનો અનુભવ મ્હારે સ્વમુખે ન કહી બતાવતો હોઉ એમ આપ વર્ણવી રહ્યા છો અને તે હુ માનુ છુ પણ મ્હારૂ દીલ હવે આપની પાસેથી આપના નામ જાણ્યા સિવાય, કે આપને કરેલા મ્હારા પ્રશ્નોનો સતોષકારક ખુલાસો મેળવ્યા સિવાય ઘર તરફ જવા ના પાડે છે અત્યત વૃષ્ટિમા, ગાઢ અધકારમા હુ ભીંજાતો અને હેરાન થતો આ ભયકારક શ્મશાનભૂમિમા એક ભ્રમણામા પડી અહિ સુધી આવી પ્હોચ્યો—અને ભ્રમણા તો ભ્રમણા જ નીવડી ! અહિ તે વળી મૃતકુમારિકાના દર્શન ક્યાથી ? જે માટે આવ્યો હતો તે પદાર્થના દર્શન તો થયા નહિ પણ ઉલટુ વૃષ્ટિમા ભીજાઇ, અતિશ્રમ

અને નિદ્રાના અભાવે ભય અને ત્રાસની ઉશ્કેરણીને લીધે અર્ધો ગાડો અને અર્ધો માંદો પડી ગયો. પણ પરમાત્માની અત્યંત કૃપાથી આપ મહાપુરૂષોના દર્શન થઇ ગયા તો પછી જે બન્યુ તે સારૂ જ બન્યું સમજી મ્હારે આપને ઓળખ્યા સિવાય કે ઓળખુ નહિ તો આપ જ્હેવા પવિત્ર પુરૂષો પાસેથી કઇ સંગીન લાભ ઉઠાવ્યા સિવાય કે કંઇ મીઠો ઉપદેશ પ્રાપ્ત કર્યા સિવાય આ સ્થુલ શરીરના કહેવાતા રક્ષણ સારૂ ઘર તરફ દોડી જવુ એ શુ ખરેખર મૂર્ખતા ભરેલુ નથી કે ? બિમાર જ્હેવો થયો છુ અને કદાચ પૂરેપૂરો બિમાર પડી જાઉં અને વળી કદાચ અહિંને અહિ મૃત્યુ પામી જયા જયન્તિની ચિત્તા બળી હતી ત્યા અગ્નિદાહ પામુ તોયે શુ ? પણ અત્યારે તો હુ એકદમ પાછો નહિ જ જાઉ ! હવે તો બધો આરામ જ્યારે કંઈ પણ લાભ આપ પવિત્ર પુરૂષો પાસેથી પામીને ઘેર જાઉ ત્યારે જ—પછી ભલે તે આરામ બે કલાક પછી મળે કે બે વર્ષ પછી મળે ત્હેની મ્હને ચિંતા નથી ? ” શરીર અસ્વસ્થ અને મન બેચેન હતું તોયે મ્હારૂ મન ઉશ્કેરાયુ અને હુ આ શબ્દો એ આવેશમા બોલ્યો પણ મ્હારા આ શબ્દોએ મ્હારા શરીરની અને મનની અશક્તિ વધારી મૂકી અને મ્હારા મગજમા ચક્કર આવવાથી હુ બેશુદ્ધ જ્હેવો થઇને જમીન ઉપર ઢળી પડયો

× × × ×

# પ્રકરણ-૪

## બેશુદ્ધિનુ સ્વપ્ન
અને
## જયન્તિનુ દર્શન



મ્હારી ઉઘડતી આખ પણ દેખે હવે ત્હારી છબી
મ્હારૂ વિલસતું હૃદય પણ ઇચ્છી રૂહ્યુ ત્હારૂ અમી
મ્હારી પ્રકટતી ભાવના પણ માત્ર ઇચ્છે છે ત્હને
તો તુ દયાળુ થઈ હવે શુ હૃદય ના સભાળશે ?

× × × ×

જ્હેને ન હુ દેખી શકુ
ત્હેને ન હુ પામી શકુ
તોયે મ્હને તે તેડતી
આમત્રણો દઇ એ શુ બધુ ?



મ્હારી આ બેભાનાવસ્થાની શરૂઆતની સાથે મ્હારૂ મન કોઈ એક અદ્ભૂત સ્વપ્ન જોવામા ગુ થાયુ હતુ અને તે સ્વપ્ન ચાલુ રૂહ્યુ ત્યા સુધી હુ એજ સ્થિતિમા પડી રૂહ્યો હોઇશ એવો ખ્યાલ મ્હને જ્યારે હુ પ્રાત કાળના પાચ છ વાગ્યાના સુમારે સપૂર્ણ જાગૃત સ્થિતિમા આવ્યો ત્યારે થયો. હુ જાગૃત થયો ત્યારે અરૂણોદય થઇ ગયો હતો અને અરૂણુના આછા સોનેરી કિરણો આખી શ્મશાનભૂમિમા છવાઇ રૂહ્યા હતા. પક્ષીગણુ પ્રાત કાળની મીઠી હવામા મધુર કલરવ

ફરી રહ્યા હતા અને ત્હેમના આ સગીતમા મ્હને અત્યત આનંદ મળતો હતો ઠડો, શરીરમા સ્ફુર્તિ અને શકિતસચાર કરતો મદમદ વાયુ મ્હારા ગાત્રોનો સ્પર્શ કરી મ્હને ગતરાત્રિના શ્રમ, ત્રાસ, ભય, અને અશકિતના કડવા અનુભવ ભુલાવતો હતો જાગૃતાવસ્થામા આવતા અને બેઠા થઇને ચારે તરફ દષ્ટિ ફેંકતા મ્હને તે શ્મશાનભૂમિ, ગતરાત્રિએ ભયકર લાગેલી હોવા છતા, અત્યારે અત્યત રમ્ય લાગી જે પ્રચડવૃક્ષોને જોઇ રાત્રે હુ ગભરાતો હતો તે વૃક્ષો મ્હને આ પ્રાતકાળે ઘણા જ સુદર અને આનદ-દાયક લાગ્યા

આવી રીતે પ્રાતકાલની તે શ્મશાનભૂમિની કુદરતી લીલા અવલોકતો હુ ઉભો થયો ગત્રિએ કાઢી નાખેલા ભીંજાયેલા વસ્ત્રો નજીકમા પડયા હતા તે હજૂ પણ એવાને એવા જ હતા તોયે મ્હે પ્હેરી લીધા અને હુ ઘર તરફ જવાના વિચારમા પડયો—પ્રાતકાલની રમ્યતાએ અને મ્હને થયેલા સ્વપ્ને રાત્રિયે મળેલા યોગીઓનુ અત્યાર સુધી વિસ્મરણ કરાવ્યુ હતુ, તોયે તે વિસ્મરણ અકસ્માત્ હઠી ગયુ અને મ્હને ત્હેમની સ્મૃતિ તાજી થઇ આવી હુ એકદમ ચમકી ઉઠયો આખો ફાડી ફાડીને હુ તે શ્મશાનભૂમિમા યોગીઓને જોવા લાગ્યો,—દૃષ્ટિ ચારે દિશાએ ફેંકી પરતૂ તે યોગીઓ મ્હને કોઇ પણ સ્થળે જણાયા નહિ—હુ નિરાશ થયો—તેઓ ક્યાથી આવ્યા હતા, કયા જતા હતા, ત્હેમના નામ શા હતા, ત્હેનુ કાંઇ પણ જ્ઞાન મ્હને ન્હોતુ મ્હારા અમૂક પ્રશ્નોનો પ્રત્યુત્તર પણ અપૂર્ણ રાખી તેઓ મ્હારી નિદ્રાવસ્થાનો લાભ લઇ અદ્રષ્ય થઇ ગયા હતા અને આવી રીતે ત્હેમણે મ્હને મ્હારી બહુ બહુ પ્રાર્થના હોવા છતા છોડી દીધો હતો.

"અમૃત તો વ્હેચાય છે વર્ષોંમહિ એક જ ધડી" આ શબ્દો મ્હને યાદ આવ્યા. અલૌકિક યોગીઓના થયેલા દર્શન મ્હે કંઇ પણ સગીન લાભ ઉઠાવ્યા સિવાય ગુમાવ્યા હતા, તે જોઇને મ્હને અત્યત પશ્ચાતાપ થયો આ નિરાશાએ અને પશ્ચાતાપે મ્હારી પ્રાપ્ત થયેલી સ્ફુર્તિનો અત આણ્યો અને હુ પાછો બિમાર જહેવો થઇ ગયો–"નદી કિનારે પ્રાતસ્નાન માટે ગયા હશે" એવુ ધારી હુ ત્યાથી આગળ વધી નદી કિનારે આવ્યો કિનારા ઉપર ઉભા રૂહી મ્હે ચારે દિશામા દૃષ્ટિ કરી પણ મ્હને ત્હેમનો પત્તો લાગ્યો નહિ નદીના પાણીનો પ્રવાહ રાત્રિના જહેવો જ પ્રબળ હતો અને એનો ખળળળ અવાજ એક પ્રકારનુ અદ્દ્ભૂત સગીત ગજાવતો મ્હારા કર્ણોમા ગુજતો હતો પ્રબળ પ્રવાહને લીધે પાણી ડ્હોળાયેલુ અને વમળ ખાતુ આગળ વધતું હતું—નદીના આ રમ્ય અને ગભીર દૃષ્યને જોઇ મ્હારૂ હૃદય ઉછળ્યુ હુ દશેક મીનીટ સુધી એજ દૃષ્ય જોવામા સ્તબ્ધ જહેવો થઇ ઉભો રૂહ્યો–અને કિનારા તરફ જયા સુધી પ્હોચી શકે ત્યા સુધી મ્હે મ્હારી દૃષ્ટિ ફેરવી પરતુ યોગીઓના દર્શન કરવાની મ્હારી ઇચ્છા નિષ્ફળ નીવડી હુ નિરાશ હૃદયે પાછો ફર્યો જીદગીની એક અમૂલ્ય તક મ્હે મ્હારી બેદરકારીથી ગુમાવી હતી, તે જોઇ હુ વારવાર નિશ્વાસ નાખવા લાગ્યો રાત્રિનો સમય મ્હે જે સ્થળે બેભાનાવસ્થામા પડયા રૂહી વ્યતિત કર્યો હતો તે સ્થળે હું પુન આવ્યો અને લમણે હાથ દઇ અનેક નિરાશાના વિચાર કરતો બેઠો આ સ્થિતિમા હુ પાએક કલાક બેસી રૂહ્યો. આ સમય દરમ્યાન સૂર્યોદય થઇ ચુક્યો હતો અને આખુ જગત્ સપૂર્ણ જાગૃત થઇ ચૂકયુ હતું મનુષ્યો પ્રાતકાળની સ્નાન દતધાવનાદિની ક્રિયામાથી નિવૃત્ત થઇ પોતપોતાની

પ્રવૃત્તિમા લાગી ગયા હોય એમ, ખેડૂત વર્ગ, શ્મશાનભૂમિની સમીપના એક માર્ગે થઇને પોતાના ખેતરો ભણી જતો હતો, તે જોઇ મ્હને લાગ્યુ મ્હારે પણ હવે આ શ્મશાનભૂમિ છોડી ઘર તરફ જઇ પ્રાત ચર્યાથી પરવારી અન્ય પ્રવૃત્તિને માટે તૈયાર થઇ જવુ જોઈએ, એ વિચારે હુ ત્યાથી ઉઠયો અને ધીમે પગલે ચારે તરફ યોગીઓને શોધતો, ગામ તરફ જવા લાગ્યો શ્મશાનભૂમિ પ્રસાર કરી, હુ ગત-રાત્રિએ વર્ણવી બતાવેલા સપાટ પ્રદેશમા આવ્યો મ્હારા બને હાથ મ્હારા ગરમ કોટના બને બહારના ખીસામા હતા એક ખીસાની અદર અદર રાખેલો હાથ આમતેમ ફેરવતો હતો ત્યા એકાદ કાગળના ન્હાના પડીકા સાથે ત્હેનો સ્પર્શ થયો અને ત્હેમ થતા મ્હે તરત જ જે ચીજ સાથે મ્હારા હાથનો સ્પર્શ થયેલો તે ચીજ બહાર ખેચી કાઢી હાથમા લઈ અવલોકતા તે ચીજ તે એક ન્હાનુ સરખુ કાગળનુ પડીકુ હતુ મ્હારા કોટના કોઇ પણ ખીસામા આવુ પડીકુ અગાઉથી પડી રહ્યાનો સભવ ન્હોતો તેથી મ્હારી તત્પરત્વે જીજ્ઞાસા વધી અને હુ ચાલતો અટકી એક સ્થળે ઉભો રહી ત્હેને ઉઘાડી ત્હેનુ સપૂર્ણ અવલોકન કરવામા પડયો પડીકુ ઉઘાડતા એક કાગળ જુદો પડયો અને ત્હેની અદરથી નીકળેલુ એક પડીકુ હજુ કાયમ રહ્યુ તે કાગળ તે કોઇએ મ્હારૂ નામ સબોધીને લખેલો પત્ર હતો અક્ષરો તદ્દન અપરિચિત હતા તેથી પડીકાની અદર અન્ય શુ ચીજ છે તે જોયા પ્હેલા હુ તે પત્ર વાચવામા પડયો—અત્યત ઉત્સુક અને આતુર દૃષ્ટિએ તે પત્ર મ્હે ધ્યાનપૂર્વક વાચ્યો –

" સ્વર્ગકુમાર !

" તુ જાગૃત થઇશ તે સમયે તો અમ્હે ઘણા જ દૂર નીકળી

ગયા હોઇશુ, છતા ત્હારા જેવા ઉત્સાહી અને સાહસિક યુવકને અમ્હે આ જીદગી સુધી તો નહિ જ ભૂલીએ, એની અમ્હે આ પત્રદ્વારા ખાત્રી આપીએ છીએ ત્હારા શરીરની અશક્તિએ ત્હને બેભાન બનાવી દીધો અને ત્યારબાદ તુ નિદ્રામા પડયો એટલે અમ્હોએ અમ્હારા આશ્રમ તરફ જતા ત્હને જાગ્રત કર્યો નથી અને ત્હને તેજ સ્થિતિમા મૂકી ચાલ્યા ગયા છીએ અમ્હારા આવા વર્ત્તનથી ત્હને નિરાશા અને દુખ તો થશે પરતુ અમ્હારે ત્હેમ કર્યા સિવાય છૂટકો ન્હોતો એટલે નિરૂપાય ! છતા ત્હને એટલી ખાત્રી આપીએ જ છીએ કે ત્હને તેજ શ્મશાન-ભૂમિમા આજથી બરાબર એક મહિના પછી શ્રાવણ સુદી ૮ ને રોજ રાત્રિએ દશેક વાગ્યાને સુમારે મળીશુ માટે ત્હારે તે દિવસે તે સ્થાને તે સમયે હાજર રૂહેવુ–છતા ત્હારાથી એટલો સમય પણ રાહ જોઇ શકાય એમ ન હોય અને તુ અમ્હને બનતી ત્વરાથી મળવાજ ઇચ્છતો હોય તો ત્હારે અમ્હારા આશ્રમ તરફ બે ત્રણ દિવસ વીત્યા બાદ નીકળી પડવુ અમ્હારો આશ્રમ સાબરમતી નદીને કિનારે “ સખ્યા ” નામના ગામડાની પાસે છે જીજ્ઞાસા હોય તો આ ગામડુ અને અમ્હારો આશ્રમ બને તેટલી તપાસ કરી શોધી કાઢજે આ પત્રમા એ વિષે વિશેષ લખવાની આવશ્યક્તા નથી શ્મશાનભુમિમા થયેલા સ્વપ્નની હકીકત કોઇ પણ મનુષ્યને કદી પણ જણાવીશ નહિ–નહિતર એનુ ફળ નાશ પામશે

લી૦

ત્હારા શુભેચ્છકો —

જયાનંદ સ્વામી

વિશુદ્ધ મૂર્તિ.

જ્ઞાનેશ્વરાશ્રમ—

તા ક

આ પત્રની સાથે રાખેલા પડીકામા એક પ્રકારનુ ઉત્તમ ઔષધ છે જે ત્હને ત્રણ દિવસ ચાલશે ત્હેનો શ્રદ્ધાપૂર્વક ઉપયોગ કરજે એના સેવનથી ત્હારા મનની અને શરીરની સ્થિતિ સુધરશે

યોગીઓના અદ્રષ્ય થવાથી મ્હારા ચિત્તમા ઉત્પન્ન થયેલી ભયકર નિરાશાનો અત આ પત્રના વાચનથી એની મેળે આવ્યો મ્હને તેઓ ભુલી જશે નહિ અને બરોબર એક માસ પછી ફરી આવીને મળશે એ આશાએ મ્હારા હૃદયને સજીવન કર્યું અને હુ અત્યત આનદ પામ્યો તે ઉપરાત હુ ધારૂ તો એક માસ સુધી રાહ જોયાસિવાય માત્ર એક જ અઠવાડીયામા ત્હેમના આશ્રમે જઇને ત્હેમને મળી આવી શકુ એવો માર્ગ પણ ત્હેમણે રાખેલો છે એ જોઇને તો વળી મ્હારા આનદનો અવધિ જ ન રહ્યો—મ્હારૂ હૃદય થનથન નાચવા લાગ્યુ—યોગીઓની મીઠી માયા અને લાગણીએ એને રૂણી બનાવ્યુ અને હુ ત્યા ઉભો ઉભો ત્હેમનો આભાર માનવા લાગ્યો મ્હારા શરીરની અશક્તિ જોઇને તે દૂર કરવાની ખાતર અત્યત મમતાથી પત્ર સાથે રાખેલુ ઔષધ મ્હને અમૃતથી પણ વધારે પ્રિય લાગ્યુ મ્હે ત્હેને મમતાથી ચુમ્યુ પડીકાને સભાળથી ઉઘાડી મ્હેં તે ઔષધનુ આશાભરી આખે અવલોકન કર્યું માત્ર તે શ્વેતવર્ણની રાઇના દાણા જ્હેવડી સત્તાવીસેક ગોળીઓ હતી પરતુ કિમતી પત્થર જ્હેવી ચકચકિત હતી ત્હેનુ સેવન કરવાની રીત અને ત્હેના અનુપાન તે ગોળીઓ હતી તે કાગળમા જ સ્પષ્ટ અક્ષરે લખવામા આવ્યા હતા અને તે હકીકત તરફ તરત જ ધ્યાન જાય એવી ગોઠવણ તે યોગીઓએ કરી હતી ગોળીઓને પડીકામા આમત્હેમ

ફેરવી મ્હે અનુપાન અને સેવનની વિધિ વાચી લીધી અને સપૂર્ણ-તાએ સ્મરણમા રાખી આવી રીતે યોગીઓએ જતા અગાઉ મ્હારા હૃદયની, શરીરની અને જીવનની સભાળ લીધી હતી—તો પછી મ્હારા જ્હેવો મનુષ્ય તે મહાપુરૂષોની મમતાને કે ત્હેમના આવા ઉપકારને આ જીવન સુધી તો શુ પણ અનેક જન્મો સુધી કેમ ભુલી શકે ?

---

## પ્રકરણ ૫.

### હુ અને જયન્તિ.

શ્મશાનભૂમિમા અનુભવેલા મ્હારા સ્વપ્નની કથા આલેખ્યા અગાઉ મ્હારે મ્હારૂ અને જયન્તિનુ અગત ઓળખાણ આપવુ જોઇએ એવુ મ્હને લાગે છે આ કારણસર હુ તે વાર્તા અહિથી જ શરૂ કરીશ, તો આશા છે કે વાચકવર્ગ મ્હને ક્ષમા કરશે મ્હને અને જયન્તિને સપૂર્ણ રીતે ઓળખ્યા સિવાય હુ નથી ધારતો કે મ્હારા એ સ્વપ્નની કથાનુ રહસ્ય કોઇ પણ વાચકને અવગત થાય ! !

મ્હારા જીવનના ધ્યેય અને વિચારો વિષેની થોડીક હકીક્ત મ્હે મગલાચરણમા જ આપી છે, પરતૂ માત્ર તેટલી હકીકતથી કોઇના મનનુ સમાધાન થાય એ માનવુ ભુલભરેલુ છે. હુ ધારૂ છુ કે હુ આ કથા

લખી રહ્યો છુ તે જમાનામા મ્હારૂ વય ત્રીસેક વર્ષનુ હશે મ્હારી આ કથાનો જન્મકાળ મ્હારી અઢાર વર્ષની વયે શરૂ થયો હશે આ કથામા વર્ણવી શકાય ત્હેવો મ્હારો ઇતિહાસ એટલે મ્હારી આ તમામ પ્રવૃત્તિનો આરભ પણ એ જ અરસામા કહી શકાય અઢારમા વર્ષની શરૂઆતથી અઠ્ઠાવીસમા વર્ષના અ ત સુધીમા કરેલી પ્રવૃત્તિઓનો ઇતિહાસ એ જ મ્હારી આ કથા મ્હારા જીવનના ધ્યેયની પાછળ મ્હેં દશ વર્ષ સુધી અવિશ્રાન્ત શ્રમ કર્યો અને જે પદાર્થની મ્હને ઇચ્છા હતી તે પ્રાપ્ત થયા પછી હુ નિવૃત્ત હૃદયે મ્હારી આ કથા લખી રહ્યો છુ– દશ વર્ષના મ્હારા અનુભવો અલૌકિક છે કોઇ એને માનશે, કોઇ એને કલ્પના કહેશે તો કોઇ એને રમ્ય જુઠાણુ કહેશે–પરતુ એવા ભયથી મ્હારે સત્ય પદાર્થને છૂપાવવો એ યોગ્ય નથી–એવો અ તિમ નિર્ણય કરી હુ આ પ્રયત્ન રહ્યો છુ અને સાથે આશા રાખી રહ્યો છુ કે હજારો વાચકોમાથી કોઇ કાળે એકાદ વાચક તો મ્હારો ઉપાસક થશે અને જે ધ્યેયમા હુ મરી મથ્યો છુ તે ધ્યેયને માટે તે પણ મરી મથશે ધ્યેયપ્રાપ્તિના દશ વર્ષની કથા પછી, હુ નિવૃત્ત બેસી રહીશ, એવી કલ્પના કોઇએ કરવી નહિ, કારણ કે તે કલ્પના ખોટી નીવડશે ધ્યેય ઉપભોગના બીજા દશ વર્ષની કથા હુ આ “ધ્યેયપ્રાપ્તિની કથા સપૂર્ણ થયે શરૂ કરીશ–પરતૂ એને માટે વાચકને થોડીક ધીરજ રાખવી પડશે “ધ્યેયઉપભોગ”ના બે વર્ષો તો મ્હે પૂર્ણ કર્યા છે એ બે વર્ષોના અનુભવ એટલા બધા અદ્ભૂત નીવડયા છે અને એટલા બધા સવિસ્તર છે કે મ્હારે તે હિસાબે દશે વર્ષના અનુભવ આલેખવાને માટે કદાચ આવડા બેએક પૂસ્તક ભરવા પડશે–“ધ્યેય ઉપભોગ” પછી રહ્યો આદર્શ “ધ્યેયમુક્તિનો” એ મુક્તિ કષ્ટ સાધ્ય છે, એટલે

એ કથાના અનુભવ વધારે કડક હશે-પરતૂ તે હકીકત લાબા ભવિષ્યકાળની હોવાથી મ્હારે અત્રે તે વિષે કઈ પણ ઉલ્લેખ કરવો અસ્થાને છે સમજી મૌન રૂહુ છુ-મ્હારા અગત ઓળખાણને માટે "મ્હારી કથા" વિષે આટલી ચર્ચા કરવાની મ્હારે અનિવાર્ય આવશ્યકતા હતી તે કારણસર મ્હેં વિષય છોડી વિષયાન્તર પદ્ધતિ ગ્રહણ કરી છે, પરતૂ ત્હેને માટે હુ અતકરણપૂર્વક ક્ષમા યાચી લઉ છુ

મ્હારૂ વય વીસ વર્ષનુ થવા આવ્યુ ત્યા સુધી મ્હારો વિચાર, મ્હારા સબધીઓનો મ્હને લગ્નગાઠથી જોડી દેવા પ્રયત્ન હતો, છતા એ બધનમા પડવાનો ન્હોતો અનેક ઉચ્ચ અને ખાનદાન કુટુબની સુશિક્ષિત અને યોગ્ય કન્યાઓના માગા મ્હારા પિતાની પ્રતિષ્ઠા, મ્હારી કુલિનતા અને મ્હારી વિદ્વતાને લઇને આવતા પરતૂ મ્હારો તે પ્રતિ અભાવ હોવાથી મ્હારા પિતા ના પાડતા આવી રીતે લગભગ વીસ વર્ષ પૂરા થવા આવ્યા ત્યા સુધી હુ લગ્નના બધનમા પડતો સહજ બચી ગયો-મ્હારી આ જીતે મ્હને કઇક ઉત્સાહી બનાવ્યો અને બ્રહ્મચર્યની સ્થિતિ લબાવવા તૈયાર થયો. બ્રહ્મચર્યના પ્રભાવ, ત્હેના અસખ્ય લાભ વિગેરે બાબતો મ્હે અનેક સ્થળેથી સાભળી, વાચી અને અત્યાર સુધીની જીદગીની એવી સ્થિતિને લીધે અનુભવી હતી તે કારણથી મ્હારો તે વિચાર વળી બીજા બે ત્રણ વર્ષ વધારે અવિવાહિત સ્થિતિ વ્યતિત કરવાને મક્કમ થયો આ વિચારને મ્હારી બ્રહ્મચર્યની શક્તિએ વધારે મક્કમતા આપી અને ત્હેમ ત્હેમ હુ વધારે નિશ્ચયી થતો ગયો અને કુદરત પણ જાણે મ્હારા આ વિચારને અનુકુળ ન હોય ત્હેમ ત્હેમ મ્હને ત્હેવા સયોગો પણ પ્રાપ્ત થતા

મ્મા–કુદરત મ્હને અનુકુળ હતી એ શબ્દોથી કોઇ એમ તો નહિ જ ધારી લે કે મ્હને કોઈ પણ પ્રકારની પ્રતિકુળતા સહન જ નહિ કરવી પડી હોય ! કેટલીક પ્રતિકુળતાઓ તો એવી ઉપસ્થિત થઇ હતી કે "નાવ ઓ ડૂબ્યુ ! ઓ ગયુ !" એવા ઉદ્દગાર નીકળી જતા–પરતૂ પરમાત્માએ મ્હારી ફરીયાદ સાભળી હોય ત્હેમ હુ એ પ્રતિકુળતાઓ-માથી પણ અકસ્માત્ બચી ગયો, આ અકસ્માતની કથા હુ હવે જાહેર કરીશ

વૃદ્ધાવસ્થાને લીધે અને એવી બીજી શારીરિક અશક્તિઓને લીધે મ્હારા પિતાની તબીયત, જે દિવસ મ્હને એકવીસમુ વર્ષ બેઠુ તે જ દિવસે એકાએક બગડી આવી એમ્હની આ માદગી દિવસે દિવસે લબાવા લાગી વૈદ્યો અને ડૉક્ટરોના ઉપચાર ચાલુ હતા, છતા પિતાની શારીરિક સ્થિતિને મૂળ સ્થિતિ ઉપર આવતા વિલબ લાગ્યો એક દિવસ હુ, મ્હારી માતા અને મ્હારી ન્હાની બ્હેન સ્વયસુધા ત્રણે જણ મ્હારા પિતાની પથારી પાસે ત્હેમની શારીરિક સ્થિતિની સંભાળ રાખતા અને ત્હેમની સુશ્રુષા કરતા બેઠા હતા, તે વખતે મ્હારા પિતાએ પોતાની માનસિક સ્થિતિ સ્વસ્થ હોવાથી મ્હારા સામે દૃષ્ટિ રાખી મમતાથી પૃછ્યુ "સ્વર્ગકુમાર ! મ્હારી આ માદગી લબાતી જાય છે "તેથી મ્હને ભય લાગે છે કે હુ આ વખતે પથારીમાથી નહિ ઉઠુ "મ્હારી જીદગી આરામથી ગઈ છે મ્હારા હાથે કઇ પણ પાપકાર્ય "થયુ નથી તેથી મ્હારો આત્મા આ સ્થિતિમા પણ નિરોગી, સંતુષ્ટ "અને સુખી છે મ્હારા જીવનની હુ માનુ છુ તે પ્રમાણમા મ્હારાથી "બની શકે એટલી ફરજો મ્હે અદા કરી છે એટલે "અમૂક કાર્ય" "બાકી રૂહી જાય છે એવી મ્હને ચિતા નથી એટલે હુ નિશ્ચિત મને

" મરીશ–બ્હેન સ્વયં સુધા પણ સારે ઠેકાણે પડી છે એટલે એની
" પણ ચિંતા નથી. ત્હારા જેવા સુપુત્રને લીધે ત્હારી માતાની ચિંતા
" પણ મ્હારે કરવાની નથી, એટલે આ હિસાબે મ્હારી જીંદગીનું કોઇ
" પણ કાર્ય બાકી રૂહી જતું હોય એવું મ્હને લાગતું નથી–છતાં
" મ્હારા દીલમાં એટલી તો ઇચ્છા રૂહી જ જાય છે કે મ્હે ત્હારા
" લગ્ન કર્યાં નથી જો મ્હે ત્હને પરણાવી દીધો હોત અને તું પરણી
" ચૂક્યો હોત તો મ્હારે આટલી પણ ચિંતા ન રહેત–તો હવે ત્હારો
" તે સબંધે શો વિચાર છે તે જણાવીશ ? "

મ્હારા પિતા આટલું બોલી, હું શું પ્રત્યુત્તર આપું છું તે સાંભળવા અત્યંત જીજ્ઞાસુ થઇ મ્હારા પ્રતિ જોઇ રહ્યા મ્હારી માતા અને બ્હેન પણ હું શો વિચાર જાહેર કરૂં છું તે જાણવા અમ્હારા બંને જણ વચ્ચે ચાલતો વાર્તાલાપ મૌન રૂહી સાંભળતા હતા

" પિતાજી ! " હું પ્રત્યુત્તર આપતો બોલ્યો મ્હારો અંતઃકરણનો
" વિચાર તો એવો છે કે મ્હારે હજુ બે ત્રણ વર્ષ સુધી અવિવાહિત
" રૂહેવું જોઇએ–છતાં આપને જો એમ લાગતું હોય કે મ્હારૂં લગ્ન ન
" થવાથી આપની એક ફરજ અપૂર્ણ રૂહી જાય છે તો હું મ્હારો
" આવો મક્કમ વિચાર હોવા છતાં પણ આપની ઇચ્છાને આધીન
" થવા તૈયાર છું–છતાં સાથે સાથે એટલું તો અવશ્ય યાચી લઉં છું
કે આપે મ્હને હમણાં બેત્રણ વર્ષ સુધી આ ઉપાધિમાથી મુક્ત રાખવો જોઇએ "

" શું હજૂ બેત્રણ વર્ષ સુધી અવિવાહિત જીવન ગાળવાને માટે
" ત્હારૂં દીલ મક્કમ છે ? " પિતાએ આશ્ચર્યચકિત થઈ પૂછ્યું

" હા-પણ આપની સમતિ વિના નહિ "

" ત્યારે મ્હારી સમતિ તો નથી "

" તો હુ આપ કહેશો તે પ્રમાણે કરીશ આપના દીલને દુખ
" રહી જાય એવુ કાર્ય કરવા હુ તૈયાર ન જ થઇ શકુ ? "

" ભાઇ ! ત્હારા વિચાર સ્તુત્ય છે ખરા, પણ આ જમાનામા
" વીસ વર્ષ કરતા વધારે વય સુધી અવિવાહિત જીવન ગાળવાની ખાસ
" જરૂર નથી એવો મ્હારો અભિપ્રાય છે અને હુ ત્હને આગ્રહ કરૂ
" છુ કે હવે ત્હારે લગ્નસબધથી જોડાવુ-હવે વધારે મક્કમ રહીશ
" નહિ-હવે ત્હારે પરણવુ જ પડશે "

" આપનો એવો આગ્રહ છે તો મ્હારે હવે બીજુ કશુ કહેવાનુજ
" નથી-આપની ઇચ્છા પ્રમાણે હુ લગ્નસબધથી જોડાઇ જઇશ
" આપ કહેશો તે વખતે તૈયાર રહીશ "

" ત્યારે તો હવે હુ પથારીમાથી બેઠો થાઉ ત્યારે વાત, જો
" મૃત્યુ મ્હનો છેડેજ નહિ તો ત્હારે મ્હારા મૃત્યુ પછી ત્રણેક મહિનાની
" મુદત બાદ તરતજ લગ્ન સબધથી જોડાઇ જવુ-કન્યાની વ્યવસ્થા
" મ્હે વાગ્દાન આપી અત્યારથી જ કરી રાખી છે જે વખતે તૈયાર
" થઇશ તે વખતે તે કન્યા ત્હને મળશે "

" તે કબુલ છે " મ્હે જણાવ્યુ

" અતકરણપૂર્વક ? "

" હા, ત્હેમા શકાને સ્થાનજ નથી હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ

" કે હુ હવે ટૂક મુદતમા લગ્ન સંબધથી જોડાઇશ અને આપ
" ખુશી થશો "

" એતો જોવા રૂહીશ ત્યારે-પણ કદાચ મૃત્યુ પામુ તોયે શુ?
" હુ સ્વર્ગમાથી પણ ત્હને લગ્ન સબધથી જોડાયેલો જોઇ પ્રસન્ન
" થઇશ? પણ મ્હારા ગયા પછી ત્હારા વિચારો બદલાઇ જાય તો
" મ્હારા દીલને સ્વર્ગમા પણ ત્રાસ પડે ખરો! માટે મ્હને
" વચન આપીશ?"

" હા, હુ આપને વચન આપુ છુ કે હુ હવે વધારે સમય આ
" સ્થિતિમા રૂહીશ નહિ આપ નિશ્ચિત રૂહેશો "

પિતાને વચન આપી મ્હે એમ્હના માયાળુ હૃદયનુ સમાધાન
કર્યું પિતાનુ ચિત્ત પ્રસન્ન થયુ સ્વર્ગકુમાર હવે લગ્નના સબધમા
જકડી નહિ રૂહે એ જાણી મ્હારી માતા પણ આનદ પામી અને
મ્હારી ન્હાની બ્હેન સ્વયસુધા " ભાઇ પરણી ભાભી લાવશે " એ
આશાના રમ્ય સ્વપ્ન રચવા લાગી-આ વિચારો માતા અને બ્હેનની
મુખમુદ્રા ઉપર બદલાતા ભાવોથી મ્હે જાણ્યા અને હુ પણ એ મમ-
તાની કદરમા કઇક અશે પ્રસન્ન ચિત્ત બની તે વિચારો વાચવામા
મશગુલ થઇ બેસી રૂહ્યો

લગ્ન સબધથી જોડાવાનુ વચન તો આપી ચુક્યો પરતુ મ્હારે
કયી કન્યા સાથે એ સબધથી જોડાવાનુ છે તે સબધે કંઇ પણ
વાત પિતા પાસેથી જાણેલી નહિ તેથી પાછો હેરાન થવા લાગ્યો
મ્હારૂ મન એ વિચારમા અસ્વસ્થ થવા લાગ્યુ " મ્હે કન્યાની વ્ય-

વસ્થા કરી રાખી છે " એવા પિતાએ કહેલા શબ્દો મ્હને બળવત્તર વેગે સ્મરણમા તરી આવ્યા વ્યવસ્થા કરવામા પિતાએ કંઇ ભૂલ કરી હોય અરે ! અણજાણપણે થઇ ગઇ હોય તો તે ભૂલ આખી જીંદગી મ્હારે સોસવી પડે એ કલ્પનાથી હુ ગભરાવા લાગ્યો આ ગભરાટે મ્હને તે કન્યા, ત્હેનુ કુટુબ, ત્હેનો વિદ્યાભ્યાસ, ત્હેનો સ્વભાવ વિગેરે હકીકત અગાઉથી જાણી લેવાને ઉશ્કેર્યો અને તે પ્રમાણે હુ તે જાણવાનો પ્રયત્ન કરવા લાગ્યો

કન્યાના સબધમા હુ જે જે કઇ જાણવા ઇચ્છુ, તે તમામ હકીકત પિતાને માત્ર એક બે પ્રશ્ન કરવાથી જાણી શકુ એમ હોવા છતા પણ, માતા અને પિતાની મર્યાદાનો કારણ વિના ભગ ન કરવો એમ સમજી હુ મૌન રહ્યો, છતા તે તમામ હકીકત મ્હારા પ્રશ્ન વિના એની મેળે જાણવામા આવી જાય એવી યુક્તિ મ્હે રચી હુ પિતાની પથારી પાસેથી ઉઠયો અને જોડેના ખડમા ગયો અને જતી વખતે બ્હેનને ત્યા આવવાની સજ્ઞા કરી સ્વયસુધા મ્હારી સજ્ઞા સમજી ગઇ અને મ્હારી પાછળ પાછળ મ્હારી પાસે આવી બ્હેનને મ્હે મ્હારા દીલની ઇચ્છા જાહેર કરી અને પિતા પાસેથી તમામ હકીકત જાણી લઇ મ્હને જણાવવાનો આગ્રહ કર્યો બ્હેને કબુલ કર્યું અને અમ્હે બનેજણ પાછા પિતાના ખડમા આવ્યા અને પિતાની પથારી પાસે બેસી ગયા—અમ્હને બનેને જોડેના ખડમા જઇ કઇ વાતચિત્ત કરી આવ્યા તે જાણીને મ્હારા પિતા મ્હારા દીલનુ તોફાન સ્વય રીતે સમજી ગયા અને અમ્હે બેઠા કે તરત જ મ્હારી બ્હેન કઇ પ્રશ્ન કરે તે અગાઉ જાણે મ્હારી માતાને સબોધીને ન બોલતા હોય ત્હેમ બોલ્યા —

" સ્વર્ગકુમારને માટે જે કન્યાની વ્યવસ્થા કરી છે તે કન્યા
" અન્ય કોઈ નહિ પણ વીરમુખરાયની પુત્રી જયન્તિ સુશીલ કન્યા,
" ખાનદાન કુટુબ અને સરખે સરખી જોડ ! ? હુ ધારૂ છુ કે આ
" જાણીને ત્હારૂ દીલ સતોષ પામશે !"

" કોણ જયન્તિ ! "મ્હારી માતા પ્રસન્ન ચિત્તે બોલી ઉઠી" એ
" છોકરી ઘણી નમ્ર વિવેકી અને સભ્ય છે મ્હારા ઘરમા એ કન્યા
" આવશે તો મ્હારૂ ઘર દીપી ઉઠશે !"

મ્હારી ભવિષ્યની પત્નીને માટે માતા પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી રહી એટલામા બ્હેને જણાવ્યુ " એતો મ્હારી બ્હેનપણી ! એના જ્હેવી માયાળુ અને ઉચ્ચ વિચારો ધરાવતી બીજી છોકરી મ્હે
" હજુ જોઇ નથી મ્હારીજ સખી જો મ્હારી ભાભી થઇને ભાઇને
" ઘેર આવે તો તો પછી ચિતાજ શી ? બાપુજી ! આ કાર્ય ત્હમે
" બહુ જ સારૂ કર્યુ !

સ્વય સુધાએ પણ જયન્તિ વિષે સારો અભિપ્રાય આપ્યો હવે એના વિષે અભિપ્રાય આપવાને બાકી રહ્યો હુ ? પણ હુ તો અભિપ્રાય આપુ જ શાનો ? હુ કઇ ત્યા અભિપ્રાય આપવા માટે બેઠો ન્હોતો, પણ મ્હારી ભવિષ્યની પત્ની વિષે મ્હારા સ્વજનોનો અભિપ્રાય જાણવા આતુર હતો વીરમુખરાયના કુટુબ સાથે મ્હને જો કે પરિચય ન્હોતો પણ મ્હારી જ્ઞાતિમા કયા કુટુમ્બમા કયી કયી કોટિના મનુષ્યો અસ્તિત્વ ધરાવે છે એનો ખ્યાલ મ્હને હતો જયન્તિ વિષે પણ મ્હે એ રીતે અનેક સુદર વાતો સાભળી હતી મ્હારી જ્ઞાતિના અન્ય મિત્રોદ્વારા મ્હે એની તારીફ અકારણ સાભળી હતી જયન્તિને

મ્હે કોઇ કોઇ વખતે મ્હારી બ્હેન પાસે આવતી જોયેલી પરતુ કોઇ દિવસ એની સાથે એક શબ્દ પણ બોલેલો નહિ, એટલે એના સ્વભાવ અને જ્ઞાનનો પરિચય મ્હને નહિ થયેલો જયન્તિ સ્વભાવે શરમાળ, માયાળુ અને વિવેકી હોય એવો ખ્યાલ મ્હને ત્હેની મુખમુદ્રા જોતા કોઇ કોઈ વખત થયેલો. એની ગભીરતા એ મ્હને એના વિષે સારો અભિપ્રાય બાધતો બનાવેલો એટલે મ્હારી માતા, અને બ્હેનના અભિપ્રાય મ્હને આ પળે સાચા લાગ્યા અને હુ કઇક અશે મ્હારા ચિત્તમા પ્રસન્ન થઇ પિતાએ કરેલી વ્યવસ્થા ડ્હાપણ ભરેલી છે એમ સમજી હુ મ્હારા અતરમા એમ્હનો અતકરણપૂર્વક આભાર માનવા લાગ્યો મ્હારો ભય અને ગભરાટ દૂર થયો

“ કેમ વ્હાલાભાઇ ! હવે તો ત્હમારા દીલનુ સમાધાન થયુને ? ”
સ્વયસુધા મ્હને સબોધીને હસતી હસતી બોલી
“ જે વાત ત્હને ગમી તે મ્હને પણ પસદ જ હોય ! ”
હુ ધીમે સ્વરે માતાપિતા દેખતા સભ્યતાની રૂયે બોલ્યો
“ ના, એવુ કશુ નહિ–એમા તો ત્હમારે વિચાર કરવાનો છે
“ ભાભી સાથે કઇ મ્હારે ઓછુજ ઘર માડવાનુ છે ? માટે હજૂ
“ પૂર્ણ વિચાર કરી જોજે ! ”

સ્વયસુધાએ કટાક્ષમા હસતા હસતા કહ્યુ “ ના, આ સબધમા તો તમામ વિચાર કરવાની સત્તા હુ ત્હનેજ સોપુ છુ, કારણ કે તે
“ તો ત્હારી બ્હેન પણી છે, અને ત્હેના વિષે જો અત્યારે ઉચ્ચમા
“ ઉચ્ચ અભિપ્રાય કોઇએ આપ્યો હોય તો તે ત્હેજ–એટલે પછી
“ ખરો વિચાર કોને કરવાનો છે તે એની મેળેજ સિદ્ધ થઇ જાય છે !

"માટે જો એની આટલી બધી તારીફ ભાગ બાગપીને કરતી હોય તો
"મ્હને પ્હેલેથીજ કહી દેજે–એટલે હુ ભૂલાવામા ન પડુ!"

હુ આટલુ બોલી હસી પડયો અને હસતો હસતો તે ખડ છોડી જોડેના ખડમા ગયો અને એક આરામ ખુરશી ઉપર જયન્તિ વિષે વિચાર કરતો પડી રહ્યો મ્હારા ત્યાથી ઉઠયા પછી મ્હારા પિતા, માતા અને બ્હેન પ્રસન્ન ચિત્તે મ્હારા લગ્ન સબધી એની એ વાત ઉપર ચર્ચા કરતા હતા–હુ ધ્યાન દઇને સાભળવા ઇચ્છુ તો તે ખડ-માથી જોડેના ખડમા થતી બધી વાતચિત્ત સ્પષ્ટ સાભળી શકુ ત્હેમ હતુ, પરતુ હુ પોતે એના મનોરથ કરવામા એટલો બધો ગુથાયો હતો કે મ્હે ત્હેમની વાતચિત્ત સાભળવા ઉપર લક્ષ આપવા કરતા મ્હારા પોતાના વિચારો ઉપર લક્ષ આપવાનુ વધારે ઉત્તમ માન્યુ આ રીતે હુ તે વિચારમા એકાદ કલાક તે સ્થિતિમા તે ખડમા બેસી રહ્યો.

× × × × × ×

મ્હારી આ સ્થિતિ આથી પણ વધારે લબાઇ હોત પણ ત્હેવામા મ્હારા પિતાના ખડમા "આવો વીરમુખરાય, આવો મહાલક્ષ્મી બ્હેન અને આવ બ્હેન જયન્તિ" એમ માતા, પિતા અને સ્વયસુધાની ઉપરોક્ત ત્રણે વ્યક્તિઓનુ ખડમા પ્રવેશ કરતા સન્માન કરતા શબ્દ મ્હારા સાભળવામા આવ્યા અને હુ ચમકયો વસ્તુ સ્થિતિ જોતા મ્હારા પિતાની માદગીના સબબે મ્હારા ભવિષ્યના શ્વસુર પોતાની પત્ની અને પુત્રીને લઇને પિતાની શારીરિક સ્થિતિ જોવા સારૂ આવ્યા હતા, અને તે શબ્દો તે ત્હેમનુ સન્માન થતું હતું જયન્તિને પણ સાથે લાવેલા હોવાથી મ્હારા હૃદયમા વળી કાઇ ઓર પ્રકારની સ્ફુર્ત્તિ આવી અને

મ્હારૂ ચિત્ત પ્રસન્નતા પામ્યુ જયન્તિ મ્હારી ભવિષ્યની પત્ની થવાની છે એ વાર્ત્તા જાણ્યા પછી હુ આજે કોઇ જુદા પ્રકારની દ્રષ્ટિ મમતા અને લાગણીથી એના દર્શન પામવાનો હતો એ જાણી મ્હને અત્યત હર્ષ થયો જો કે આ ઘટના અકસ્માત્ હતી પણ તે મ્હારા ચિત્તને માટે રમ્ય હતી હુ ખુરશીમા પડ્યે પડ્યે એ ઉર્મીઓથી ઉછળવા લાગ્યો અને અદરના ખડમા થતો વાર્ત્તાલાપ દત્તધ્યાન રહી સાભળવા લાગ્યો

"કેમ હવે તબીયત કેવી છે?" વીરસુખરાય આસન લીધા બાદ મ્હારા પિતાને સબોધીને બોલ્યા.

"આજે પ્રકૃતિ મારી છે, પણ શરીરમા અશક્તિ વધારે છે"

"દવાથી હજૂ એ અશક્તિ હઠી શકતી નથી?' ના ડૉક્ટર "તો રોજ નવા ડોઝ આપે છે, પણ હજૂ એમ્હણે કઇ ચમત્કાર "બતાવ્યો નથી–પરમાત્માની ઇચ્છા હશે તો આજે નહિ તો આઠ "વાડીયા પછી પણ આરામ થશે–કેમ આપ તો કુશળ છો ને?'
"હા, બધા મજામા છે!"

વીરસુખરાયના આ છેલ્લા શબ્દો સભળાયા પછી મ્હારા પિતા અને ત્હેમની વચ્ચે કઇક બીજી આડી અવળી વાત ચિત્ત થવા લાગી પણ ત્હેમા કઇ દમ જેવુ ન જણાવાથી હુ મ્હારી માતા અને જયન્તિની માતા વચ્ચે ચાલતી વાતચિત્ત સાભળવા લાગ્યો આ બન્નેની વાતચિત્ત સ્પષ્ટ સભળાતી ન્હોતી કારણ કે એક તરફ સ્વયસુધા અને જયન્તિ પણ હસતા હસતા વાર્તાલાપ કરતા હતા તે શબ્દો પણ એમા ભળતા હતા આવી રીતે ત્યા ત્રણ પ્રકારના વાર્ત્તાલાપ ચાલતા હતા,

જ્યારે સાભળનારો હુ એકલો હતો ત્રણે વાર્ત્તાલાપ હુ સ્પષ્ટ રીતે એક સામટા સાભળી શકુ એને માટે ધ્યાન આપી સાભળવા લાગ્યો હુ અષ્ટાવધાની હોત તો કેટલી બધી સરલતાથી આ કાર્ય કરી શકત એનો વિચાર કરવા લાગ્યો પણ **मुलोनास्ति कुत शाखा ?** એ ન્યાયે મ્હારો એ વિચાર હવાઈ હોવાથી હુ જેટલી સાભળી શકાય એટલી વાત ચિત્ત પછી ગમે ત્હેની સભળાય ત્હેની દરકાર રાખ્યા સિવાય સાભળવા લાગ્યો

મ્હારી માતાએ પૂછ્યુ " મહાલક્ષ્મી બ્હેન ' આજે તો ત્હમે " જયન્તિને પણ સાથે લાવ્યા છો એ શુ ક્હેવાય ? " એણે કહ્યુ કે " મ્હારે સ્વયસુધાને મળવુ છે એટલે પછી એને પણ સાથે લીધી, " સ્વયસુધાને ને એને સારો મેળ આવે છે ' "

જયન્તિની માતાએ પ્રત્યુત્તર વાળ્યો

" એ સારૂ છે–જુઓને અત્યારેજ તેઓ બને જણ કેવી વાતોમા પડયા છે ' " જાણે એક મેક ' "

મ્હારી માતાએ જણાવ્યુ

મ્હારી માતાના શબ્દો ઉપરથી હું સમજી શક્યો કે સ્વયસુધા અને જયન્તિ જે વાતચિત્ત કરી રહ્યા હતા તે બહુ તલ્લીન થઇને કરતા હતા, આથી મ્હે પણ જે વાતચિત્ત બહુ તલ્લીનતાથી થાય તે વાત પણ બહુ તલ્લીન થઇને સાભળવી જોઇએ એવો સિદ્ધાત બાધી એ આધારે વર્ત્તવા લાગ્યો જયન્તિ અને સ્વયસુધા બને જણ ખુબ

ખુશ મીજાજમા હોય ત્હેમ ત્હેમની વાતચિત્ત ઉપરથી લાગતુ હતું

"અહિ બેઠા કરતા આપણે કોઇ બીજા ખડમા જઇએ તો "વધારે સારૂ–અહિઆ આપણાથી ખુલ્લી રીતે વાતચિત્ત નહિ થઇ શકે–બહુજ સકોચ રાખવો પડશે " આ શબ્દો જયન્તિના હતા ત્હેવી સુર ઉપરથી મ્હેં ખાત્રી કરી હુ એ શબ્દ સાભળી કોઈ અવનવો આનદ પામ્યો

"ત્યારે ચાલ ઉઠ " સ્વયસુધા બોલી " જોડના ખડમા જઇને "બેસીએ અને ધરાઇને વાતો કરીએ ?"

સ્વયસુધા ઉભી થઇ હોય એમ જણાયુ

"ત્યા કોઈ બીજુ તો નહિ હોય ને ?

જયન્તિ આસન ઉપરથી ઉભી થતી બોલતી હોય ત્હેમ બોલતી સભળાઇ

"નારે, ત્યા કોણ હોય ? એકદમ એકાત !!"

સ્વયસુધાએ પ્રત્યુત્તર વાળ્યો ત્યારપછી ત્હેમની વાત અટકી અને હુ સમજ્યો કે તેઓ મ્હારા ખડ પ્રત્તિ આવના હતા હુ હવે મ્હારે તે ખડમા બેસી રૂહેવુ કે ત્યાથી ચાલ્યા જવુ એના વિચારમા પડી ગયો જો ત્યા હાજર રૂહું અને જયન્તિ મ્હને દેખી જાય તો સ્વયસુધા અને એની વચ્ચે ચાલનારી વાર્ત્તાનો રસ અને રહસ્ય બને ઉડી જાય એટલુ તો નહિ પણ કદાચ આખી વાર્ત્તાનું સ્વરૂપ જ બદલાઇ જાય–ત્હેમ ત્યાથી ચાલ્યા જવાથી પણ એમ્હની વાતચિત્ત

સાભળવાનો લાભ મળે નહિ તો પછી કરવુ શુ ? આ વિચારે હુ ગભરાવા લાગ્યો " હમણા આવી પ્હોચશે, ઓ આવ્યા " એ વિચારે હુ એકદમ ઉભો થઈ ગયો અને એક નવી યુક્તિ તાત્કાલિક શોધી ક્હાડી તે પ્રમાણે વર્ત્યો હુ બેઠો હતો તે ખડના એક ખૂણામા એકાન્તમા ઇશ્વર સ્મરણ કરવાનુ અનુકુળ થઇ પડે એ હેતૂથી મ્હારા પિતાએ એક ન્હાનુ દેવગૃહ બંધાવ્યુ હતું ચારે બાજુથી છ છ ફુટ ઉંચા લાકડાના પડદા ભરાવ્યા હતા અને ત્હેના ઉપરના ભાગમા મેડા સુધી પ્હોચે એવી રીતે લોખડની જાળી મૂકાવી હતી અને એક દ્વારવાટે ત્હેની અદર જઇ શકાય એવી વ્યવસ્થા રાખી હતી દેવગૃહની અદર એક મૃગચર્મ અને બીજો પૂજાપાનો સામાન પડયો ર્‌હેતો આવી રીતે તે દેવગૃહ મ્હને અત્યારે છૂપાવાને માટે ઉપયોગી થઇ પડયુ અને તે પ્રમાણે હુ ત્હેનુ દ્વાર બધ કરી અદરથી સાકળ વાસી નિશ્ચિત ચિત્તે અને જીજ્ઞાસુ હૃદયે બેઠો

× × × ×

જયન્તિ અને સ્વયસુધાનો તે ખડમા પ્રવેશ થયાનો પગરવ સભળાયો–તેઓ ખડમા બેસી વાતોમા પડશે એવુ સમજી હુ દત્ત ધ્યાન ર્‌હી ત્હેમની વાતચિત્ત સાભળવા તૈયાર ર્‌હ્યો

"કેમ જયન્તિ ! ન્હોતી માનતી પણ મ્હારૂ ક્‌હેવુ સત્ય જ છેને ? " લે અહિ કોઇ છે ?

સ્વયસુધા જયન્તિને સબોધીને બોલી

" ના, અહિ કોઇ જણાતુ તો નથી પણ કોઇ કોઇ જગોએ

' છૂપાઇને તો નહિ બેઠું હોય ?" હુ આ શબ્દો સાભળી ચમક્યો કે રખેને પકડાઇ તો નહિ જાઉં ?

જયન્તિ ચારે બાજુ પોતાના ચકોર નયનો ફેરવતી બોલી "ના રે ના ? અહિ કોઇ શાનુ છૂપાય ? આ ઘર તે કઇ ધર્મશાળા કે "મવાલીઓનો અખાડો છે કે લોકો અહિ આવીને પડ્યા રૂહે કે છૂપાઇ રૂહે ? તુ કોઇ કોઇ ફૂહીને કોની વાત કરે છે તે મ્હારા સમજવામા આવતુ નથી લે, હવે નિરાતે બેસ–આમ બ્હાવરી બ્હાવરી "શાની ફરે છે !" સ્વય સુધા બોલી

સ્વય સુધાના આ શબ્દોના પ્રત્યુત્તરમા જયન્તિ કઇપણ બોલી હોય એમ જણાયુ નહિ જયન્તિ અને સ્વય સુધા આ મૌનના અગ સામા આસન લેવામા રોકાયા હશે એવુ અનુમાન મ્હે કર્યું જયન્તિ અને સ્વય સુધા આસન લીધા બાદ વાતોમા ચઢ્યા ત્હેમ શબ્દો સભળાવા લાગ્યા –

"સ્વય સુધા ! તુ મ્હને નિરાતે બેસી વાતચિત્ત કરવાનુ કૂહે છે પણ હજૂ મ્હારૂ મન માનતુ નથી અહિ બેઠી તો ખરી પણ મ્હારૂ મન ભટક્યા કરે છે કે "રખેને અહિં કોઇ છૂપાયુ ન હોય !"

જયન્તિ હુ છૂપાયો છુ એવી કલ્પના પોતાના મ્હારા વિષેના મનોરથને લીધે કરતી હોય ત્હેમ જણાતુ હતુ છતા ત્હેના એ શબ્દો મ્હારા હૃદયને ગભરાટ ઉપજાવતા હતા હુ છૂપાયેલો એના આ ચાતુર્યથી પકડાઇ જાઉં તો મ્હારો તે બને સખીઓ વચ્ચે ચાલતો વિનોદ ન અનુભવી શકાય એ કારણથી હુ દીલગીર થતો–પણ એક તરફ મ્હારી બ્હેનનુ ચાતુર્ય પણ એવુ જ અદ્ભૂત

હતું એટલે મ્હારો આ ભય એની મેળે દૂર થતો હતો

"તુ મ્હને એટલુ જ કૂહે કે ત્હને અહિયા કોના છૂપાવાનો
' ભય લાગે છે કે જેથી તું આટલી બધી બ્હાવરી બની જાય છે ?
" એ પ્રશ્નનો પ્રત્યુત્તર આપે તો હુ ત્હારૂ સમાધાન કરી શકુ ! બાકી
કોઇ કોઇ કૂહીને વાત કરે એમા તો આપણુને સમજણુ ન પડે બા !"

સ્વય સુધા બોલી "કોઇ એટલે કોઇ માણુસ !

"પણુ તે કોણુ ?

"કોઇ આડોસી પાડોસી !

' એવુ કોણુ નવરૂ હોય ?"

"વળી હોય ?"

તોયે અહિ ક્યાથી આવે ? તું તો ગાડા જ્હેવી વાત કરે છે ?
"કોઇના ઘરમા આવી કોઇ છૂપાઇ રૂહે એ વાત શુ માનવા
"જ્હેવી છે ?"

"ત્હારાજ ઘરનુ કોઇ બીજુ હોય !" જયન્તિ બોલી

"મ્હારા વરમા એવુ કોઇ છૂપાઇ રૂહે એવુ માણુસ નથી
"જેઓ છે તે બધા નિર્ભય રીતે ફરે છે એમ્હણે એવા શા
"પાપકર્મ કર્યા હોય કે ત્હેમને ત્હારા દેખતા છૂપાઇ રૂહેવુ પડે ! માટે
"મુદ્દાની વાત છોડી આવા નકામા લવારા કરવા છોડી દે અગર
"તો સ્પષ્ટ વાત કહી દે એટલે એનો રસ્તો કરી દઇએ ! ગુ ચવાય
"છે શા માટે ? ગાડુ છે કે શુ ?"

"ત્યારે કહી દઉ ?"

"હા, જરાપણ સંકોચ વગર—કંઇ શરમ રાખવા જ્હેવી વાત
"હોય તોયે બ્હેનપણી આગળ શું? ત્હારા અને મ્હારા સંબંધ વચ્ચે
"સંકોચ શો? એવા અંતરાય શા?"

"ત્યારે મુદ્દાની વાત એવી છે કે મ્હને એવો શક રૂહે છે કે
"રખેને ત્હારા ભાઇ અહિં કોઇ સ્થળે છૂપાઇ તો નહિં રૂહ્યા હોય!"

જયન્તિ જે કારણથી ગુંચવાતી હતી તે કારણ સ્વયંસુધાના આગ્રહથી એણે સ્પષ્ટ ભાષામાં જણાવી દીધું. આના પ્રત્યુત્તરમાં સ્વયં-સુધાએ જણાવ્યું. "પણ ધારો કે મ્હારા ભાઇ અત્યારે આ ઘરમાં
"હોય તો ત્હેમને ત્હારા આવવાથી છૂપાઇ શા માટે જવું પડે? શું
"ત્હેમને ત્હારો ડર બર લાગે છે કે શું? તું તો કંઇક અજબ વાત કરે છે!"

"ડર તો શાનો? પણ કદાચ ગમ્મતની ખાતર!"

"પણ એમાં શાની ગમ્મત! ગમ્મત કે વિનોદ તે અત્રે રૂબ-
"રૂમાં થાય કે છૂપાવાથી?"

"એમ્હને કદાચ આપણો વાર્તાવિનોદ સાંભળવાનું મન થઇ
"આવ્યું હોય!"

જયન્તિએ બીજું કારણ દર્શાવ્યું—

"પણ વાર્તાવિનોદ સામે બેસીને ક્યાં નથી સંભળાતો!"

"સંભળાય ખરો, પણ વાર્તાવિનોદ તો નાશ જ પામે ને?
"શું તેઓ અહિં બેઠા હોય અને આપણે એ વિનોદ કરી શકીએ
"ખરા!"

"હા, હા, ઘણી જ ખુશીથી—એ વિનોદમાં તો વળી એમ્હની
"હાજરીથી ઓર રમુજ આવે!"

"નારે બા ! એવુ તે વળી બને ખરૂ ! મ્હારાથી તો એમ્હની
" સમક્ષ એક શબ્દ પણ ન બોલી શકાય ! હું તો આ ખુરશીમા પડી
" પડી ઠરી જ જાઉં !"

"એનુ શુ કારણ ?"

"કારણ શુ વળી ? એ તો એની મેળે જ એવુ બને !"

"ત્યારે શુ એમ્હને પરણીને પણ ખુરશીમા ઠરી જ જશો !
" શુ તદ્દન બરફ થઇ જશો ?"

સ્વયસુધા આ શબ્દો બોલી ખડખડ હસી પડી

"ના રે ના ! હુ બરફ શાને બનુ ? એ તો એવુ કઇ બને ?—

"તુ મ્હને મશ્કરીમા ન ઉડાવ ! હુ જ્યારે સીધી અને સ્પષ્ટ
"વાત કરૂ છુ ત્યારે તુ વળી મ્હને ઉડાવ્યા જ કરે છે ! જો એમ
કરીશ તો હુ ત્હારી સાથે વાત નહિ કરૂ !"

"પણ એમા ઓ ગાંડી છોકરી ! ત્હને બનાવે છે કોણ ?
" જ્હેવુ તુ કહે છે એવો પ્રત્યુત્તર હુ વાળુ છુ ! અને જો તુ એમ
" કહે કે મ્હારે બોલવુ જ નહિ તો પછી હુ તે સબધે કઇ બોલીશ
" જ નહિ ! પણ જયન્તિ ! ત્હારો વ્હેમ ખોટો છે કે અહિ કોઇ
" છે ! પણ તે કોઇ અત્રે નથી ! તેઓ તો ઘણું કરીએ બહાર ફરવા
'ચાલ્યા ગયા હશે !"

"શુ તેઓ બહાર ગયા છે ! હાલ તરત ઘરમા નથી ?"

જયન્તિ, આ શબ્દો કઇક નિરાશા પામતી ચમકીને બોલી
હોય એમ મ્હને લાગ્યુ

"ના, અને તેથી ત્હારે ગભરાવાની જરૂર નથી ! કેમ હવે તો
ત્હારો વ્હેમ દૂર થયોને ?"

" તો પછી–" જયન્તિ કંઇક બોલવા જતા અટકી–એના શબ્દો અપૂર્ણ રહ્યા

" તો પછી શુ ? ત્હારે નિરાત અને આપણને ગમ્મત !"

" શુ ખરેખર તેઓ બહાર જ ગયા છે ! "

" હા, જરા પણ શકા વગર !"

સ્વયસુધા, હુ તે ખડમા હતો એવુ તો ભાગ્યે જ જાણતી હશે તોયે ત્હેને એટલી ખાત્રી તો અવશ્ય હશે કે હુ ઘર છોડીને બહાર ગયો નથી અને કોઇ બીજા ખડમા હોઇશ, પણ ત્હેણે જયન્તિને ગમ્મતમા ઉડાવવાની ખાતર ઉપરોક્ત ઉડાઉ પ્રત્યુત્તર ઠેકે પેટે વાળ્યો

*  *  *  *  *

ઘરમા મ્હારી હાજરી નથી એ જાણીને જયન્તિના હૃદયને કંઇક આઘાત્ પ્હોચ્યો હોય એવુ મ્હને ત્હેના શબ્દો ઉપરથી લાગ્યુ સ્વય સુધાના દેખતા વાર્ત્તાવિનોદ માટે તે મ્હારી ગેરહાજરી હોય તો સારૂ એવુ ઇચ્છી એવો દેખાવ કરતી હતી, પણ જે પળે ત્હેણે મ્હારી ગેરહાજરી ખરેખરી જ એવુ જાણ્યુ, ત્યારે ત્હેના હૃદયને દુ ખ થયુ એતે ત્હેનુ કેવુ હૃદય એનો નિર્ણય હુ શો કરી શકુ ? પણ મ્હને એ ઉપરથી એવુ ભાસ્યુ કે એ એના પ્રેમાળ હૃદયના મીઠા મનોરથોની ચેષ્ટા હતી હુ આવા વિચારો અને અનુમાનો કરી રહ્યો હતો એટલામા જયન્તિ સ્વય સુધાના શબ્દોનો પ્રત્યુત્તર આપતી બોલી "તો "પછી આપણે અહિ શુ વિનોદ કરવાના હતા ? મ્હારૂ મન તો આ "વાત જાણી બેચેન થઇ જાય છે ! હુ આવી છુ એવુ ત્હેમના જાણ- " વામા આવ્યુ હશે છતા ત્હેમણે લગ્ન થયા પ્હેલા આવી બેદર " કારી બતાવવા માડી એનો અર્થ શો ? શુ હજૂ પણ એમ્હનુ હૃદય વિરક્ત છે ? " જયન્તિએ પ્રશ્ન કર્યો

' નારે ના ' હવે તો વિરક્ત શાના ? આજે તો એમ્હણે મ્હારા
" પિતાના વચનને માન આપી લગ્ન કરી લેવાનો ચોક્કસ નિર્ણય
" જાહેર કર્યો છે–અરે ! એટલુ જ નહિ પણ ત્હેમણે ત્હેમ કરવા
" મ્હારા પિતાને વચન આપ્યુ છે ! હવે તો ત્હારે મ્હારી ભાભી
" થયે જ છૂટકો ! "

સ્વય સુધા બોલી

" પણ એતો ત્હારા ભાઇના હાથમા જ છે ને ? આજે વચન
" આપ્યુ અને કાલ ઉઠીને બીજો નિશા મ્હડે, તો પછી મ્હારા અને
" અને ત્હારા મનોરથ મનમા જ સમાયને ? "

" હા, એવુ ખરૂ–પણ હવે એ ભય અસ્થાને છે મ્હારા ભાઇ
" પોતાના જીવન કરતા પોતાને શબ્દને વધારે કિમતી માને છે ? "

સ્વય સુધાએ મ્હારા વચનોમા પોતાનો સપૂર્ણ વિશ્વાસ
જાહેર કર્યો

" પણ સ્વય સુધા ! આ લગ્ન પછી પિતાના માનની ખાતર
" તો નથી થતુ ને ? અને જો માત્ર એ પૂરતુ જ બને તો મ્હારા
" જીવનને એમ્હના હ્રદયના સાચા પ્રેમની લ્હાણ તો ન જ મળે ? "

જયન્તિએ જણાવ્યુ

" એ શકા અસ્થાને છે લગ્ન પછી પ્રેમ એ આપણા આર્ય
" જીવનની સ્વાભાવિક ઘટના છે તુ તો આજ ગાઢી ગાઢી શકાઓ
" ઉઠાવે છે ! "

" મ્હારી એ શકાઓ અસ્થાને નથી તુ કહે છે એમ આજેજ
" એમ્હણે મ્હારી સાથે લગ્ન કરવાનો સાચો નિર્ણય કર્યો હોય તો
" એમ્હનુ હૃદય મ્હારા તરફ સ્વાભાવિક રીતે પ્રેમપૂર્ણ રૂહે જ અને

" હુ આવી પ્હોચી હોઉં તો છેવટે મ્હને જોવાની ખાતર પણ ઘર
" છોડીને આડાઅવળા જાય નહિ, જહેવી રીતે મ્હારી આખો એમ્હને
" જોવા તલસે છે, એવી રીતે–છતા તેઓ ચાલ્યા ગયા છે એ જ
" પ્રત્યક્ષ બતાવી આપે છે કે એમ્હનો એ નિર્ણય સાચો નથી અગર
" નિર્ણય સાચો છે તો તે માત્ર પિતાના માનની ખાતર, પોતાના
" જીવનની ખાતર નહિ એમા પ્રેમની બેદરકારી ખુલ્લી જણાય છે !"

જયન્તિએ મ્હારા હૃદય, વચન અને પ્રેમજીવન ઉપર ભયકર હુમલો કર્યો હુ દેવગૃહમા બેઠા બેઠા આ હુમલાથી ધ્રુજી ઉઠયો પણ ત્હેમની સાથે સાથે મ્હને ત્હેના જ્ઞાન, ચારિત્ર્ય અને એક પ્રેમાળ કુમારિકાના પવિત્ર મનોરથોની અને ઉછળતા પ્રેમની અદ્ભુત પ્રતીતિ થઇ મ્હારૂ હૃદય અત્યત સતોષ પામ્યુ પિતાએ કરેલી વ્યવસ્થા ડ્હાપણ ભરેલી અને સાચી સમજણની લાગી માતા, પિતા અને બ્હેને ત્હેના વિષે આપેલા અભિપ્રાયો તદ્દન સાચા પડયા, જયન્તિના જીવન વિષે મ્હને ખરી ખાત્રી થઇ હુ અને મ્હારૂ હૃદય ત્યા બેઠા હર્ષના આવેશથી ઉછળવા લાગ્યુ

* * * * *

જયન્તિ અને સ્વયસુધાનો વાર્તાલાપ આગળ લબાવાથી હુ પાછો મ્હારા વિચાર છોડી તે પ્રતિ ધ્યાન આપી રહ્યો—

" તુ આવી છે એવી ખબર જો મ્હારા ભાઇને હોત તો હુ " નથી ધારતી કે તેઓ આ ખડ છોડીને બીજી કોઇ જગોએ ગયા " હોત ' પણ ત્હેમને એનુ જ્ઞાન નહિ એટલે બહાર નીકળી ગયા હશે !"

સ્વયસુધાએ મ્હારો બચાવ કરવા માડયો

"તો પછી એમ્હને બ્હાર ગયે કેટલી વાર થઇ હશે?"

જયન્તિએ પૂછ્યુ

"હુ ધારૂ છુ કે ત્હમે લોકો આવ્યા તે અગાઉ દશ પદર
"મીનીટ ઉપર મ્હે ત્હેમને આ ખડમા બેઠેલા જોયા હતા!

"આજે તો તેઓએ મ્હને ત્હારા વિષે બહુ મમતાથી પૂછ્યુ
"હતુ?" સ્વય સુધાએ પ્રત્યુત્તર વાળ્યો

"એવુ શુ પૂછ્યુ હતુ?"

જયન્તિ જીજ્ઞાસુ થતી પૂછવા લાગી

"તુ કેવી છે? ત્હારો વિદ્યાભ્યાસ અને સ્વભાવ કેવો છે વિગેરે
"બાબતો વિષે?"

"ત્હે કેવો અભિપ્રાય આપ્યો?"

"ઘણોજ ઉમદા–તુ પોતે ત્હારી જાત વિષે ન આપી શકે
"એવો અને મ્હારા એ અભિપ્રાયે તો એમ્હના હૃદય ઉપર ઘણી
"ભારે અસર કરી નાખી છે?"

"એવી કેવી અસર કરી નાખી છે?"

"કે બસ ત્હનેજ પરણે? અને જ્હેમ બને ત્હેમ જલદી પરણે?"

હુ ધારૂ છુ કે સ્વય સુધાના આ મીઠા શબ્દો સાભળીને જયન્તિનુ હૃદય અત્યત પ્રસન્ન થઇ ગયુ હશે અને તે એ પ્રસન્નતામા અવશ્ય સ્મિત કરી ગઇ હશે, પણ હુ એનુ હૃદય જાણવાની ખાતર એકાન્ત સેવતો હતો, એટલે એ સ્મિત કેટલુ બધુ મીઠુ હશે તે પ્રત્યક્ષ અનુભવી શકયો નહિ એ મ્હારૂ દુર્ભાગ્ય કહેવાય!

"તો પછી તેઓ ક્યા ગયા હશે? અને કદાચ બહાર ગયા
"હોય તો હુ મ્હારી માતા સાથે ઘેર જાઉ તે પ્હેલા આવી
"જશે ખરા?"

જયન્તિએ બીજો પ્રશ્ન કર્યો હુ ધારૂ છુ કે ત્હેના આ પ્રશ્નો મ્હને જોવાની અધીરતાને લીધે હતા—પણ અફસોસ! હુ આજે એવી એકાન્ત સેવતો હતો કે મ્હારે તે મીઠા મનોરથવાળી કુમારિકાને નિરાશ રાખવી પડતી હતી!

"હા, કદાચ હમણા પણ આવી પૂહોચે! કઇ નક્કી ન કહે વાય કદાચ ત્હારા ગયા પછી પણ આવે?" સ્વય સુધાએ પ્રત્યુત્તર વાળ્યો

'ત્યારે મ્હારી ઇચ્છા તો મ્હારા મનમા જ રૂહીને! આજે હુ "મ્હારી માતાને આડુ અવળુ સમજાવી માત્ર ત્હેમના દર્શન સારૂ "અહિ આવી હતી જ્યારે જ્હેના દર્શન કરવાના હતા તે પદાર્થ જ દૂર થયો! હશે ત્યારે—"

જયન્તિના હૃદયને નિરાશાએ વધારે ધૈર્યુ હોય ત્હેમ ત્હેના આ ધીમા અને મ્હારાથી માડ માડ સાભળી શકાય એવા શબ્દો ઉપરથી લાગ્યુ, હુ એની આવી સ્થિતિ ઉપરથી દેવગૃહ છોડી બ્હાર નીકળી આવવાના નિર્ણય ઉપર આવ્યો પણ એક દીવે હજૂ પણ એના હૃદયની સપૂર્ણ સ્થિતિ જાણવાનો ઠરાવ કર્યો એટલે એ પ્રમાણે મ્હારે એ હાથે કરી વ્હોરી લીધેલી કેદમા વધારે વખત ગોધાઇ રૂહેવુ પડ્યુ શી કુદરત??

"ત્યારે તુ દર્શન કરતા શીખી ખરી?" સ્વય સુધાએ કટાક્ષમા પૂછ્યુ

"કોણ નથી કરતુ? એમા આશ્ચર્ય જ્હેવુ શુ છે?"

"પણ હજૂ તો ત્હારે વાર છે! અધીરી છોકરી! પરણ્યા પ્હેલા "દર્શન શા?"

"હવે પરણવાનુ શુ બાકી છે ? લગ્ન તો થઈ ચૂક્યુ !"
જયન્તિએ જણાવ્યુ

"એ શી રીતે ?"

"તે એવી રીતે કે પિતાએ નિર્ણય કરી મ્હારે માટે યોગ્ય પતિ
" શોધી ક્‌હાડી એ વાત જાહેરમા મૂકી માતાએ એને સમતિ આપી વાગ્-
" દાન અપાયા–સૌને રૂચ્યુ પરણનારી જે હુ ત્હેણે પણ પિતાના નિ-
" ર્ણયને સપ્રેમે વધાવ્યો, મ્હારા હૃદયમા એને માટે " એ પતિ–એ
" વર " એવી સાચી પ્રેમ ભાવના જાગી–સમાજે પણ એનુ સન્માન
" કર્યું અને છેવટે જહેની સાથે મ્હારૂ લગ્ન થવાનુ છે એણે પણ
" અતઃકરણપૂર્વક આ લગ્ન તરફ સમતિ આપી અને એમ હૃદય
" પ્રેમ અને સબધો જોડાયા ! ત્યા પછી એવી કયી વિધિ રૂહી જાય
" છે કે જહેને લીધે એમ ક્‌હી શકાય કે આ લગ્ન અધૂરા છે ?"
જયન્તિએ જણાવ્યુ

" ધર્મશાસ્ત્રની વિધિ પ્રમાણે જે લગ્ન વિધિ થાય છે તે તો
" હજૂ અધૂરોજ છે ને ?" સ્વયસુધા બોલી

" પણ એતો માત્ર એક અતિમ દેખાવ છે એને લીધે કઇ
" આ વાસ્તવિક લગ્ન અપૂર્ણ છે એમ તો નજ ક્‌હેવાય એવો મ્હારો
" અભિપ્રાય છે છતા ઘડી ભર એમ માની લઇએ કે લગ્નનો ખરો
" વિધિ છે આજ ક્‌હેવાય અને એના વિના સાચુ લગ્ન ક્‌હેવાતુ
" નથી તોયે ત્હેને પણ શી વાર છે, હવે કઇ એ વાત ઓછી જ
" અટકવાની છે ? લગ્નની એ ક્રિયા તો માત્ર હૃદયના સાચા લગ્નને
" મુર્ત સ્વરૂપ આપવા જહેવો ખેલ છે ?"

" એ હું માનું છુ–અને તેથીજ ક્‌હુ છુ કે તે પૂરતી પણ એ

" લગ્નની અપૂર્ણતા કહેવાય ખરી હજૂ ત્હારા આ લગ્નને મૂર્તસ્વરૂપ
" મળ્યુ નથી તેટલીજ વાર અને ત્યા સુધી ત્હારાથી કઇ દર્શન કરવા
અવાય નહિ ? " "સ્વય સુધાએ જયન્તિને ગમ્મતમા ઉડાવવા માડી "
" તો ત્હારા વરના લગ્ન થયા પ્હેલા દર્શન કરવા આતુર જ નહિ થઇ
" હોય ? સમજણમા આવેલી કુમારિકાઓ જો વિવાહના સબધથી
" જોડાઇ હોય છે અને પોતાના ભવિષ્યના પતિને ઓળખતી થઇ
" હોય છે તો તેઓની આખો ત્હેમને જોવાને કેવી તલસે છે એ કઇ
" ત્હારાથી અજાણ્યુ નહિ હોય ? રસ્તે જતા જો દૂરથી પણ તે ચ્હેરો
' જણાય છે તો ત્હેમની અવિકારી આખો પણ કેવી ચમકી ઉઠે છે,
" અને ત્હેમના હૃદયના તાર કેવા ગાજી ઉઠે છે એ કઇ અજાણ્યુ
' રહેતુ નથી ત્હમે બ્હેન બા ? નહોતા પરણ્યા ત્યારે એક વખત
" આપણે નિશાળે જતા રસ્તામા જે ગ્રહણ થયુ હતુ તે વખતે
" કેટલા બધા તન્મય થઇ ગયા હતા તે ખબર છે, હુ કઈ હજી એ
ભૂલી ગઇ નથી "

" એટલે ? " સ્વય સુધા જયન્તિની આ વાતને ઉડાવતી બોલી

" એટલે યાદ કર ત્હારી સ્થિતિ તે બીજાની એમા વળી સકાઇ
" શાની ? શુ કઇ માત્ર ત્હારુજ હૃદય રસિક છે અને બીજા સુકા છે ?

જયન્તિ આટલુ બોલી મૌન રહી

" એ તો એમજ હોય ? " સ્વય સુધા વાત પોતાના ઉપર
આવતા એના વિચારોને વિશેષ વાદમા ઉતર્યા સિવાય સમત થતી
બોલી " એ તો માત્ર ગમ્મત કરૂ છુ–હુ કઇ ઓછીજ અજ્ઞાત છુ કે
" સમજણી કુમારિકાઓના હૃદયની એ સમયે કેવી સ્થિતિ હોય છે "

"ત્યારે હવે તો કબુલ કરીશને કે હુ યોગ્ય સમયે, યોગ્ય વિચારે "અને યોગ્ય અધિકારે આ દર્શન કરવા આવી છુ"

"હા, હું તે કબુલુ છુ અને સાથે સાથે એમ પણ માનુ છુ કે 'ત્હને તે દર્શન પણ યોગ્ય સમયે અને યોગ્ય સયોગોમા થવા "જોઇએ ?"

તો પછી મ્હારે પણ આ યોગ્ય સયોગોમા પેલા દેવ ગૃહનો ત્યાગ કરી મ્હારી ભવિષ્યની પત્નીના હૃદયના માનની ખાતર ત્હેને દર્શન આપવા જોઇએ અને એ વિચાર થયો કે તરતજ હુ પેલા દેવ ગૃહમાથી બહાદુરી સાથે આગળ વધી બહાર નીકળી આવ્યો અને ત્હેમ પ્રત્યક્ષ થયો ? બસ થઇ ચૂકયુ ? જયન્તિ મ્હને જોતા વ્હેતજ દિગ્મૂઢ જહેવી થઇ ગઇ અને જે આરામ ખુરશી ઉપર બેઠી હતી ત્હેના એક હાથ ઉપર પોતાનો એક હસ્ત ધીમે ધીમે ફેરવતી નીચી મુખ મુદ્રાએ જોઇ રૂહી અને તે પણ તદ્દન મૌન ? મ્હારી બ્હેન સ્વયસુધા તો મ્હને અણુચિતવ્યો ફૂટી નીકળેલો જોઇ આશ્ચર્યચકિત થઇ ગઇ અને મ્હારા સામે બે ત્રણ મીનીટ સુધી ધારી ધારીને જોઇ રૂહ્યા બાદ મ્હને સબોધીને બોલી "શુ વ્હાલા ભાઇ ? ત્હમે પૂજા કરતા હતા ?" એણે મશ્કરીમા પૂછ્યુ

"હા એકાન્તમા ઇશ્વર સ્મરણ સારૂ થાય છે ?" મ્હે પણ મશ્કરીમાજ જવાબ આપ્યો

"શાની ધૂળની એકાન્ત ? તે કઇક ચીડાઇ હોય ત્હેમ બોલી" અહિઆ અમ્હે બને જણ ગપ્પા છોલતા હતા તે એકાન્ત તે વળી કેવી ?"

"તે ત્હમે અહિ શુ કરતા હતા ?"

" આડીઅવળી વાતો ! અને હુ નથી ધારતી કે ત્હમે એ બધી વાતો સાભળ્યા સિવાય રહ્યા હો ! "

સ્વય સુધાએ જણાવ્યુ

" મ્હારે ત્હમારી વાતો ભલા ? શા માટે સાભળવી પડે ! મ્હને
" તો આ ખડમા કોણ બેઠુ છે એનો પણ ખ્યાલ ન્હોતો ! કારણ
" કે હુ ઇશ્વર સ્મરણમા બહુ તલ્લીન થઇ ગયો હતો ! "

મ્હે પ્રત્યુત્તર આપ્યો

" ત્યારે ત્હમારી એ તલ્લીનતા તો જબરી કહેવાય ! "

" એમા શો શક ? '

" ત્યારે તો તે તલ્લીનતામા કદાચ પરમાત્માનો પણ સાક્ષાત્કાર
" થયો હશે ! "

" જરૂર ! પરમાત્મા તો પ્રત્યક્ષ દેખાયા ? શુ એનુ સ્વરૂપ ? શી
" એની મમતા ? શો એનો ભક્ત ઉપરનો પ્રેમ ! બ્હેન ? હુ શી એની
" તારીફ કરૂ ? હુ અશક્ત છુ ? "

" જરૂર, એનુ સ્વરૂપ અગમ્ય છે—એના ભેદને કોણ પાર પામે ?
" અને ત્હેની આપની ભક્તિ પણ અગમ્ય છે ? "

સ્વય સુધા હસતી હસતી બોલી

બ્હેન સાથે હુ આ વાતચિત કરી રહ્યો હતો પણ મ્હારૂ ધ્યાન દિગ્મૂઢ જહેવી સ્થિતિમા બેઠેલી મ્હારી ભવિષ્યની પત્ની જયન્તિની ચેષ્ટાઓ જોવા તરફ ગુથાયુ હતુ ત્હેની દૃષ્ટિ અત્યત ચપળ હતી અને તે નીચુ મ્હો રાખી બેસી રહેલી હતી છતા વારેવારે તે પોતાની ચકોર આખો આમત્હેમ ફેરવી મ્હને જોતી હતી મ્હારી કે મ્હારી બ્હેનની દૃષ્ટિ તે તરફ ખેચાતા ત્હેનો તે વ્યાપાર મદ પડતો, પણ

પાછો તે અ તરાય દૂર થતા ત્હેની તે " મ્હારા દર્શન કરવાની પ્રવૃત્તિ" અત્ય ત આકર્ષક રીતે ચાલતી અને એ આકર્ષણો મ્હારા આત્માને મુગ્ધ કરતા હતા ? અને શુ હું ત્યારે એમ કહી શકુ એમ છુ કે હું પણ ત્હેના દર્શન ન્હોતો કરી રહ્યો ? મ્હારી આખો પણ એ સુખ જોવા તલસતી અને એમ અમ્હે અરસ્પરસ એકબીજાને અનુભવી રહ્યા હતા ! આનુ નામ તે આર ભનો પ્રેમ ??? અથવા એનુ નામ તે માયાની મમતા ??? એ આવેશમા હારૂ અ ત કરણ મીઠા મનોરથોથી ગાજી ઉઠયુ

" મ્હારી ઉઘડતી આખ બસ દેખે હવે ત્હારી છબી ?
" મ્હારા વિકસતા હૃદયમા ઉભરાય છે ત્હારૂ અમી ?
" ત્હારા હૃદયના પ્રેમનુ–ત્હારા જીવનના ઝરણનુ
" સ્થાપુ કરી હૃદયે હવે પ્રિય ? રાણી–પ્રિયત્તમ ગણું
" આખો હવે ઘેરાય છે, આકર્ષણો વર્ષાવ ના,
" દિગમૂઢ દીલને ભ્રમિત કરવાના પ્રયત્નો ત્યાગ આ,
" જોઇ ચૂકયો ત્હારૂ જીવન–આન્તર્ અનુભવ થઇ રહ્યો,
" વધુ હોય શુ વ્હાલી ? હવે, મ્હને માન તું ત્હારો બધો ?

\+ + + + +

' પ્રિય ? માન તું ત્હારો બધો, પ્રિય માન તુ ત્હારો બધો ?

\+ + + + +

આ શબ્દો હુ ફરી ફરી બોલ્યો

મ્હારા અ ત કરણનું આ મીઠુ ગુ જન પ્રિયદેવીના અ ત કરણમા સ પૂર્ણતાએ પ્રવેશ કરવાનો એક રમ્ય પ્રયત્ન હતો હુ સમજી શકુ છુ કે એ પ્રયત્નને લીધે મૌન અને દિગ્મૂઢ જયન્તિના હૃદયના તારો ઉપર

હુ એક પ્રકારની અદ્‌ભૂત અસર ઉપજાવતો એમાથી મનોરથ અને પ્રેમની ઉર્મીઓની વીણા ગજાવતો હતો અને એમાથી ગુજી ઉઠતુ પ્રેમસગીત મ્હારા દિવ્યકર્ણેદ્વારા સાભળતો હતો મ્હારૂ હૃદય જે સગીત ગાઇ રહ્યુ હતુ ત્હેનો ધ્વનિ પ્રિયાના હૃદયમા ન ઉઠે તો પછી એ પ્રેમ શો ? અને એ પ્રિયા શી ? જયન્તિનુ હૃદય પણ હુ સમજી શકુ છુ કે મ્હે ગાયુ એવુ મીઠુ સગીત અવશ્ય ઉપજાવતુ હશે ? અને કદાચ એના જ આન્દોલનોમાથી મ્હારૂ આ સગીત રચાતુ હશે તોયે કોને ખબર ? હુ કલ્પના કરૂ અને તલ્લીન થઇને અનુભવુ તો જયન્તિનુ એ સગીત કદાચ આવુ હોય ખરૂ —

" ત્હારા હૃદયમા જે ધ્વનિ, તે જાગતો જ્યારે મ્હને,
" આકર્ષતો ત્યા ગુજવા, કા ગુજવુ ન હે પ્રિયે ?
" એ ગુજનોથી જે ગતિ મ્હારા હૃદયમા પ્રકટતી,
" દે જીવનમા જીવન નવુ શોભાવવા શક્તિ બધી

*    *    *    *    *

" એને મળ્યુ એનુ હૃદય, ત્યા પ્રાણ પ્રીતિથી વધ્યા,
" પ્રકટી રહ્યુ ત્યા પ્રણય ઓજસ્ એમ આશા આપવા,
" ઉર્મી વિલાસે વિલસતી, વિમુગ્ધ કરતી હૃદયને,
" તે જાય છે તુજ જીવનમા અદ્‌ભૂત યોગ થયો બધે
" હુ એમ પ્રીતિ દઉ બધી, મ્હારૂ હૃદય, મમતા બધી,
" હુ જાઉ ભૂલી ત્હેમ મ્હારા સ્થુલ સહુ વ્યવહાર આ,
" પ્રિય ! ત્યા પછી હુ ના રહી, રે ! હુ જતા ત્યા શુ રહે ?
" અદ્વૈત એ અતિમ સિદ્ધિ એમ પ્રેમીને મળે

*    *    *    *    *

પ્રિયા આવી રીતે પ્રત્યક્ષ થઇ હતી અને એના હૃદયના ગુંજનો કલ્પતો હુ ત્હેનાથી થોડે દૂર મીઠા મનોરથ ભર્યો ઉભો હતો એનુ હૃદય, એના હૃદયનો પ્રેમ અને તે દ્વારા પ્રકટ થતા વિચારો હુ મ્હારા સુક્ષ્મશરીરદ્વારા અનુભવી રહ્યો હતો એ હૃદયના ભાવ મુગ્ધ હતા, પ્રેમ મીઠો અને વિચારો મૌન હતા તોયે મ્હારૂ હૃદય તે હૃદયના ભાવની ભાષા, તે પ્રેમની ઉર્મીઓ અને તે વિચારો વાચી શકતુ હતુ મનના દરેક વિચાર શરીરના સ્થુલ સાધનોદ્વારા બહાર મુર્તસ્વરૂપ ન પામે તે અગાઉ જે સ્થિતિમા હોય છે તે સ્થિતિમા હુ એના પ્રેમની મિઠાશને લીધે મળેલી શકિતની સહાયથી સમજી રહ્યો હતો, તોયે મ્હારા સ્થુલ શરીરના જાગૃત મનને અને જીવતા હૃદયને એના મીઠા શબ્દો સાભળવાની આતુરતા હતી હુ આ આતુરતાને લીધે એને મૌન બેઠેલી જોઇને અધીરો થઇ જતો હતો અને તે ક્યારે બોલે અને હુ ક્યારે સાભળુ “એ રાહ જોઇ રહ્યો હતો પરતુ એ મૌન જલદી ના તૂટયુ મ્હારી એ ઇચ્છા તાત્કાલિક સફલ ના જ થઇ અને ત્હેમ ત્હેમ હુ વધારે અધીરો થતો ચાલ્યો, આ અધીરતાના ઉડાણમા નિરાશાના ત્રાસનો પણ જન્મ થતો જ હોય ત્હેમ હુ અનુભવી રહ્યા હતો

બ્રહ્મચર્યની અખડ ભાવનાથી પોષાયેલા મ્હારા હૃદયમા આટલો બધો પ્રેમનો પ્રવાહ એકદમ ક્યાથી સ્ફુરી ઉઠયો, એ ન્હારાથી તે સમયે સમજી શકાયુ નહિ, તોયે આ પ્રેમભાવના એ ભાવનાએ સગ્રહિત કરેલા બળમાથી ઉત્પન્ન થઇ હશે એવો નિર્ણય મ્હે કર્યો શુદ્ધ બ્રહ્મચર્યનુ તપ હૃદયમા સાચો પ્રેમ, શરીરમા સાચી શક્તિ અને બુદ્ધિને સાચો નિર્ણય કરવાની શક્તિ આપે છે એ સત્યનો અનુભવ મ્હને

તે પળે થયો પ્રેમ અથવા સબધના પહેલા પ્રસગે મ્હારા હૃદયમા જે મનોરથો અથવા પ્રેમની અદ્ભૂત મમતા ન હોવી જોઇએ એ જોઇને મ્હને આશ્ચર્ય તો થયુ પણ તે સર્વ કઇ ઉપર દર્શાવેલા નિયમને લઇને છે એવુ માનતા મ્હારૂ એ આશ્ચર્ય દૂર થયુ પ્રિયાના પ્રેમમા ઘણા લાબા કાળથી લદ્દુ થયેલા પુરૂષના હૃદયમા પણ આટલો બધો પ્રેમ આવેશ ન સ્ફુરે તે સ્ફુરણ મ્હારા હૃદયમા માત્ર જયન્તિ એટલે મ્હારી ભવિષ્યની પ્રિયા અને તે આ અને તે આવી" એટ-લાજ વિચારે થયુ એ મ્હારા સાસારિક જીવનની ફાકડી શરૂઆત કુહેવાય એમ હુ માનુ છુ અને વળી સાથે સાથે મ્હારો આ પ્રેમપ્રવાહ યોગ્ય પાત્ર પ્રતિ, યોગ્ય સયોગોમા અને યોગ્ય અધિકારમા જાય છે, એ જોઇને તો મ્હારૂ ચિત્ત અત્યત પ્રસન્ન થયુ જય-ન્તિની પાત્રતા વિષે મ્હારે અત્ર વિશેષ લખવુ કોઇને "પ્રિયાની મિથ્યાસ્તુતિ" જહેવુ લાગે એટને અત્રેજ વિરમવુ યોગ્ય ધારૂ છુ, છતા મ્હારે કુહેવુ જોઇએ કે મ્હે મ્હારા પ્રેમના અને પ્રિયાના હૃદયના આત્મમથન અગાઉ જે વર્ણ્વ્યા છે તે જ સ્પષ્ટ બતાવી આપે છે કે જયન્તિની પાત્રતા અદ્ભૂત હતી અને એનો પ્રેમ અદ્વૈત હતો લગ્ન અને ત્યારપછીની સાસારિક જીદગી, એને જ "પ્રેમજીવન" કુહેવુ એ માન્યતામા મ્હને લાબી શ્રદ્ધા નથી "પ્રેમજીવન"ની સાચી શરૂઆત લગ્નના આરભમા છે અને તે સમયના ત્હેના આદોલનો પ્રબળ હોય તો તે પ્રેમજીવન ચીરકાળ ટકે છે અરે! યુગેયુગ જીવે છે!! મ્હારી આ વાત જગત્ માને કે ન માને ત્હેની સાથે મ્હારે લેવાદેવા નથી પ્રેમ તે હૃદયની રૂચિ અને આત્માના પ્રાણ છે સ્થુલ શરીરને તે પોષી શકે છે ખરો, પણ સ્થુલ

શરીરની જાગૃતિ મમતા કે મોહ ત્હેને પોષે છે એવુ હુ માનતો નથી જો કે ત્હેને પણ ત્હેમા થોડો ભાગ ભજવવાનો હોય છે ખરો. જયન્તિના હૃદયમા એક સમજુ કુમારિકા તરીકે " આ પતિ " એવી ભાવનાને લઇને જે આવેશ ઉત્પન્ન થયો હતો અને ત્હેના જે આંદોલનો ફેંકાતા હતા તે પ્રેમજીવનની ખરી શરૂઆત હતી ત્હેનું કૌમાર હૃદય તે પળે પોતાના ભાવિ પતિને–સાચી રીતે પરણી રહ્યુ હતું અને ત્હેવી રીતે તે કુમારિકા તે વખતે કુમારિકા મટી કોઇની પ્રિયા થતી હતી કુદરત જ્હેને લગ્ન કહે છે તે આજ પ્રેમનુ, હૃદયનુ, કે ભાવનાનુ જે કઇ કહો તે આજ લગ્ન અને તે તમામ વિષયોનુ લગ્ન થઇ ગયા પછી જ સ્થુલ શરીરના લગ્નમા મીઠાશ આવે છે એવુ મ્હારૂ માનવુ છે લગ્ન સબધની મ્હે જે અત્રે ચર્ચા કરી તે તેટલાજ માટે છે કે આરભના લગ્ન સબધમા સાચા પાત્રોની જ્હેવી મનોદશા હોય છે ત્હેવુ ભાવિ પ્રેમજીવન ત્હેમનુ ઘડાય છે એટલે કોઇ પણ વાચક એ ચર્ચાને અપ્રાસગિક તો નહિજ કહે વાચક ' આ કથા આદર્શની છે, હુ જે જીવન અનુભવી રહ્યો છુ તે જીવન જો કે સામાન્ય છે. પરતુ ત્હેનુ દષ્ટિબિન્દુ આદર્શ ભણી છે, તેથી ત્હેને આદર્શની કથા કહુ છુ. જયન્તિ આવી રીતે આદર્શ પાત્ર છે છતા આદર્શ શબ્દથી એને તે સામાન્ય મનુષ્યથી જુદી છે " એમ સમજવાની ભૂલ કરીશ નહિ

*　*　*　*　*

મ્હારા અને જયન્તિના પિતા વચ્ચે અમ્હારા ઉભયના લગ્ન સબંધ જોડવાનો કરાર હું માનુ છુ કે બે ત્રણ મહિના અગાઉ થયેલો હોવો જોઇએ

નહિતર તે સિવાય જયન્તિના હૃદયમા મ્હારે માટે આટલો બધો પ્રેમ અને મોહ પોષાયલો હોય નહિ. જયન્તિએ જે દિવસે "હુ એટલે ત્હેનો ભવિષ્યનો પતિ" એમ જાણ્યુ હશે, તે જ દિવસથી એના કૌમાર હૃદયમા મ્હારી છબી પડી ગઇ હશે એવુ હુ માનું છુ ત્હેમ જ તે આકૃત્તિ ત્હેવી રીતે દિવસે દિવસે એના નિર્મળ હૃદયમા પોષાતી રૂહી પ્રબળ સ્વરૂપ પામી હશે, એમ પણ કબુલ કરૂ છુ જ્હેને માટે મમતા બંધાઇ એના સદ્દગુણો, અને એના જીવનની પ્રશસા આપણે કેટલી બધી કરી શકીએ છીએ? અરે! પણ એ શામાટે? માત્ર તે પાત્ર પ્રત્તિનો આપણો મોહ, પ્રેમ કે મમતા જે કઇ ક્હો ત્હેને લીધે? જયન્તિ આવી રીતે આ પ્રસગ અગાઉ મ્હારા હૃદયની, જીવનની અને સદ્દગુણોની પ્રશસા કરતી રૂહી હશે, એવુ માની લઉ તો એમા ભૂલ થાય છે એમ તો ક્હેવાયજ નહિ!! અને તે વાતને એના આ પ્રથમ પ્રસગના હૃદયના આદોલનોએ સિદ્ધ કરી આપી છે? જયન્તિ આવી રીતે મ્હને એના પૂરા હૃદયથી બે ત્રણ મહિના અગાઉથી પરણવામા પડી હતી—જો કે એટલુ તો ખરૂ કે માત્ર તે ત્હેના અતકરણથી એકલી એકલી પરણતી હતી—અને આજે તે લગ્ન પૂરેપૂરૂ થવાની તૈયારી ચાલતી હતી! અને તે હું ત્યા ઉભો હતો છતા જેટલી મૌન હતી, તેટલોજ તે વિધિ બાકી હતો! આ વિચારોએ અને સિદ્ધાતોએ મ્હારા અતકરણનુ સાચુ સમાધાન કર્યું અને તરતજ તે ન્હોતી બોલતી ત્હેને લીધે ઉત્પન્ન થયેલી નિરાશા દૂર થઇ અને હુ ઉલટો એની આ લગ્નક્રિયાની પ્રશસા કરવા લાગ્યો બસ આ થઇ અમ્હારા હૃદયના લગ્નની વાત! હવે જાગૃત જીવનમા શુ બન્યુ ત્હેનો ઇતિહાસ જણાવીશ—

" પરમાત્મા પોતે અગમ્ય છે, પરંતુ હેની ભક્તિ અગમ્ય નથી.
" એકાંતમાં હું એને ઉપાસી રહ્યો હતો તેજ દર્શાવી આપે છે કે
" એને પામવાનો માર્ગ અગમ્ય નથી !"

હું આખરે માનસિક વમળોમાંથી મુક્ત થઈને મ્હારી બ્હેન–જે અત્યારસુધી મૌન બેસી અમ્હારી બંનેની ચેષ્ટાઓ જોઈ રહી હતી–હેને સંબોધીને હેના બોલેલા શબ્દોના પ્રત્યુત્તરમાં બોલ્યો

" તો પછી ત્યાં આગળ બંને કામ એક સાથે શી રીતે બન્યાં ?
" એક તરફ પરમાત્માની ભક્તિ અને બીજી તરફ અમ્હારા વાર્તાવિ-
" નોદનું શ્રવણ ?"

" બે કામ એક સાથે નજ બને !" હું પ્રત્યુત્તર આપતો બોલ્યો " પણ હું તો એકજ કામ કરી રહ્યો હતો ને !"

" શું અમ્હારી વાતોજ સાંભળવાનું ને ?"

સ્વયંસુધાએ હસતાં હસતાં પૂછ્યું

" નારે ! માત્ર પરમાત્માની ભક્તિજ ! પરમાત્માની ભક્તિ છોડી
" ત્હમારી દમ વગરની વાતો સાંભળવાથી શા દાળીયા પાકવાના હતા ! !"

મ્હેં મ્હોટો દેખાવ કર્યો.

" હવે સફાઈ જવા દો વ્હાલાભાઈ ! ત્યાં ત્હમે કેમ ભરાયા
" હતા અને શું કરતા હતા, તે હવે ત્હમારા આવા શબ્દોથી છૂપાઈ રહે ત્હેમ નથી–એતો હવે એની મેળે નક્કી થયું ! કેમ જયન્તિ !
" એમ્હણે એજ કર્યું છે કે બીજું !

સ્વયંસુધા મ્હારી સાથે વાત કરતી કરતી જયન્તિને પોતાના

પક્ષમા લઇ પોતાના વિચારોમા સમત થવા પ્રેરી

" આમ બેસી કેમ રૂહી છે ? બોલતી તો કશુયે નથી ! કેમ " આ મ્હારા ભાઇ પેલા દેવગૃહમા આપણી વાતોજ સાભળવા છૂપાયા " હશે એવુ તુ માનતી નથી ! "

સ્વયસુધાએ જયન્તિને પોતાના પક્ષમા બોલવા પ્રેરણા કરી છતા ત્હેને મૌન બેસી રૂહેલી જોઇને ત્હેણે ફરીથી કૂહ્યુ અને પોતાનો એક હસ્ત ત્હેની પીઠ ઉપર રાખી ત્હેને હલાવવા લાગી જયન્તિએ આખરે પોતાનુ નીચે નમાવેલુ મુખ ઉચુ કર્યું અને મ્હારા સામે નહિ જોતા ત્હેણે પોતાનું મુખ સ્વયસુધા તરફ ફેરવ્યુ સ્વયસુધા સામે જોઇને ત્હેણે સ્મિતહાસ્ય કર્યું સ્વયસુધા એના સ્મિતના પ્રત્યુત્તરમા ખડખડ હસી,-જયન્તિને પણ એ જોઇ ખુબ હસવુ આવ્યુ હોય ત્હેમ મ્હને લાગ્યુ, પણ ત્હેણે પોતાનો એ આવેશ પોતાના એક હસ્તવડે પોતાનુ મુખ દબાવી રાખી દબાવ્યો એમ મ્હને જણાયુ

" બીજુ શુ ત્યારે ! "

જયન્તિ આખરે બોલવાની હિમત કરી શકી ખરી-હુ ધારૂ છુ કે સ્વયસુધા સાથેના ત્હેના હાસ્યમા એના હૃદયની મુગ્ધતાનો અત આવ્યો હશે અને મ્હે અગાઉ વર્ણવ્યુ છે તે લગ્ન પૂર્ણ થઇ ગયુ હશે નહિતર જયન્તિ એક શબ્દ પણ બોલી શકે નહિ જયન્તિને આવી રીતે સ્ફુર્ત્તિમા આવતી જોઇને મ્હારૂ ચિત્ત પ્રસન્ન થયુ અને હવે ત્હેની તે સ્ફુર્ત્તિને લીધે વાર્તાવિનોદની મજા આવશે એવુ માની મ્હે ત્યા ઉભા પગે ઉભા નહિ થઇ રૂહેતા આસન લઈ ત્હેમની સામે બેસવાનો

નિશ્ચય કર્યો દેવગૃહની બાજુમા પડેલો એક કૉચ હુ ત્યાસુધી ધસડી લાવ્યો અને ત્હેના ઉપર બેઠો.

" કેમ વ્હાલાભાઇ ! હવે તો નક્કી થયુ ને ? ત્યા ત્હમે માત્ર
" અમ્હારી વાતો સાભળવા સિવાય બીજુ કશુ કરતા ન્હોતા ત્હમને
" કદાચ આવીરીતે છૂપાઇને કોઇની વાતો સાભળવામા " કઇ પણ
" નહિ " એવુ લાગતુ હશે-પરતુ એમા ગભીર ભૂલ થાય છે એકા-
" ન્તમા છૂપાઇને ન્હાનીન્હાની છોકરીઓની વાતો સાભળવી એ શાણા
" પુરૂષનું લક્ષણ નથી આ સબધમા ત્હમે કશો પણ બચાવ કરી
" શકો એમ નથી ત્હમે મ્હારી ભાભીને લીધે કદાચ એવા અધિકારી છો
" એવુ માનતા હો તો યે ત્હેમા ત્હમારી ભૂલ છે હુ કે કોઇ બીજુ
" સાથે હોય એટલો સમય ભાભી ત્હમારા નથી એ વાત ગોખી
" રાખશો ! "

સ્વય સુધાએ " મ્હારા છૂપાઇ રૂહીને વાતો સાભળવાના વર્ત્તન" ઉપર ભારે હુમલો કર્યો એના શબ્દો વાસ્તવિક રીતે જોતા સત્ય હોવાથી મ્હારાથી કઇ પણ બોલાય ત્હેમ ન્હોતું આથી મ્હે એ સંબધમા મ્હારો પોતાનો બચાવ કોઇ પણ દલીલથી કરવાનું યોગ્ય ધાર્યું નહિ-તેથી માત્ર મૌન બેસી રૂહ્યો.

" હા, એ મ્હારી ભૂલ ખરી-પણ તે એટલી બધી ગભીર ભૂલ
" તો નથી જ ત્હેમ જ મ્હે તે ભૂલ ઇરાદાપૂર્વક કરી નથી હુ
" ત્યા હતો-ત્હમે આવ્યા અને વાતે વળ્યા-અને હુ પછી સાભળતો
" રૂહ્યો એમા દોષ કોનો ? ત્હમારી વાતો ચાલતી હોય અને હુ એકદમ
" બહાર આવુ તો ત્હમે શરમાઇ જાઓ એટલે અત્યાર સુધી અદર

" જ રૂહ્યો ! ઉલટુ એમા કેદી જહેવુ બેસી રૂહેવુ પડયુ એ તો કંઇ
" હિસાબમા જ નહિ ! આ પણ જુલમ જ છે ને ! "

" કૂહ્યુ હતું કોણે કે ત્યા છૂપાજો ? "

સ્વયસુધા પ્રત્યુત્તરમા બોલી ઉઠી અને ખુબ હસી એના આ હાસ્યમા જયન્તિએ પણ ભાગ લીધો

હું કંઇ બોલ્યો જ નહિ

જયન્તિ જો કે હજુ બોલતી ન્હોતી પણ હવે શરમાતી હોય ત્હેમ જણાતું ન્હોતુ ત્હેનુ મુખ નીચે નમાવેલુ ન્હોતું ત્હેમજ ત્હેની આખો હવે અન્ય સ્થાને ન ફરતા વારેવારે મ્હારી મુખમુદ્રા ઉપર ઠરતી હતી અને ક્ષણે ક્ષણે અમ્હારૂ તારામૈત્રક થતું હતું !!!

* * * *

" ત્યારે હવે હુ જાઉં જયન્તિ ? "

બધાને મૌન બેઠેલા જોઇ સ્વયસુધા પોતાના આસન ઉપરથી ઉભી થતી જયન્તિને સબોધીને બોલી

" કયા ? "

જયન્તિ જાણે એકદમ વિચારમાથી ચમકી ઉઠી બોલી ઉઠતી ન હોય એવી ઢબે બોલી

" મ્હારા પિતા પાસે—જરા એમ્હની ખબર કાઢી આવી પાછી " ફરૂ છુ ! "

" મ્હને એકલી મૂકીને ? " જયન્તિ જાણે ત્યા એકલી બેસવાથી ગભરાતી ન હોય ત્હેવી ઢબે બોલી

" એકલી શાની છે ? જોને મ્હારા ભાઇ પણ સામે જ બેઠા
" છે ને ! હું દશ પદર મીનીટમા તો આવી પ્હોચુ છુ ! ગભરાય છે
" શા માટે ! "

સ્વય સુધા ખ ડના દ્વાર તરફ ધસતી પોતાનુ મ્હો જયન્તિ તરફ ફેરવી બોલી અને ખ ડ બ્હાર નીકળી ગઇ

સ્વયંસુધાને આવીરીતે ખ ડ છોડી ચાલી ગયેલી જોઇ જયન્તિ થોડોક સમય તો જાણે એકદમ ગભરાતી ન હોય ત્હેમ બેચેન થવા લાગી એની એ બેચેની મ્હને ત્હેના માનસિક વ્યાપાર અને બાહ્ય-ચેષ્ટાઓ ઉપરથી પ્રત્યક્ષ થઇ એની આવી બેચેની લ બાવાથી તે કઇ પણ બોલ્યા સિવાય ખુરશી ઉપરથી ઉભી થઇ અને મ્હારા સામે દષ્ટિ કરી " ત્યારે હુ પણ જાઉ છુ " એવુ તે દ્વારા જણાવી ખ ડના દ્વાર તરફ જવા લાગી–પણ મ્હે જોયુ કે ત્હેને તે દ્વાર ભણી જતા ત્હેના પગ ધીમા ઉપડતા હતા અને જાણે પગાણે ચાલી શકતી હોય ત્હેમ મ દ પગલા ભરતી હતી

" હવે અહિ જ બેસોને ! મ્હારી બ્હેન ગઇ ત્હેની પાછળ ત્હમારે
" જવાની જરૂર મ્હને જણાતી નથી–તે હમણા જ આવશે ! "

હું એને આવી રીતે ખરી કે ખોટી રીતે બહાર જવાના ઇરાદામા આગળ વધતી જોઇને રખેને ચાલી તો નહિ જાય એ શ કાથી બોલી ઉઠચો

" પણ તે ક્યા ગઇ ? "

જયન્તિ મ્હારા આ શબ્દો સાભળી આગળ ન વધતા એક સ્થળે ઉભી રૂહી મ્હારા તરફ દષ્ટિ કરી બોલી

"એ તો જોડેના ખડમા ગઇ છે-હમણા આવશે-હું અહિ છુ ત્યા સુધી ત્હમારે ગભરાવાની જરૂર નથી! અહિ જ બેસોને!" મ્હે જણાવ્યુ

"પણ અહિ બેસીને શુ કરૂ? મ્હને સ્વયસુધા વિના નહિ ગમે!" જયન્તિ ઉભી હતી ત્યાથી પાછી ફરી અને પોતાના મૂળ આસન આગળ આવી ઉભી રૂહી

"વાતો!"

"કોની સાથે?"

"મ્હારી સાથે!"

"મ્હારી વાતો ત્હમને ગમશે? મ્હારે ત્હમારી સાથે શી વાતો "કરવાની હોય!" જયન્તિ આખરે ખુરસી ઉપર બેઠી અને મ્હારા સામે પ્રેમ અને મમતાભરી દૃષ્ટિએ જોઇ રૂહી

"ખરી વાતો તો આપણે કરવાની છે! વાર્ત્તાલાપ માટે ઘણા "વિષયો આપણી સમક્ષ પડેલા છે! શોધવા થોડુ જ જવુ છે! અને "ત્હમારી વાતો તો મ્હને ઘણી મીઠી લાગશે!"

હુ બોલ્યો

"એમ શાથી વારૂ? મ્હારી વાતો ત્હમને શાની મીઠી લાગે?"

'કારણ કે ત્હમે મ્હારી બ્હેનના બ્હેનપણી છો ને!"

હુ મશ્કરીમા બોલ્યો.

"મ્હારો ને ત્હમારો સબધ બસ એટલોજ!"

મ્હારા આ શબ્દોથી જાણે તે નિરાશ ન થઇ ગઇ હોય એમ બોલી ઉઠી

"હાસ્તો! એથી વિશેષ શુ?"

મ્હે ઠંડે પેટે પ્રત્યુત્તર વાળ્યો અને મ્હારા આ શબ્દોની અસર એના ઉપર શી થાય છે તે જોવા લાગ્યો

"શુ આપણો સબધ આ પૂરતોજ રહેવાનો છે?"

તે કંઇક વધારે નિરાશ થતી હોય ત્હેમ જણાઇ

"આ સબધ કઇ ઓછો છે? બ્હેનની બ્હેનપણી અને બ્હેન-પણીનો ભાઇ એ સબધ કઇ જ્હેવો ત્હેવો ન કહેવાય!"

'એતો હુયે માનુ છુ!"

"તો પછી નારાજ શા માટે થાઓ છો?"

"એતો ત્હમેજ સમજી લ્યોને!"

"ત્હમારા અત કરણની વાત હું શી રીતે સમજી શકુ!"

'ત્હમારે તો તે જરૂર સમજવી જોઇએ!"

"કઇ કારણ?"

"કારણ કે આપણે હવે જુદા સબધથી જોડાવાના છીએ!"

જયન્તિ બોલી આ શબ્દો બોલતા એની તેજસ્વી આખો પ્રેમના મનોરથોથી ચળકી ઉઠી, એ મ્હે પ્રત્યક્ષ અનુભવ્યુ

"એવો કયો સબધ!"

હું જાણી જોઇને એને ગમ્મતમા ઉડાવવા લાગ્યો

"તે કંઇ ઓછુંજ આપનાથી અજાણ્યું છે !"

"તદ્દન અજાણ્યું ! હું તો તે સંબંધમાં કંઇજ જાણતો નથી !"

મ્હેં ચોકખી ના પાડી

"ત્યારે દેવગૃહમાં બેસીને સાંભળેલી વાતોનું શું થયું !"

એવી વાતો કંઇ ઓછીજ યાદ રહે છે ! અને હું કંઇ ત્યાં આગળ ત્હમારી વાતોજ સાંભળવા ન્હોતો બેઠો !"

"કહોને કે ઇશ્વર સ્મરણ કરવા બેઠા હતા !"

"હાસ્તો–તેથીજ કહું છું કે મ્હારે ત્હમારે કયા સંબંધથી જોડાવાનું છું એની મ્હને કશીજ ખબર નથી !"

મીઠામાં મીઠો સંબંધ આ પ્રીતિનો ! અને શું એ હૃદયથી જોડાવાનો સંબંધ હવે બાકી હતો ! એ સંબંધ ક્યારનોયે જોડાવો શરૂ થઇ ચૂક્યો હતો અને આજે તો એ સંબંધ પરાકાષ્ટાએ પહોંચ્યો હતો ત્યાં હું એ સંબંધથી અજ્ઞાત છું, એમ કહેવું એ કેટલું બધું ભયંકર અસત્ય ! પણ એમાં પ્રિયાની કસોટી હતી !! બાકી —

"દીલ તો દીયા ગયા હૈ, દીલ તો લીયા ગયા હૈ
"આંખોમે આ રહી હૈ' દીલકી ખુમારી દીલબર,
"નિશા ગજબ ચડા હૈ, જીગરમે જોશ આયા
"ઐસે હમારે હાલો હૈ ઇશ્ક તેરે દીલબર !

× × + ×

મ્હારા આ શબ્દો "હું તો તે સંબંધમાં કંઇજ જાણતો નથી" એ સાંભળી જયન્તિના પ્રેમાળ હૃદયને ઘણો સખત આઘાત

પ્હોચ્યો હોય એમ મ્હને એની મુખમુદ્રા ઉપરથી લાગ્યુ એનો પ્રફુલ્લિત ચ્હેરો તો પળવારમા ફીક્કો પડી ગયો એની તેજસ્વી આખોમા નિરાશાની છાયા ઢળી હોય ત્હેમ તે સકોચાયેલી દેખાઈ. મ્હને એ દ્રષ્ય જોઇ લાગણીને લીધે દુખ તો થયુ, પરતુ જ્યારે ગમ્મત શરૂ કરી તો પૂરેપૂરી કરવી એ વિચારે હુ મ્હારો એ ભાગ આબાદ ભજવવા મક્કમ થઇ ઉભો

" તો પછી ત્હમે અહિ મ્હારી પાસે કેમ બેઠા છો ! "

જયન્તિએ થોડોક સમય મૌન રહ્યા બાદ દીન થઇ ગયેલી મુખમુદ્રાએ મ્હારા સામે એકાગ્રદ્રષ્ઠિથી જોઇને પૂછ્યુ

" ત્હમારી સાથે મીઠી મીઠી વાતો કરવા ! " મ્હે પ્રત્યુત્તર વાળ્યો

" મ્હારી સાથે મીઠી વાતો શા માટે ? મ્હારે ને ત્હમારે એવી વાતો કરવાનો કયો સબધ અવશેષ રહે છે ! "

"મ્હારી બ્હેનના બ્હેનપણી છો તેથી ! એક વખત તો કહ્યુ. વારવાર શુ જણાવવુ ? "

"એ સબધમા કઇ મીઠી મીઠી વાતો ઓછીજ કરી શકાય છે ? અને ત્હમે એવી વાતો થઇ શકે એવો સબધ જોડવા ઓછાજ તૈયાર છો ! "

" વર્ત્તમાનમા છે એ સબધમા પણ તે સર્વ કઇ બની શકે નવા સબધો કઇ જોડવાના હોતા નથી એતો સ્વાભાવિક રીતે જોડાએલાજ હોય છે એટલે આપણે અત્યારે પણ અનેક વાતો કરી શકીએ એમ છીએ અગાઉ મ્હે જણાવ્યુ એમ આપણી સમક્ષ અનેક વિષયો પડેલા છે અને આપણે ધારીએ તે ચર્ચામા પડી શકીએ એમ છીએ "

મ્હે પ્રત્યુત્તર વાળ્યો અને સ્વગત ગાવા લાગ્યો –
"જોડાઇ ચૂક્યા છે સબંધો, જોડવાના શા ફરી ?
"સોપાઇ ચૂક્યુ છે હૃદય ત્યા સોપવાનુ શુ ફરી ?
"જ્યા થઇ ચૂકી છે એક મમતા–એક ક્રિયા હૃદયની
"પ્રિયત્તમ ! રૂસ્યા શા શસયો ? ફરીયાદ કે શકા ધરી ?

"એ બધુ ખોટુ !" જયન્તિ ચીડાતી બોલી ઉઠી "એમા કશીયે
"દમ નહિ ! એજ સબધથી જો મ્હારી સાથે વાતચિત કરવા અહિ
"ઉત્સુક થઇ બેઠા હોતો ત્હેમા ત્હમારી ભુલ છે ! એમા કશુ નહિ
"વળે ! ત્યારે હુ જાઉ છુ ! મ્હે ન્હોતુ ધાર્યું કે હજૂ પણ ત્હમારૂ
હૃદય આવુજ હશે ! " જયન્તિ આટલુ બોલી પોતાના આસન ઉપ
રથી ઉઠી અને મ્હારી પાસેથી ચાલ્યા જવાની તૈયારી કરવા લાગી !
મ્હારા હૃદયને "તે મ્હને છોડીને ચાલી નહિજ જાય" એવી ખાત્રી
હતી તેથી ત્હેના આ દેખાવથી હું જરાપણ ગભરાયા સિવાય ત્હેને
જતા જતા પણ ત્હેને સબોધીને બોલ્યો. "મ્હારૂ હૃદય કેવુ હતું એનો
"પરિચય ભૂતકાળમા ત્હમને થયો હોય એવુ મ્હને લાગતું નથી અને
"હાલ પણ મ્હારૂ હૃદય કેવુ છે એનો ખ્યાલ ત્હમને નથી તો મ્હારા
"હૃદયની એ બને સ્થિતિઓની તૂલના ત્હમે કયા આધારે કરી શકો
"છો ? તૂલના કરવા માટે એક પદાર્થ અમુક કાળે આવો હતો અને
"હાલ આવો છે એનો નિર્ણય હોવો અત્યત આવશ્યક છે !"

"એવો કઇક નિર્ણય તો કર્યોજ હશે ને ? કઇ એમને એમ
"ઓછાજ કહેતા હોઇશુ ?"

જયન્તિએ ખંડના દ્વાર તરફ જતા જતા ઉભા રહી મ્હારા

તરફ મ્હો ફેરવી પોતાના બને હાથને ઉચે લઇ અભિનય કરતા કહ્યુ
" ત્યારે મ્હારા હૃદયનો ભૂતકાળનો સ્વભાવ વર્ણવી બતાવશો ? "
મ્હે પૂછ્યુ

" નારે ના ! હુ હવે નકામી એ ધમાલમા શામાટે પડુ ! હુતો
" હવે જઇશ બા ! ત્હમે તો બહુ જબરા છો ! "

જયન્તિએ જ્યા ઉભી હતી ત્યા ઉભા ઉભાજ પ્રત્યુત્તર વાળ્યો

" તો જ્હેવી ત્હમારી મરજી ! ત્હમને કઇ પરાણે ઓછાજ
" રોકી શકાય એમ છે ! માલીકનુ કોઇ માલીક છે ! "

હુ આટલુ બોલી મ્હારા આસન ઉપરથી ઉઠયો અને એક બારી પાસે જઇ ત્યાથી બહારના ભાગમા જોવા લાગ્યો જયન્તિ ખડમા શુ કરી રૂહી હતી અથવા હવે તે શુ કરશે તે તરફ બનતું ધ્યાન હુ એને ખબર ન પડે એવી રીતે ત્યા ઉભો ઉભો પણ આપી રૂહ્યો હતો ! મ્હારી આવી બેદરકારી જોઇને જયન્તિ પાછી નરમ પડી ખડ છોડી ચાલ્યા જવાની તૈયારીનો કરેલો દેખાવ ત્હેણે બદલ્યો ખડમાથી બહાર જવાના દ્વારની નજીક ઉભી ઉભી જે મ્હારી સામે અત્યારસુધી વાતચિત કરી રૂહી હતી તે ત્યાથી ધીમે પગલે પાછી ફરી કોચપાસે આવી ત્હેના ઉપર બેઠી અને એક લમણે હાથ દઇ કઇપણ બોલ્યા ચાલ્યા સિવાય હું શુ કરી રૂહ્યો છુ એનુ અવલોકન કરવા લાગી ! આવી રીતે અમ્હે બનેજણ વાચક ! ઘડીભર માનીલે કે રીસાયા ! અરે ! અબોલા બેસી રૂહ્યા ! આવુ મૌન કેટલીક વખત ઘણો લાબો સમય, કઇપણ ખાસ કારણ નહોય તોયે સ્વાભાવિક રીત જ્હેવુ, કાયમ રૂહી જાય છે, એ નિયમ પ્રમાણે અમ્હે પણ આ રીતે પદર-વીશ મીનીટ એજ સ્થિતિમા રૂહ્યા ! પ્હેલુ કોણ બોલે ? એજ આ

બધા મૌનનુ રહસ્ય ! સમય લબાતો જોઇ અન્ય કોઇ ભયને લીધે તો નહિ પરતુ જયન્તિના માતા પિતા જો મ્હારા પિતા પાસેથી ઉઠીને ઘર તરફ જવાની તૈયારી કરશે તો જયન્તિને બોલાવી લેશે અને એમ મ્હારી પૂછવાની કેટલીયે વાર્તા આ પ્રસગે બાકી રહી જશે, એ વિચારે મ્હને પીગળાવ્યો અને મ્હે એને બોલાવી વાતોમા વાળવાનોનિર્ણય કર્યો. સ્વમાન સચવાય અને જયન્તિ એની મેળે બોલી ઉઠે એવી એ નિર્ણયની સાથે મ્હારી યુકિત હતી ? હુ આથી ધીમે સ્વરે પણ જયન્તિ સારી પેઠે સાભળી સમજી શકે એટલા પ્રમાણમા અને એવી ઢબે જાણે એને સબોધીને ગાતો ન હોઉ એમ ઉભો હતો તેજ સ્થિતિમા ગાવા લાગ્યો

" દીલ હોય જો દીલદાર ? દીલની વાત આજે જાણવા,
" દીલને કડક કરશો નહિ, મગરૂરીમા મરશો નહિ ?
" જે સમય થોડો સ્નેહની વાતો કઇ કરવા પ્રિયા !
" આવી મળ્યો એ યોગને હાથે કરી ખોશો નહિ ?
" ક્ષણ એક પણ જે જાય છે તે માનશો કિમતી બધી
" સાચા સબધોમા ક્ષણોનો વ્યર્થ વ્યય કરશો નહિ ?
" જહેવા ત્હમે ત્હેવોજ હુ, મગરૂર છુ વ્હાલી પ્રિયા ?
" મગરૂરને હરાવવા મગરૂરી આ ધરશો નહિ ?
" આવી મળેલો યોગ જાતા, આપ પસ્તાશો પછી
" કારણ હતો હુ તે તણુ એ વાત પણ, કહેશો પછી
" આવુ બને નહિ આખરે તે કારણે હુ કહુ ફરી
" દીલને કડક કરશો નહિ, મગરૂરીમા મરશો નહિ ? ?

" મગરૂરી તે મ્હારી કે આપની ? " તે કોચ ઉપર બેઠા બેઠાજ બોલી :
" એવી વૃત્તિ તો આપનીજ જણાય છે હુ તો આપને આજીજી

" ફરીને વાત કરૂં છું–પણ કડક તો આપજ રૂઠ્યા છો ? "
" તે શી રીતે ? " હું બારી પાસેથી જયન્તિથી નજીક આવી હેના સામે ખુરશી ઉપર આસન લઇને બોલ્યો
" તેનો આપના મનનેજ પૂછો ને ? "
" મન એનો પ્રત્યુત્તર નથી આપતું ? "
" ફરીથી પૂછો ? "
" તોયે તેજ પરિણામ આવશે ? "
" ત્યારે કહી દઉ ? "
" હા, જરાપણ સંકોચ રાખ્યા સિવાય ? "

" હું આપના પ્રેમને માટે મરી મથુ છુ તો યે આપને એની " દરકાર નથી એનુ નામ મગરૂરી નહિ તો બીજું શુ ? "

જયન્તિએ મુદ્દાની વાત જાહેર કરી

" પણ એની મ્હને કઇ ઓછી જ ખબર છે કે ત્હમે મ્હારા " પ્રેમને માટે મરી મથો છો ? વારૂ એમ કરવાનું કારણ શુ ? "

મ્હે વળી કોઇ અજબ પ્રશ્ન કર્યો

' ધૂળ અને રાખ '

મ્હારા આ પ્રશ્નથી જયન્તિ ખૂબ ચીડાઇ હોય એમ લાગ્યુ

" ના, ના, તો યે "

" કારણ કે આપણે હવે લગ્નથી જોડાવાના છીએ તેથી ' "

" એ વાત ત્હમને કોણે કહી ! "

" કેમ વળી ! આપણો વિવાહ થયો છે તેથી ! "

મ્હે મ્હારી તત્પરત્વેની અજ્ઞાનતાનો દેખાવ કર્યો

"ત્યારે આપના પિતાને આપે વચન શાના આપ્યા ?"
જયન્તિ એ પૂછ્યુ

"લગ્ન કરવાના, પણ તે ત્હમારી સાથે એવુ કઇ નક્કી નથી!"

"હવે જુઠુ શા માટે બોલો છો ! આપના પિતાએ મ્હારી
"સાથે વિવાહ સબધ કર્યો છે તે પણ જણાવ્યુ હુ કેવી છુ ત્હેની
"વાત પણ ત્હેમણે આપને કરી ! તો યે આપ એ વિષયથી અજ્ઞાત
"છો એવુ જણાવો છો એ ઓછા આશ્ચર્યની વાત છે ! આપ એમ
"ન સમજતા કે હુ તે વાતથી અણજાણી છુ ! સ્વય સુધાએ મ્હને
બધુ યે કહ્યુ છે !"

જયન્તિએ જણાવ્યુ

"શુ આટલો બધી વાત થઇ ગઇ છે ?"

"હા, તે આપનાથી ઓછુ જ અજાણ્યુ છે !"

"ત્યારે શુ ત્હમારૂ દીલ મ્હારી સાથે આવા સબધથી જોડાવાને
માટે ઉત્સુક થયુ છે !"

"હા, અને તેથી જ હુ આપના પવિત્ર પ્રેમને માટે મરી
મથુ છુ !"

"તે ત્હમે એમ શા માટે કરો છો ? પરણ્યા પ્હેલા પ્રેમની
"વળી શી જરૂર છે ?"

મ્હે વળી એક બીજો અજબ પ્રશ્ન કર્યો

"પ્રેમ હોય તો કરાર ન તૂટે તેટલા માટે-ત્હમારૂ મન ફરી ન
" જાય તે માટે ! "

"મ્હારૂ મન કઇ એવુ ફરી જાય એવુ નથી !"

' ના, મ્હને એવુ લાગે છે !"

"શાથી વારૂ ! "

" કારણકે મ્હે સાભળ્યુ છે કે ત્હમારે હજૂ બેત્રણ વર્ષ સુધી
" આવી લગ્નની ઉપાધિમા પડવા વિચાર ન્હોતો-પણ ત્હમારા
" પિતાએ ત્હમને પરાણે ફરજ પાડી છે એટલે સ્વાભાવિક રીતે
" હજૂ પણ ત્હમારૂ મન એ વિષયમા સપૂર્ણ રસ ન લેતુ હોય-
" એટલે કાલે કઇ સયોગો બદલાય કે ત્હમારા વિચારો ફરી જાય
" તો મ્હારી કમબખ્તી થાય તે માટે હુ આ કહી રહી છુ "

જયન્તિ એ જણાવ્યુ

" મ્હારા એવા કરારથી આપને સતોષ થશે ? "

મ્હે પૂછ્યુ

" હા—પછી મ્હને ચિતા કરવાને કારણુ ન રહે અને ધારો
" કે આજે કરારે કર્યો અને વચન પણ આપ્યા છતા મ્હારે ફરવુ
" હોય તો ત્હમે શુ કરી શકો એમ છો ? "

" સાચા પુરૂષો પોતાના વચન ભાગ્યેજ ફેરવે છે, એવો મ્હને
" વિશ્વાસ છે એટલે એની ચિંતા કરવાને કારણુ નથી ? "

જયન્તિએ જણાવ્યુ

"હા, એ વાત ખરી–પણ કેટલીક વખત સયોગો અનુસાર વચ-
"નનો ભગ પણ કરવો પડે છે—ભવિષ્યકાળમા કેવા સયોગો ઉપ
"સ્થિત થશે એનો નિર્ણય અત્યારથી નહિ થઇ શકતો હોવાથી હુ
"હમેશા કરાર કરતા પ્હેલા બહુ સાવધ રૂહું છુ—માટે ગમે ત્હેમ,
"વિચાર કર્યા પ્હેલા નિર્ણય કે કરાર ન થવા જોઇએ એવી મ્હારી
"સમજ છે"

"એટલે એનો અર્થ તો એજ થાય છે કે આપનુ દીલ હજૂ
નહિ પરણવાના સબધમા મક્કમ છે!"

જયન્તિ ફરીથી નિરાશ થઇ ગઇ હોય ત્હેવી જણાઇ

"હા, ત્હમે એમ માનો તો એવુ કંઇક ખરૂ!"

હુ આ શબ્દો સ્મિતહાસ્ય કરીને બોલ્યો

"ત્યારે હુ પણ ઉઠીશ અને મ્હારે રસ્તે જઇશ ત્હમારી સાથે
મ્હારે બોલવુ પણ ન જોઇએ' હુ જ્હેમ જ્હેમ વધારે નરમ અને ગરજુ
બનુ છુ ત્હેમ ત્હેમ ત્હમારી મક્કમતા વધારે પ્રબલ થતી જાય છે
એટલે એમા સાર કઇજ ન આવે!"

જયન્તિ આ શબ્દો બોલી રીસાઇ ગઇ એટલે મૌન થઇ ગઇ
અને જાણે હમણા ઉઠીને રસ્તે પડશે એવો દેખાવ કરવા લાગી–પણ
મ્હને ખાત્રી હતી કે તે ત્હેની તાકાતની વાત નથી કે કોઇ બહારનો
વ્યવહારિક અતરાય ઉપસ્થિત થયા સિવાય તે મ્હારો ખડ છોડીને
ચાલી જાય, એટલો એનો તે મ્હારા પ્રત્તિનો પ્રેમ કે મોહ!!

હુ સ્વગત બોલ્યો —

" કારણ વિના કાં થઇ પતંગ, સમજ્યા વિના હોમાય છે ?
" આ વિષય અગ્નિમાં બધા, આ પ્રેમ શો કહેવાય છે ?"
" શું પ્રેમ એ પીડા નથી ? વ્યાધિ નથી ? ભ્રમણા નથી ?
" શું એ વૃત્તિ માનવ જીવનને ત્રાસનું કારણ નથી ?"

જયન્તિ હજુ સુધી મૌન બેસી રહી હતી ઉઠીને ચાલ્યા જવાનો એનો દેખાવ હજુ સુધી ચાલુ હતો, છતાં છેવટે તે ઇચ્છા નહિ હોય તોયે આ આવેશને લઇને પણ ચાલી જશે એ ભયથી મ્હેં એને ફરીથી બોલતી-હસતી કરવાનો પ્રયત્ન શરૂ કર્યો

" ત્યારે ત્હમે હવે નહિજ બોલો ?"

મ્હેં પૂછ્યું

" ના " પ્રત્યુત્તર મળ્યો

" જરાયે નહિ ?"

" ટૂકડોયે નહિ ને ?"

" કારણ ?"

" આપનાથી અજાણ્યું છે ?"

" ત્યારે હું શું કરૂં તો ત્હમે બોલો ! મ્હેં ફરીથી પૂછ્યું "—

" આપનો અંતિમ નિર્ણય જાહેર કરી હું કુમારિકાનું કૌમાર
" આપના લગ્ન સંબંધથીજ બદલાય એવી ખાત્રી આપ મ્હને આપો
" તોજ હું અત્યારે આપની સાથે બોલું, બાકી નહિ ! મીઠી મીઠી વાતોનો સંબંધ માત્ર આપના આટલા કરારથી સરશે-"

જયન્તિએ જણાવ્યુ.

જયન્તિ સાથે આ વાદ કરતો હુ બારી તરફ ગયો હતો ત્યાથી પાછો ફર્યો અને ત્હેની પાસે આવીને કૅાચ ઉપર બેઠો

"હજુ પણ શુ આપના હૃદયમા મ્હારે માટે આટલી બધી "શકા રૂહી ગઇ છે કે?" મ્હે પૃછ્યુ

"હા, આપનુ આવા પ્રકારનુ વર્ત્તન મ્હારી એ શકાને વધારે "મજબુત કરે છે! આપના દીલમા કોઇ પ્રકારની દગલબાજી ન હોય "તો, મ્હારા દીલમા આ શકા ઉપસ્થિત થવી સભવિત નથી છતા "એ ઉપસ્થિત થતી હોવાથી હુ ખાત્રીથી કહુ છુ કે આપ મ્હારી "સાથે કઇક આડીઅવળી રમત રમી રૂહ્યા છો!' પ્રેમ અને લગ્ન 'સમધના ઘણા ઇતિહાસો મ્હે મ્હારી આ જીદગીમા અત્યારસુધીમા "વાચ્યા છે પરતુ કોઇ માશુકે લગ્નને માટે પોતાના આશકને "આટલી બધી આજીજી કરી વિનવ્યો હોય એવુ મ્હારા સ્મરણમા "નથી–તો સ્વર્ગકુમાર! આપ કયા જમાનાનો, કયા પ્રકારનો અને "કયા કારણસર આ અજબ પ્રકારનો આવો પ્રેમ બતાવી રૂહ્યા છો? "આ પ્રેમકથા વાચી કોઇ પણ મનુષ્ય આપને માટે આપ અતક- "રણના ઉદાર હતા એવો અભિપ્રાય તો નહિ જ આપે–"

જયન્તિ આટલુ બોલી મ્હારા સામે હુ એના આ શબ્દોનો શો પ્રત્યુત્તર આપુ છુ તે સાભળવા અત્યત જીજ્ઞાસુ થઇને જોઇ રૂહી

'શુ ત્હમને મ્હારા આ વર્ત્તનમા ઉદારતાની ઉણપ લાગે છે?"

મ્હે પૂછ્યુ

"હા, આ ઉદારતા કઇક છે ખરી પણ રોતી મરતી છે–જાણે "આપ આ સબધને આવી પડેલી વેઠ ન સમજતા હો!"

"ત્યારે હુ શુ કરૂ તો ત્હમારૂ દીલ રીઝે?"

"મ્હારા પ્રેમનુ સન્માન કરો!" પ્રત્યુત્તર મળ્યો!

"પ્રેમના સન્માન!!!" હું જાણે આશ્ચર્યચકિત થયો ન હોઉં એવી રીતે બોલી ઉઠયો

"શુ પ્રેમના સન્માન ન હોઇ શકે?"

જયન્તિ મ્હને આશ્ચર્યચકિત થયેલો જોઇને મ્હને સમજાવવી પૂછવા લાગી

"ના, મ્હારા સિદ્ધાતો ઉલટા છે હુ તો એમ જ માનુ છુ કે—

"પ્રશસા પ્રિયજનની શી? કે શા સન્માન કરવાના?
"સબધી હોય જે સાચા, તે શી ભેટે રીઝવવાના?
"નથી જ્યા સ્નેહ સાચો ત્યા, મથે દુનિયા બધી કરવા
"અરેરે! બાહ્ય દેખાવો અને દીલ એમ છેતરવા–
"હૃદયમાની ખરી ઉણપ છૂપાવે આમ આ દુનિયા
"જગતની ભેટ સોગાદો બધા વ્યવહાર ઠગવાના
"ખરી પ્રીતિ ન યાચે આ બધા આડબરો વ્હાલી!
"જગતને સોપી એ સઘળુ પ્રિયે! તુ યોજ આ નીતિ!"

*　*　*　*　*

હુ આ શબ્દો ગાઇ જયન્તિ સામે જોઇ રહ્યો "અહોહો! આપે તો કોઇ અજબ સિદ્ધાતો બતાવી દીધા! ન આપવી પડે કોઇને ભેટ, કે ન લેવી પડે કોઇને માટે તકલીફ! आये तो आ जाव गये तो जाने दो, એવો આ લુખો સિદ્ધાત મ્હને તો સગવડીઓ લાગે છે–દીલની સકુચિત્ત વૃત્તિનુ પ્રદર્શન છે! પરતુ એમા હૃદયના પ્રેમની ભેટ માટે પણ એવુ જ સમજવાનુ કે?"

જયન્તિને આ શબ્દો બાદ ઘણુ જ હસવુ આવ્યુ અને તે સ્પષ્ટ સ્વરે હસી પડી

" ના, ના, " હુ પ્રત્યુત્તર આપતો બોલ્યો " એમા ત્હમારી " સમજફેર થાય છે ક્હેવાનુ તાત્પર્ય એટલુ જ છે કે જ્યા હૃદય ' સરખા હૃદયની ભેટ આપી દીધી ત્યા પછી આપણા સાચા સબ " ધીને બીજા જડ પદાર્થોની ભેટ આપવાની આવશ્યકતા રૂ્હેતી નથી– એજ એનો સારાશ છે "

" સિદ્ધાત સાચો તો ખરો, પણ સાથે સાથે દમવિનાનો પણ " ખરો બાહ્ય દેખાવો કરી *જગત્ જગતને છેતરી રૂ્હ્યુ છે એમ " ત્હમે પણ આ નવો સિદ્ધાત બાધી મ્હારા જ્હેવી ભોળી કુમારિકાને ' દુનિયાથી જુદી રીતે છેતરવાનો એક નવો પ્રયોગ અજમાવી રૂ્હ્યા " છો, એટલો જ એનો અર્થ છે ! તોયે આપના સિદ્ધાતને માન " આપીને હુ, આપને અત્યારથી જ ખાત્રી આપુ છુ કે પરણ્યા પછી " હુ આપને નવી નવી ભેટો સારૂ નહિ જ પજવુ–તે માટે નિશ્ચિત " રૂ્હેશો ! બાકી આપનો સિદ્ધાત સાચો છે એમ તો હુ કબુલ " નહિ જ કરૂ ! આ એક જાતની ઉમદા નફટાઇ નથી તો બીજુ " શુ ? પ્હેલાથી જ રસ્તો સાફ કરી રૂ્હ્યા છો ?"

" પણ સાથે સાથે ત્હમારા સબધમા એટલુ પણ સિદ્ધ તો " થાય છેજ કે ત્હમને પણ જગતના એ બાહ્ય દેખાવોમા એટલે ભેટો " આપવામા ને સ્વીકારવામા શ્રદ્ધા છે ખરી–અને તે ઉપરથી મ્હારો " સિદ્ધાત આવો છે છતા હુ પણ ત્હમારા હૃદયની ખાતર ત્હમને " એટલી ખાત્રી આપુ છુ કે હુ પણ ત્હમને નવી નવી ભેટો આપી " ત્હમને ત્હેનું અજીર્ણ ન થાય ત્યાસુધી પાછો હઠીશ નહિ–બાકી

" એવી ભેટો સ્વીકારી માત્ર એનાથી જ ખુશ રૂહેવાની ત્હમારી ચિત્ત
" વૃત્તિને હુ ઘણી અધમ સમજુ છુ–એમા કંઇ દમ જ્હેવુ નથી"

હુ આટલુ બોલી મૌન રૂહ્યો.

" ત્હમને યોગ્ય લાગે તો બા ! અમ્હારે કઇ ત્હમારો એ સિદ્ધાત
" કઇ કબુલ કર્યા વિના છૂટકો છે ? પરંતુ જુલમથી મનાવેલુ જુલમ
" જ્યા સુધી ચાલુ હોય ત્યાસુધી જ ટકે હો !

" એટલે શુ હું આ શબ્દો બોલી અગર તો આવા સિદ્ધાતો
" રજુ કરી ત્હમારા ઉપર જુલમ ગુજારી રૂહ્યો છુ ?"

મ્હે પૂછ્યુ

" જુલમ નહિતો જુલમનો ભાઈ ! ત્હેનો વિચાર આપ પોતે
" જ કરી લ્યો–બાકી આપને શુ એ સ્મરણમા નથી કે–

" કે જુલમથી ઉઘાડેલી આખો ફરી મીચાય છે
" કે જુલમથી સભારેલુ, ફરી ભૂલી જવાય છે
" કે જુલમથી જાણેલુ તે સ્મૃતિ મહિ ના રૂહે
" કે જુલમથી આરભેલા કામો બધા જાય છે !"

જયન્તિ બોલી

" વાહરે વાહ ! ત્હમે પણ અડધા પડધા કવિ તો થઇ ચૂક્યા
" છો અને વાત કરતા કવિતા ગાવી તેતો ત્હમારી કવિત્વ શક્તિનુ
" મ્હોટામા મ્હોટુ માપ !" હું જયન્તિને ગમ્મતમા ઉડાવવા લાગ્યો

" અમ્હે તે શાના કવિ ધૂળના ? કવિતો જે હોય તે હોય–
" અમ્હને તો એમા કશીયે ગમ ન પડે ! આતો ત્હમારા જ્હેવા
" પાસેથી કંઇક સાભળી લીધેલુ હોય તે પ્રસગ આવ્યે પોપટની પેઠે
" બોલી બતાવીએ એટલુ જ "

જયન્તિ પોતાના હાથના અભિનય કરતી બોલી

" કવિ નહિ તો છેવટે ગાનાર તો ખરાજ ! "

" અરે ! એમા તે શુ રાખ ગાયુ ? ચાર લીટીઓ બોલી
" બતાવી એ તે કઇ ગાન કહેવાય ! "

" પણ ઘડીભર માની લ્યો કે ચારને બદલે ચોવીસ લીટી બોલી
" બતાવો તો તો ત્હમે ગાનાર ખરાજને ? "

" તોયે નહિ—સાહેબ ! એને માટે તો ઘણી તાલીમ જોઇએ
' છે—માટે મ્હારી આવી નકામી મશ્કરી છોડી દઇ હુ જે મુદ્દાની
' વાત આપને પૂછી રહી છુ, ત્હેનો મ્હારા સરલ હૃદયનુ સાચુ
" સમાધાન થાય એવી રીતે અને મ્હારૂ આશ્ચર્યભર્યું અ ત કરણ રીઝે
" એવી રીતે પ્રત્યુત્તર આપો જુઓ મ્હારી બા હમણા મ્હને
" બોલાવશે અને મ્હારે જવુ પડશે અગર તો આપની બ્હેન સ્વય-
" સુધા આવી પ્હોચશે તો આપણૂ આ નાટક બધા અક પડયા
" અગાઉ પુરૂ થશે અને આપને તો જાણે દરકાર નહિ હોય પણ
" આપ મ્હારી સાથે લગ્ન કરશો કે નહિ ને જાણવાની મ્હારી ઉત્સુ
" કતા તો હાલ તરત મ્હારા મનમા જ સમાશે અને ત્યાર પછી તો
" કોણ જાણે કે મ્હારે અને ત્હમારે આવી વાત કરવાનો યોગ્ય
" પ્રસગ પછીથી કયારેયે મળશે !—માટે આ અપ્રાસગિક ચર્ચામા
" ઉતરવાનુ છોડી દ્યો એવુ હુ આજીજીથી અરે ! ખોળો પાથરીને
" માગી લઉ છુ ! " જયન્તિ અત્યત દીન થઇને બોલી

" જો એમ હોય તો એમ થવા દો—બાકી હુ આ બધી વાતોને
" મુદ્દાની જ સમજુ છુ એમા અપ્રાસગિકતા જહેવુ કઇ જ નથી

"મુદ્દા વિના વાતનો સભવ હોઇ શકે નહિ એવુ મ્હારૂ ચોકસ
"માનવુ છે!" હુ મ્હારા અભિપ્રાયોનું સમર્થન કરતો બોલ્યો

"એવુ માનવુ હોય તો માન્યા જ કરજો-મ્હને એની ના નથી
"પણ મ્હને હાલ તરત તો છેવટની એટલી ખાત્રી આપી જ દ્યો કે
'જયન્તિ! મ્હારા અને ત્હારા પિતાએ પોતાની સમતિથી યોજેલો
"આ લગ્ન સબધ મ્હને કબુલ છે એક વખત નહિ પણ અનેક
"વખત કબુલ છે આજ દિવસ પૂરતો નહિ પણ આ જીવન પૂરતો
"કબુલ છે-અરે! એટલુ જ નહિ પણ યુગેયુગને માટે કબુલ છે"
"મુદ્દાની વાત તો આ, બાકી બીજી બધી મશ્કરી! અને આ
"વાતમા આપ સમત થયા તો પછી આવી મીઠી મીઠી વાતો
"કરવાને એક નહિ પણ અનેક વર્ષો છે-આવો એક પ્રસગ નહિ
"પણ અનેક પ્રસગો ઉદ્ભવશે અને સ્વર્ગજયન્તિનુ આ યુગ્મ
"આ જગત્ ઉપર પૂરા ઠાઠમાઠથી સ્વર્ગનો સાચો ઉત્સવ ઉજવશે
"અને એ ઉત્સવમા અનેક સબધીઓ આનન્દપૂર્વક ભાગ લેશે!"

જયન્તિએ જણાવ્યુ જયન્તિ આ શબ્દો અત્યત આવેશમા આવીને બોલતી હતી અને ત્હેના પ્રત્યેક શબ્દમા પ્રેમની ઉર્મીઓ અને ભવિષ્યની રમ્ય આશાઓના ઉછાળા પ્રત્યક્ષ જણાતા હતા!

હુ પ્રત્યુત્તર આપતો બોલ્યો "એની ખાત્રી હુ ત્હને હમણા જ
"આપુ છુ-પરતૂ હે કુમારિકા! તુ મ્હારી સાથે લગ્ન કરવાને
"આટલી બધી અધીરી ત્હેમ જ મક્કમ કયા કારણથી થઇ છે તે
"મ્હને જણાવીશ?"

"હા ઘણી જ ખુશીથી!"

"તો બોલ જોઇએ વારૂ!"

" આ સબંધમા વડીલોની સમતિ છે તેથી !"

"તદ્દન ભાડુતી પ્રત્યુત્તર !" હુ તે તેથી વિશેષ આગળ બોલવા જાય તે અગાઉ વચ્ચે બોલી ઉઠયો

" ભાડુતી કેમ ? હુ સાચુ જ કહુ છુ ? એવો ભાડુતી પ્રત્યુત્તર " કેમ આપતા હોઇશુ ? '

" મ્હને તો ભાડુતી લાગે છે-ભાડુતી નહિ તો બીજુ શુ ? "

" એમ કેમ કહેવાય ? આપણા હિંદુ સસારમા વડીલોની " સમતિ વિના તે વળી લગ્ન સબધ જોડાય છેજ કયા ? "

જયન્તિએ મ્હારી ગેરસમજુત દૂર કરવા પ્રયત્ન કર્યો–" પરતુ હુ " જોઇ રહ્યો છું કે વડીલોની સમતિથી જોડાતા આવા લગ્ન પ્રત્યેક " કુમારિકાઓને કબુલ હોતા નથી કેટલીયે કુમારિકાઓ વડીલોના " યોજેલા સબધમા પોતાના ભાવી પતિના ચારિત્ર્યનુ લગ્ન પૂર્વે જ્ઞાન " થયાથી એ લગ્નને ભાડુતી સમજી અતકરણથી કકળી એ સબ- ' ધમા જોડાવા ખુશી હોતી નથી તોયે વડીલોની ઇચ્છાને માન " આપી પોતાના હાથે સળગાવેલી પોતાની આગમા પોતે ભસ્મીભૂત " થાય છે સક્ષિપ્તમા વડીલોની ઇચ્છાને માન આપી પોતાના ભાવિ " પતિને માટે લટ્ટુ થઇ જવુ તે કુમારિકાઓને માટે કેટલીક વખત " બહુ ભારે થઇ પડે છે, માટે જયન્તિ ! જો તુ માત્ર વડીલોની " ઇચ્છાને સમત રહેવાની ખાતરજ મ્હારી સાથે લગ્ન સબધમા " પડવા અથવા મ્હારા ઉપર તલ્લીન રહેવા તૈયાર થઇ હોય તો હુ " ત્હને ચેતાવુ છુ કે ત્હારાથી બને તેટલો તું ત્હેનો વિચાર કરી લેજે

" કે ત્હેમ થવાથી તે સબધમા પાછળથી પસ્તાવાનુ ન રૂહે–કારણકે " લગ્ન સબધ તે કઇ સાધારણ ચીજ જ્હેવો સોદો નથી !"

લગ્ન સબધમા મ્હે એક ન્હાનુ સરખુ ભાષણ જાણે હું જયન્તિને ચેતાવતો ન હોઉ એવી રીતે ઝુકાવી દીધુ અને ત્યારબાદ મૌન રૂહ્યો !

" પણ હુ કઇ ઓછી જ એટલા કારણસર આપને ઇચ્છી " રૂહી છુ !" જયન્તિ પ્રત્યુત્તર દેતી બોલી

" ત્યારે શુ કઇ બીજા કારણો છે ખરા કે ?"

" હા, જી, એવા એક નહિ પણ અનેક છે "

" ત્યારે તે કૂહેશો ?"

" શામાટે નહિ ! જુઓ એક તો આપ બહુ ભણેલા છો " તેથી ! આપની વિદ્વતા અગાધ છે !"

જયન્તિએ બીજુ કારણ દર્શાવ્યુ આનો હુ પ્રત્યુત્તર આપવા જાઉ એટલામા સ્વયસુધા તે ખડમા દાખલ થઇ અને મ્હને સબોધીને બોલી કે " વ્હાલાભાઇ ! પિતાજી, ત્હમને તરત જ બોલાવે છે માટે ત્યા આવી જાઓ તાકીદે બોલાવે છે નાટે ઢીલ કરશો નહિ !" સ્વયસુધાના કૂહેવા પ્રમાણે, હુ જયન્તિને છોડીને કઇ પણ બોલ્યા સિવાય આસન ઉપરથી ઉઠયો અને ત્વરિત ગતિએ તે ખડ છોડીને પિતા પાસે ગયો

* * * * *

# પ્રકરણ-૬

## તંત્ર પ્રયોગ.

હુ મ્હારા પિતા પાસે આવ્યો તે વખતે તે ખડમા મ્હારા પિતા અને મ્હારા ભવિષ્યના શ્વસુર વીરમુખરાય સિવાય અન્ય કોઇ ન્હોતું જયન્તિની માતા મ્હારી માતા સાથે તે ખડ છોડીને નીચેના ભાગમા ગઇ હતી મ્હારા પિતા અને વીરમુખરાય કોઇ અગત્યની વાતોમા પડથા હોય ત્હેમ તલ્લીન થઇને વાતચિત્ત કરતા હતા વીરમુખરાય મ્હારા પિતાની પથારી પાસે થોડેક દૂર પડેલી એક ગાદી ઉપર બેઠા હતા, જ્યારે મ્હારા પિતાજી પોતાની પથારીમા એક તકીયા ઉપર પોતાની પીઠ અને શીર્ષનો ભાગ ટેકવી, પગ લાબા કરી, અર્ધા સુતા અને અર્ધા બેઠેલા એવી સ્થિતિમા પડયા હતા–હુ ત્યા જઇ પુહોચ્યો અને પિતાની પાસે પથારીમા બેસી ગયો આસન લીધા પછી મ્હે મ્હારા પિતાને સબોધીને વિનયથી પૃછ્યુ "કેમ પિતાજી! તબીયત તો સારી છે ને? મ્હને કેમ બોલાવ્યો હતો?" હુ પ્રત્યુત્તરની રાહ જોઇ રૂહ્યો

"હા, અત્યારે મ્હને ઠીક છે–અત્યારની પ્રકૃત્તિ ઉપરથી મ્હને "મ્હારી સ્થિતિ સુધરતી હોય ત્હેમ લાગે છે અત્યારે ત્હને કારણસર "બોલાવ્યો છે માટે નિશ્ચિંત મને બેસ–એટલે હુ કહુ!" મ્હારા પિતાએ પ્રત્યુત્તર વાળ્યો પિતાની શારીરિક સ્થિતિ સુધરતી જાય છે એવો ત્હેમનો પોતાનો જ અભિપ્રાય સાભળીને મ્હને અત્યત આનદ થયો અને પિતાનુ આરોગ્ય સુધારવા માટે પરમાત્માનો અતકરણ-

પૂર્વક આભાર માનવા લાગ્યો "હુ નિશ્ચિત બેઠો છુ-આપને જે
"કઇં કહેવુ હોય તે સુખેથી કહો !" મ્હે જણાવ્યુ

"જો ત્યારે" મ્હારા પિતાજીએ બોલવુ શરૂ કર્યું "આ ત્હારા
ભવિષ્યના શ્વસુર અને મ્હારા પરમપ્રિય મિત્ર વીરમુખરાય (મ્હારૂ
ધ્યાન ત્હેમના (વીરમુખરાય) તરફ ખેચીને ત્હેમણે આગળ ચલાવ્યુ
"મ્હે જે વિવાહસબધ નક્કી કર્યો છે ત્હેમા તુ સમત થયો છે તે
"જાણી ખુશી થયા છે તે ત્હારી સાથે કેટલીક અગત્યની બાબતમા
"વાતચિત્ત કરવા માગે છે માટે જરા પણ શરમ રાખ્યા સિવાય
"ત્હેમની સાથે વાતચિત્ત કર અને કેટલીક અગત્યની ગુહ્ય બાબતમા
"ત્હારી સલાહ લેવા માગે છે તો ત્હેમને જોઇતી સલાહ યથાશક્તિ
"અને યથામતિ આપ! ત્હારા ઉડા જ્ઞાનની કસોટી આજે જ થવાની
"છે! બે ચાર બાબતો ઘણી અગમ્ય છે, એવુ મ્હને લાગ્યુ!"

મ્હારા પિતા આટલુ બોલી મૌન રહ્યા

પિતાની આજ્ઞા પ્રમાણે મ્હારૂ ધ્યાન વીરમુખરાય તરફ આકર્ષાયુ.
મ્હે ત્હેમના સામે દ્રષ્ટિ કરી, વિનયથી શીર્ષ નમાવી પ્રણામ કર્યા
અને બોલ્યો "પૂજ્યશ્રી! મ્હારા પિતાના કહેવા પ્રમાણે આપને
"જે કઇ ચર્ચા કરવાની હોય તે પ્રસન્ન ચિત્તે, કઇ પણ સકોચ
"રાખ્યા સિવાય કરો! હુ મ્હારી શક્તિ પ્રમાણે આપને પ્રત્યુત્તર
"આપીશ-હું કઇ એટલો બધો વિદ્વાન્ નથી-પણ એવુ અગમ્ય શુ
"છે?" મ્હને કુતુહલ થવાથી હુ બોલી ઉઠયો

"તે ખરેખર આશ્ચર્યકારક ઘટના છે અને ત્હેનુ રહસ્ય સમજ્યા
"વિના આપણને ચાલે ત્હેમ નથી!" વીરમુખરાયે પ્રત્યુત્તર વાળ્યો.

મ્હારા પિતાજીએ પણ વચ્ચે કહ્યું "સ્વર્ગકુમાર ! વીરસુખરાય-
"ભાઇએ મ્હને જે હકીકત સંક્ષિપ્તમાં કહી તે ખરેખર આશ્ચર્યજનક
"છે—અને તેનું રહસ્ય વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાન વિના થાય એવું નથી !
"માટે તેઓ જે કાંઇ કહે તે બરાબર દત્તધ્યાન રહીને સાંભળજે
"અને ત્હેનો સંપૂર્ણ વિચાર કરી યોગ્ય માર્ગ સુચવજે !"

મ્હારા પિતાજી આટલું બોલી શરીરમાં અશક્તિ હતી તો યે પથારીમાં ટટ્ટાર થઇને બેઠા મ્હેં એમ્હને એવી સ્થિતિમાં બેઠેલા જોઇને ત્હેમને એ સ્થિતિમાં બેસવું અનુકુળ થઇ પડે એ હેતૂથી એક બીજો તકીયો ત્હેમની પીઠ પાછળ લાવીને મૂક્યો અને ત્યારબાદ વીરસુખરાયને સંબોધીને બોલ્યો "ત્યારે એ હકીકત શરૂ કરી દો !"

"તે હું કહું છું પણ મ્હારી એવી ઇચ્છા છે કે ત્હમે આ ખંડનું
"દ્વાર બંધ કરી દો તો ઠીક—કારણ કે કોઇ ત્રાહિત આવી પ્હોંચે
"તો આપણી ચર્ચામાં ડખલ ઉપસ્થિત થાય એવું છે ત્હેમ જ આ
"હકીકત ગુપ્ત રાખવા જ્હેવી છે !" "જ્હેવી ઇચ્છા" એમ કહી હું ફરીથી ઉઠ્યો ખંડમાં પ્રવેશ કરવાનું મુખ્યદ્વાર મ્હેં બંધ કરી અંદરથી સાંકળ વાસી—અને તે ખંડના પાછળના ભાગની બંધ રાખેલી બારીઓ ઉઘાડી નાખી, અને ત્યારબાદ નિશ્ચિંત થઇને બેઠો વીરસુખરાયે મ્હને નિવૃત્ત બેઠેલો જોઇને મ્હારૂં અને મ્હારા પિતાનું ધ્યાન આકર્ષીને પોતાને જે કંઇ કહેવાનું હતું તે કહેવું શરૂ કર્યું—

"સ્વર્ગકુમાર ! મ્હારી સુશીલ પુત્રીનો વિવાહ સંબંધ જે મ્હારી
"અને આપના પિતાની સંમતિ થવાથી આપની સાથે નક્કી થયો છે
"ત્હેને આપ સંમત થવાથી મ્હને અત્યંત આનંદ થયો છે, મ્હારી
"સુશીલ પુત્રી નો સ્વીકાર કરવાથી આપની જીંદગી ઘણી સુખી

" નીવડશે એમ હુ ખાત્રીથી માનુ છુ—પરમાત્મા તે સફળ કરે ? "
વીરસુખરાય આટલુ બોલી મૌન રૂહ્યા પ્રત્યુત્તરમા મ્હે ત્હેમને વિનયપૂર્વક
નમન કર્યું

" બીજુ હવે હુ મ્હારી પુત્રીની જીંદગીમા આ છેલ્લા ત્રણ વર્ષથી
" કેટલીક અદ્દભૂત ઘટનાઓ અવારનવાર ઉપસ્થિત થતી હોવાથી ત્હેનુ
" સવિસ્તર વર્ણન કરી તે સબધમા આપની પાસેથી કેટલાક ખુલાસા
" મેળવવા ઇચ્છા રાખુ છુ જે ઘટનાઓ ઉપસ્થિત થાય છે તે ખરેખર
" આશ્ચર્યકારક અને અગમ્ય છે એના ઉંડાણમા કઇક અજબ નિયમો
" પ્રવર્ત્તે છે, પરતુ ત્હેનુ જ્ઞાન મ્હને ન હોવાથી હુ ત્હેનુ રહસ્ય સમજી
" શકતો નથી-પણ આપ વિદ્વાન્, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના અભ્યાસી
" છો, તેથી આશા રાખુ છુ કે આપણે તે રહસ્ય સમજી શકીશુ—તેથી
" હુ જે કઇ ઘટના વર્ણવુ તે સપૂર્ણ ધ્યાન આપી શ્રવણ કરશો અને
" ત્યારબાદ ત્હેના ઉપર બુદ્ધિપૂર્વક વિચાર કરી મ્હારા મનનુ સમાધાન
" કરશો ? " વીરસુખરાય અત્રે અટકયા

" એને માટે આપ નિશ્ચિત રૂહેશો મ્હારી બુદ્ધિ અનુસાર,
" તે ચાલશે ત્યા સુધી હુ એ અદ્દભૂત ઘટનાઓનુ વૈજ્ઞાનિક અથવા
" તાત્ત્વિક સત્ય આપશ્રીની સમક્ષ જાહેર કરીશ અને એવી રીતે
" આપના મનનુ સમાધાન કરીશ મ્હારી બુદ્ધિ જે વિષયમા નહિ
" ચાલે ત્યા હુ મૌન રૂહીશ માટે આપ તે ઘટનાઓ સવિસ્તર કૂહી
" બતાવો ? " મ્હેં પ્રત્યુત્તર વાળ્યો

### ઘટના—૧

" આજથી લગભગ અઢી વર્ષ અગાઉ જયન્તિ પોતાના ખડમા
" સુતી હતી નિદ્રાધીન હતી રાત્રિના નવેક વાગ્યા હશે હુ સુવાની

" તૈયારીમા હતો એટલામા મ્હારી પત્નીએ આવી ને મ્હને ખબર
" આપી કે જયન્તિ પોતાના પલગથી બે ત્રણ હાથ ઉચે
" વાતાવરણમા અદ્ધર સુતેલી છે હુ આશ્ચર્યચકિત થઇને ત્યા દોડી
" ગયો અને તપાસ કરતા મ્હારી પત્નીની હકીકત સાચી હતી તે
" પલગથી ત્રણ હાથ ઉચે જે સ્થિતિમા પલગમા પ્હેલા સુઇ રૂહી
" હતી તે સ્થિતિમા હવામા અદ્ધર સુતેલી હતી હુ ત્હેના પલગ
" પાસે ગયો ત્હેને ત્યાથી પલગમા લાવવા ઘણી કોશીષ કરી–ત્હેમ
" ત્હેને બહુયે બોલાવી પણ ત્હેને ત્યાથી પલગમા લાવવાનુ કે જાગૃત
" કરવાનુ બની શક્યુ નહિ અમ્હે બને જણ રાત્રે બાર વાગ્યા સુધી
" ત્યાના ત્યા બેસી રૂહ્યા છેવટે લગભગ એક વાગ્યાના સુમારે ત્હેનુ
" શરીર ધીમે ધીમે પલગ તરફ ઉતર્યું અને છેવટે શય્યામા પડયુ
" અમ્હોએ ત્હેને ત્યારબાદ જાગૃત કરી ઠડુ પાણી પાયુ બનેલી
" હકીકત ત્હેને જાહેર કરતા ત્હેને પણ ભારે આશ્ચર્ય થયુ અને
" એણે તત્પરત્વે પોતાને કઇપણ ખ્યાલ નથી એવુ જાહેર કર્યું
" ત્યારબાદ અમ્હો સુઇ રૂહ્યા આ હકીકત મ્હે અત્યારસુધી ગુપ્ત
" રાખેલી તે આજે આપની સમક્ષ જાહેર કરૂ છુ આપ આ ઘટનાના
" સબધમા શુ ધારો છો ?"

વીરમુખરાય આટલુ બોલી મૌન રૂહ્યા

મ્હે પ્રત્યુત્તર વાળ્યો " ઘટના ખરેખર આશ્ચર્યકારક અને ન
" માની શકાય એવી છે પરતુ એકજ પ્રસગ ઉપરથી હુ મ્હારા
" અભિપ્રાય કે સાધવાના નિર્ણય નહિ બાધી શકુ માટે આવુ
" આવુ જે કઇ બન્યુ હોય તે પહેના પૂરેપુરૂ જણાવી દો એટલે તે
" બધી ઘટનાઓ એકત્ર કરી ત્હેમની વચ્ચેનો સબધ સમજી–નક્કી

" ફરી ત્હેમની વચ્ચે કયા પ્રકારના નિયમો પ્રવર્તે છે તે સપૂર્ણતાથે
" સમજી આપને જાહેર કરૂ ?"

ઘટના—૨

" એક વખત જયન્તિ અસ્વસ્થ શારીરિક પ્રકૃત્તિને લીધે મધ્યા-
" ન્હકાલે પોતાના ખડમા પથારીમા પડી હતી તદ્રાવસ્થા જ્હેવી
" સ્થિતિમા હતી ત્હેવામા બોલી ઉઠી કે " ઓ બા ' આ કોઇ સફેદ
" દાઢીવાળો યોગી મ્હારા સામે જોઇને હસ્યા કરે છે ? તે કોણ
" છે ?" અમ્હે ત્યા જઇ પૂહોચ્યા ત્હેને જાગૃત કરી તત્પરત્વે પૃચ્છા
" કરતા ત્હેણે તે સબધી કઇ પણ ખ્યાલ ન હોવાનુ જણાવ્યુ "
વીરસુખરાય અત્રે પાચેક મીનીટ મૌન રૂહ્યા અને ત્યારબાદ ત્હેમણે
ત્રીજી ઘટના જાહેર કરી -

ઘટના—૩

" એક પ્રાતકાળે જયન્તિ નિદ્રામાથી ઉઠી અને થોડાક ગુલાબ
" ના તાજા ફુલ અને એક સુવર્ણની ન્હાની સરખી ગણપતિની
" મુર્ત્તિ લઇને હુ અને મ્હારી પત્ની જે પ્રાતસ્નાનથી પરવારીને
" પૂજામા બેઠા હતા ત્યા આગળ આવી અને તે બને વાના અમ્હને
" બતાવતી બોલી કે " હુ રાત્રે મ્હારા ખડના બારી બારણા વાસીને
" સુતી હતી અને પ્રાતકાળે જાગી ત્યારે આ ચીજો મ્હારી પથારીમા
" મ્હારી પાસે પડી હતી જાગૃત થતા આ બને વાના જોઇને મ્હને
" ભારે અજાયબી થઇ ' પિતાજી ' કોણ મૂકી ગયુ હશે ?" હુ અને મ્હારી
" પત્ની બને ભારે આશ્ચર્ય પામ્યા ગણપતિની મુર્ત્તિ મ્હારી પૂજામા
" છે અને તે શુદ્ધ સુવર્ણની છે ગુલાબનો ઉપયોગ પણ તે ગણપ-

" તિની પૂજામા જ થયો મુર્ત્તિ પ્રત્યક્ષ જોવી હોય તો કાલે આવજો
" આ વાત મ્હે હજુ સુધી ગુપ્ત રાખી છે "

## ઘટના-૪

'જયન્તિ કૂહે છે કે તે છેલ્લા છ માસથી તે પોતે એકાન્તમા
" બેઠી હોય છે ત્યારે જાણે કોઇ વ્યક્તિ ત્હેને બોલાવતી ન હોય
" ત્હેમ ' કેમ બેટા ! જયન્તિ ! મજામા તો છે ને ?" એવા સ્પષ્ટ
" સ્વરો કોઇ ત્યા હોતુ નથી તોયે સભળાય છે

## ઘટના-૫

" જયન્તિ એમ પણ કૂહે છે કે " પ્રત્યેક પુર્ણિમાએ છેલ્લા ત્રણ
" માસથી સધ્યાકાળે તે ગમે તે સ્થળે હોય છે તોયે " પુનરપિ
" જન્મમ્ પુનરપિ મરણમ્, પુનરપિ જનનિ જઠરે શયનમ્–ભજગો-
" વિદમ્ ભજગોવિદમ્ ભજગોવિદમ્ મૂઢમતે " શ્રીમચ્છકરાચાર્યની
" સુપ્રસિદ્ધ ચર્પટ પજરિકાની એ કડીઓ સુદર સરોદે અને સ્પષ્ટસ્વરે
' ગવાતી સભળાય છે અને ત્હેની સાથે કોઇ આ જગત ઉપર કોઇ
" કાળે નહિ જોયેલો એવો શ્વેત પ્રકાશ–કે તે કેવા પ્રકારનો છે ત્હેનુ
" વર્ણન તે કરી શકતી નથી ત્હેવો–વિદ્યુતના ચમકારાની પેઠે દેખા
" ઇને અદ્રશ્ય થાય છે–પેલુ સગીત પણ ત્હેની સાથે બધ થઇ જાય છે !"

વીરમુખરાય આટલુ બોલી મૌન રહ્યા

હુ આ વટનાઓ જ્હેમ જ્હેમ સાભળતો જતો હતો ત્હેમ ત્હેમ આશ્ચર્યથી દિગ્મૂઢ જ્હેવો થઇ જતો હતો–ત્હેમ ત્હેમ આ બધી ઘટનાઓનુ રહસ્ય જાણી લેવાની જીજ્ઞાસા અને તન્મયતા વધતી જતી હતી ! જયન્તિના જીવનમા આટઆટલી અદ્ભૂત ઘટનાઓ પરિણમે

છે તે જોઇને હું ઉંડા વિચારમા ગાડા જહેવો થઇ ગયો છતા બુદ્ધિને સ્થિર, હૃદયને મક્કમ અને ચિત્તને સાવધ રાખી હુ મ્હારી મુળસ્થિતિ ઉપર આવ્યો મ્હારા પિતાજી પણ આ વાતો સાભળીને કઇ ઉંડા વિચારમા તલ્લીન થઇ ગયા હોય ત્હેમ નિષ્ક્રિય જહેવી સ્થિતિમા બેસી રહ્યા હતા-છતા ત્હેમનુ ચિત્ત આ અદ્‌ભૂત વાર્ત્તાઓ સાભળીને એક પ્રકારની ઉશ્કેરણીથી ઉષ્ણ થઇ ગયુ હોય ત્હેમ ત્હેમના અશક્ત શરીરમા પણ એક પ્રકારની સ્ફુર્ત્તિ આવી હોય ત્હેમ ત્હેમણે પોતાની પાસે પડેલા તકીયાને ખસેડી નાખ્યા-અને એક સશક્ત મનુષ્યની પેઠે ટટ્ટાર બેઠા વીરસુખરાય પણ આ અદ્‌ભૂત ઘટનાઓનુ વર્ણન કરતા કોઇ ઓર પ્રકારનો એટલે આશ્ચર્ય, ભય અને રહસ્યજીજ્ઞાસા મિશ્રીત આનદ અનુભવતા હોય ત્હેમ ત્હેમની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાતુ હતુ-

જયન્તિની સાથે પ્રેમવિનોદની મ્હારી વાતો અધૂરી મૂકી હુ અહિ આવ્યો તે વખતે મ્હારા હૃદયને દુખનો ઘણુ થયુ હતુ પિતાનુ આમત્રણ મ્હને તે પળે યમદૂતના આમત્રણ જહેવુ લાગ્યુ હતુ, પરતુ ત્યા આવ્યા પછી જયન્તિના અદ્‌ભૂત જીવનની ઘટનાઓ સાભળવાનુ બની આવવાથી મ્હારૂ એ દુખ ભૂની જવાયુ અને મ્હને પ્રિયાની આવી વાતોમા વધારે રસ પડયો હિદુધર્મશાસ્ત્ર પ્રમાણે આ બધી અદ્‌ભુત ઘટનાઓ કોઇ એક ખાસ નિયમને લઇને પ્રવર્તે છે અથવા તે સર્વ કઇ નિયમબદ્ધ છે એવો વિશ્વાસ હુ તે પળે ધરાવતો હતો અને હજીપણ ધરાવુ છુ-છતા વાચક! મ્હારે આ અને એવી બીજી અદ્‌ભૂત ઘટનાઓનુ રહસ્ય ત્હારા મનનુ સપૂર્ણતાએ સમાધાન થાય એવી રીતે ત્હને સમજાવવા વિચાર છે-માટે હુ ત્હારા મનનુ સમાધાન

ન કરૂ ત્યાસુધી તુ ત્હારી બુદ્ધિ અનુસાર ખોટી કલ્પનાઓ કરીને કે આ વાતોને દુરાગ્રહથી અમાન્ય રાખીને ત્હારા અનત આત્માને છેતરીશ નહિ—જો મ્હારો સગીન પ્રયત્ન હોવા છતા પણ હુ ત્હારા મનનુ સમાધાન ન જ કરી શકુ તો પછી ત્હારે આ વાતોને કે કથાને રમ્ય કલ્પના—રમ્ય જુઠાણુ કે એવુ એવુ જે કઇ કહેવુ હોય તે સુખેથી કહેજે—પરતૂ કોઇ પણ વિષયનો નિર્ણય કરવામા ઉતાવળો થઇશ મા' નહિતર તુ ત્હારા અનત આત્માને ગુમાવી દેશે'

× × × ×

જેટલી ઘટનાઓ વીરસુખરાયના મુખે સાભળી તેટલી ઘટનાઓ મ્હે ભૂલી ન જવાય તે હેતૂથી મનન કરી કરીને પણ સપૂર્ણતા યે સ્મરણમા રાખી જયન્તિ અને સ્વયસુધા મ્હારા આવ્યા પછી તે ખંડમા શુ કરતા હશે તે જાણવાની સ્વાભાવિક ઇચ્છા મ્હને થઇ આવી આથી હુ વીરસુખરાયને સબોધીને "હુ પાણી પીને આવુ છુ—" એમ કહી આસન ઉપરથી ઉઠયો અને દ્વાર ઉઘાડી હુ અને જયન્તિ પ્હેલા જે ખડમા બેઠા હતા તે ખડમા ત્વરિત ગતિથી ગયો ખડમા પ્રવેશ કરતા જોયુ, તો જયન્તિ અને સ્વયસુધા પ્રસન્ન ચિત્તે બહુ જ તલ્લીન થઇને એક કૉચ ઉપર બેસી વાર્તાવિનોદ અને હાસ્ય વિનોદ કરતા હતા મ્હને ત્યા આવેલો જોઇને બનેજણનુ ધ્યાન મ્હારા પ્રત્તિ આકર્ષાયુ જયન્તિ, શરમાઇ ગઇ સ્વયસુધા હસી પડી અને બોલી "વ્હાલા ભાઇ' બાપુજી ને ત્હમે અદર બધ બારણે શી વાત કરો છો? શુ ધાર્યુ છે" "વાતો" મ્હે ટૂકામા પતાવ્યુ "શાની?" સ્વયસુધાએ ફરીથી પૂછ્યુ હુ નિરૂત્તર રહ્યો સ્વયસુધા આથી મ્હાગ ઉપર ચીડાઇ હોય ત્હેમ બોલી ઉઠી "પણ શાની વાતો "કરો છો? આ ભાભી સાહેમની તો નહિ ને?"

"ત્યારે બીજા કોની?" હુ ઉતાવળમા હતો તેથી તે વિનોદમા વધારે વખત ભાગ લઇ શકુ ત્હેમ ન્હોતુ–આથી હુ વિશેષ એક પણ શબ્દ બોલ્યા સિવાય પાછો ફર્યો પણ જતા જતા બ્હેનને જણાવ્યુ કે "બ્હેન! ચ્હા તૈયાર કરજે–બહુ વ્હેલી નહિ–અર્ધા કલાક પછી તૈયાર થાય ત્હેમ!" હુ નીચે ગયો શિતલ જલનુ પાન કરી એક લોટો ભરી ઉપર પિતાના ખડમા ગયો વીરમુખરાય ત્હેમજ પિતાજીને ઠડુ પાણી આપ્યુ અને ત્યારબાદ દ્વાર બધ કરી દત્તધ્યાન થઇ વીરમુખરાયની વાતો સાભળવા લાગ્યો વીરમુખરાયે પાણી પી શાન્ત થયા પછી એક વિશેષ ઘટના કહેવી શરૂ કરી—

'એક દિવસ જયન્તિ પોતાના ખડમા એકલી સુતી હતી ગાઢ નિદ્રામા હતી રાત્રિના ત્રણેક વાગ્યા હશે ચાદની રાત હતી અને આકાશમા અમીમય ચદ્ર પ્રકાશતો હતો ખડના એક સિવાય તમામ બારીબારણા બધ હતા જે વાતાયન ખુલ્લુ હતુ તે મ્હારા મકાનના આગળના ભાગમા પડતી અગાસી તરફ હતુ અને અગાસીનો રસ્તો મ્હારા ખડમા થઇને હતો મ્હારા ખડનુ દ્વાર બધ હતુ અને હુ ત્યા સુતેલો હતો હુ નિદ્રાધીન હતો પણ ઓચિતો જાગૃત થઇ ગયો. તૃષા લાગવાથી પાણી પીને ફરીથી પથારીમા પડયો પણ અર્ધા કલાક સુધી નિદ્રા ન આવવાથી ફરીથી ઉભો થયો અને મ્હારા ખડમા દશ પદર મીનીટ સુધી આમ ત્હેમ આટા મારવામા ગુથાયો ત્હેમ કરતા યે નિદ્રા ઉડી ગઇ હોય ત્હેમ જણાયુ અને હવે અમુક સમય સુધી નહિ આવે એવુ ધારી થોડોક સમય અગાસીમા જઇ બેસવાનો સહજ વિચાર થયો વિચારને તરત જ અમલમા મૂકી હુ મ્હારા ખડમા આવેલા ત્યા જવાના દાદરને રસ્તે અગાસી તરફ આવ્યો અગાસીમા

આવી શાન્ત જગત્ અને સ્વચ્છ આકાશપ્રદેશ અવલોકવામા તલ્લીન થઇ ઉભો રહ્યો—અગાસીમા પડતુ જયન્તિના ખડનું એક વાતાયન ખુલ્લુ હતુ મ્હારી દ્રષ્ટિ તે વાતાયન તરફ ખેચાઇ અને સ્વાભાવિક રીતે મ્હારી દ્રષ્ટિ અદર ગઇ ખડમા સર્વત્ર અધકાર હતો, કારણ કે બત્તી ન્હોતી પરતૂ એવા અધકારમા યે મ્હે એક અદ્દભૂત દ્રષ્ય જોયુ

કોઇ આસમાની પ્રકાશથી ઝળહળી રૂહેલી એક આકૃત્તિને મ્હે જયન્તિના પલગની નજીક ઉભેલી જોઇ તે આકૃત્તિ સ્થિર હતી પરતુ તે જે પદાર્થની બનેલી હતી તે પદાર્થ ગતિમા હોય ત્હેમ ચમકતો હતો અને ત્હેના તમામ અવયવ એક મનુષ્ય શરીર જ્હેવા સ્પષ્ટ હતા પરતુ તે આકૃત્તિનુ પોતાનુ કોઇ વિશિષ્ટ વ્યક્તિત્વ ન હોય ત્હેમ તે કોણ છે તે સમજવુ અત્યત દુર્ઘટ હતુ હુ આશ્ચર્યમા અર્ધો ગાડા જ્હેવો થઇને તે અદ્દભૂત દ્રષ્ય આખો ફાડી ફાડીને જોઇ રૂહ્યો—હુ ધારૂ છુ કે તે સ્થિતિમા હૂ અર્ધો એક કલાક રૂહ્યો હોઇશ, એવામા તે આકૃત્તિએ નિદ્રામા પડેલી જયન્તિના શરીરના કોઇ અવયવને સ્પર્શ કરવા પોતાનો હાથ લબાવ્યો હાથ લબાયો અને ત્હેણે જય ન્તિના કોઇ અવયવને સ્પર્શ કર્યો તે ચેષ્ટા મ્હે જોઇ જયન્તિના શરીરને ત્હેનો સ્પર્શ થતા જયન્તિ જે અધકારને લીધે મ્હને દ્રષ્ટિ ગોચર ન્હોતી થઇ, તે દ્રષ્ટિગોચર થઇ અને તે પલગમા જે સ્થિતિમા પડી હતી તે સ્થિતિમા જણાઇ તે ગાઢ નિદ્રામા હતી ત્હેવુ મ્હને ત્હેની મીંચેલી આખો ઉપરથી લાગ્યુ તે આકૃત્તિએ ત્હેના વામહસ્તને પકડ્યો હતો તે મ્હે જોયુ વામહસ્તને પકડીને ત્હેણે ત્હેની કરપલ્લ વીના મણીબધને નીચા નમીને ચૂમ્યો અને તરત જ તે આકૃત્તિ વિદ્યુ-ત્ના ચમકારાની પેઠે અદ્રષ્ય થઇ ગઇ જયન્તિ મ્હને દેખાતી બધ

થઇ મ્હારૂં આશ્ચર્ય એકદમ વધી પડયુ જીજ્ઞાસા ઉશ્કેરાઇ અને મ્હેં જયન્તિને જાગૃત કરી ત્હેના ખડમા જવાનો નિશ્ચય કર્યો–હુ બુમ મારી ઉઠયો "બ્હેન! જયન્તિ! જયન્તિ!" એક બે અવાજ થતા જયન્તિ જાગી ઉઠી હોય ત્હેમ અંદરથી અવાજ આવ્યો "કોણ?"

"એ તો હુ!" મ્હે પ્રત્યુત્તર વાળ્યો "કોણ પિતાજી!" જયન્તિ પથારીમાથી બેઠી થઇ દ્વાર તરફ આવતી બોલી "હા" ઉઘાડ, જો!" "અત્યારે કેમ?" કામ છે" જયન્તિએ દ્વાર ઉઘાડયું અને તે બહાર આવી અને મ્હને જોઇને બોલી "કેમ! પિતાજી! "અત્યારે શુ કામ પડ્યુ? શુ હજૂ જાગો છો?" "હા આજે ઉંઘ "ન આવવાથી ઉપર અગાસીમા આવ્યો ત્યા ત્હારા ખડમા એક "અજબ ખેલ જોતા ત્હને જગાડવી પડી! જા અંદર બત્તી કર!" મ્હે પ્રત્યુત્તર વાળ્યો જયન્તિએ ખડમા જઇને બત્તી કરી–અને હુ અંદર જઇને એક આરામ ખુરશી ઉપર પડયો જયન્તિ મ્હારી જોડે એક ખુરશી ઉપર બેઠી આસન લીધા પછી મ્હે પૂછ્યુ "જયન્તિ! "તુ અત્યારે શુ કરતી હતી" "ઉંઘતી હતી" "મ્હે ત્હને બોલાવી "તે વખતે તું જાગૃત હતી કે નિદ્રાધીન?" "ગાઢ નિદ્રામા!" "ત્હારા ખડમા ત્હને કોઇ વ્યક્તિના આગમન–ગમનનો કંઇ "ભાસ થયેલો?" "ના જરાએ નહિ! અહિ કોણ આવે?" ત્યારે મ્હે શુ જોયુ" "આપે શુ જોયુ?" જયન્તિ કંઇક આશ્ચર્યચકિત અને ભય પામતી બોલી "બ્હેન! બ્હીશ નહિ હો!" હુ ત્હેને આશ્વાસન આપતો બોલ્યો "મ્હે કંઇક એવુ જોયુ તેથી ત્હને પૂછવુ પડે "છે ભય જહેવુ નથી કંઇક અજબ ખેલ છે?" "એવો શો અજબ ખેલ? આપે શુ જોયુ?" જયન્તિ આશ્ચર્યચકિત થતી બોલી

" તે કહુ હુ છુ-પણ તે અગાઉ હુ ત્હને જે કઇ પૂછુ તે બરોબર
" યાદ કરી કરીને કહેજે-વારૂ ત્હને કોઇ વ્યક્તિના હસ્તનો સ્પર્શ થયો
" હોય ત્હેવુ જણાયેલુ ?" ના જરાએ નહિ ?"

જયન્તિના બધા પ્રત્યુત્તર નકારમા મળતા જોઇને મ્હારૂ તે દ્રષ્ય પરત્વેનુ આશ્ચર્ય વધતુ ગયુ અને ત્હેની વૃદ્ધિ સાથે ત્હેનુ રહસ્ય જાણી લેવા સબધીની જીજ્ઞાસા પણ ઉત્તરોત્તર વધતી ગઇ-મ્હે જય ન્તિને ફરીથી પૂછ્યુ " ત્યારે ત્હને ત્હારી આ નિદ્રાવસ્થામા કઇ સ્વપ્ન
" જણાયેલુ ખરૂ ? " હા કઇક સ્વપ્ન હતુ પણ બરાબર સ્મરણમા નથી " જયન્તિએ પ્રત્યુત્તર વાળ્યો " તો જરા યાદ કરી જો જો " મ્હે સુચના કરી જયન્તિએ સ્વપ્ન, સ્મરણમા લાવવા પ્રયત્ન કર્યો થોડાક સમયમા ત્હેને તે સ્વપ્ન, સપૂર્ણતાયે સ્મરણમા આવ્યુ હોય ત્હેમ તે બોલી " હા હવે યાદ આવ્યુ-પિતાજી ! એ સ્વપ્ન ઘણુ જ
" ભયકારક હતુ ! " જયન્તિ ડર પામતી હોય ત્હેમ બોલી " એવુ
" શુ ભયાનક હતુ ? " મ્હે પૃછ્યુ ' કોઇ રાક્ષસ જેવો કાળો કાળો
" મનુષ્ય મ્હને એક પત્થરની શીલા ઉપર બેસાડીને એની બિહામણી
" લાલચોળ આખો વડે ડરાવતો હતો અને તે શીલા તરફ પોતાનો
" એક હાથ લબાની જાણે જાદુ ન કરતો હોય ત્હેમ તે શીલાને
" નાચ " કહી નચાવતો, " કુદ " કહી કુદાવતો " ઉડ " કહી ઉડા-
" વતો અને " દોડ " કહી દોડાવતો હતો એક વખત શીલા કુદી.
" બીજી વખત નાચી ત્રીજી વખત ઉડી અને ચોથી વખત દોડી તે
" અ હે બન્ને નીચે ઉપર થઇ ગયા શીલા મ્હારી છાતી ઉપર પડી
" અને હુ ગભરાઇ ગઇ-બુમ મારૂ તોયે બોલાય નહિ-હમણા મરી
" જઇશ એવો ભય પામુ પેલા રાક્ષસને દયા કરવા વિનવુ તોયે દયા

"તો શી બતાવે પણ દૂર ઉભો રહીને આપણું મગજ ફરી જાય
'અને કાન ફુટી જાય એવા ભયકારક સ્વરે ઉભો ઉભો અટ્ટહાસ્ય
"કરે–હુ બહુ જ ગભરાઇ–"ગઇ ! ઓ ગઈ !" એવુ યે થયુ–એટામા
"આપે મ્હને બૂમ પાડી જાગૃત કરી–પણ કોણ જાણે કે આવા ભય-
"કારક સ્વપ્નમાથી જાગૃત થયા પછી મ્હને એ સ્વપ્ન કે ભયનો કશો
"ખ્યાલ પણ નહિ રહેલો–પણ આપે જ્યારે મને સ્વપ્ન યાદ કરવા
"કહ્યુ ત્યારે આટલુ યાદ આવ્યુ–એટલી અજાયબી ! બાકી મ્હને
"જ્યારે જ્યારે આવા ભયના સ્વપ્ન આવેલા અને હુ જાગૃત થાઉ
"ત્યારે મ્હારો એ સ્વપ્નનો ભય અને ત્રાસ ઓછામા ઓછો બે ત્રણ
"કલાક સુધી રહે અને તેટલો વખત બસ એ જ વિચાર અને એ
"જ સ્મરણ ! આમા માત્ર સ્વપ્ન ભય કર વધારે, પરતુ એના સસ્કાર
"જાગૃત થતાની સાથે લુપ્ત થઇ ગયા એટલી એની અદ્‌ભૂતતા !"

જયન્તિ આટલુ બોલી મૌન રહી હુ પણ ત્હેના પ્રત્યુત્તરમા કઇ પણ બોલ્યા સિવાય ત્હેને તે ખડમાથી મ્હારી સાથે મ્હારા ખડમા લઇ ગયો મ્હે એની માતાને જાગૃત કરી અને ત્હેને ત્હેની મા જોડે સુવાડી અને ત્યારબાદ હુ સુઇ રહ્યો પરતૂ પેલા અદ્‌ભૂત દ્રષ્યના વિચારમા પ્રાત કાળ સુધી નિદ્રા પામી શકયો નહિ "સક્ષિપ્તમા જયન્તિના જીવનમા આવી આવી અનેક ન્હાની મ્હોટી ઘટનાઓ પરિણમે છે અને હુ ત્હેમાની કોઇ પણ બાબતનુ રહસ્ય સમજી શકતો નથી અને મ્હારા મનમા ગુચવાયા કરૂ છુ–છેવટે મ્હે આજે આ બધી હકીકત આપની સમ્મક્ષ જાહેર કરી છે અને આશા રાખુ છુ કે આ સબધમા આપ યોગ્ય તપાસ કરી અથવા નિર્ણય કરી મ્હારા મનનુ સમાધાન કરશો" વીરમુખરાય આટલુ બોલી મૌન રહ્યા આ વિષ-

યનો ઉંડો અભ્યાસ કર્યા સિવાય કે ત્હેમ કર્યાબાદ તત્પરત્વે યોગ્ય નિર્ણય બાંધ્યા સિવાય હું વીરસુખરાયના મનનું સમાધાન કરી ન શકું એ દેખીતું હતું જે જે ઘટનાઓનું સ્મરણ જયન્તિને હોય તે પરત્વે જયન્તિનો અભિપ્રાય અને અનુભવ પણ મ્હારે ત્હેના મુખે સાંભળવો જોઇએ, એમ મ્હે નક્કી કર્યું, કારણકે તે વિના વીરસુખરાયની કહેલી વાતો કેટલે અંશે સત્ય છે ત્હેનો નિર્ણય કરી શકાય નહિ અગર તો ત્હેમનું કહેવું સર્વાંશે સત્ય હોય તોયે ત્હેવા અનુભવ જ્હેને થયા છે અથવા જ્હેની જીંદગીમાં પરિણમ્યા છે ત્હેની પાસેથી પણ તત્પરત્વેની સવિસ્તૃત હકીકત સાંભળ્યા સિવાય એનું રહસ્ય અવગત કરવાનો માર્ગ સરલ થઈ શકે નહિ મ્હે આ ઉપરથી આ તમામ ઘટનાઓના સંબંધમાં જયન્તિ સાથે ખૂબ ચર્ચા કરવાનું નક્કી કર્યું, પરંતુ તે વાત અત્યારે બનવાનો સંભવ ન્હોતો, તેથી ત્હેને મ્હે ભવિષ્ય ઉપર મુલતવી રાખ્યું તોયે વીરસુખરાયના મનનું થોડુંઘણું પણ સમાધાન કરવા અને તત્પરત્વેની ત્હેમની જીજ્ઞાસા તૃપ્ત કરવા ત્હેમને સંબોધીને જણાવ્યું કે –

" પૂજ્યશ્રી ! આ ઐહિક સુખવાદના જમાનામાં આપણે આપણાં
" પાપભર્યાં આચરણોથી આપણા અનંત આત્માની મૂળભૂત અનંત
" વિભુતિઓને ગુમાવી રહ્યા છીએ તેથી આવી આવી ઘટનાઓને
" ચમત્કાર " " ગુપ્ત ભેદ " ઈત્યાદિ ઇત્યાદિ વિશેષણોથી સંબોધીને
" ત્હેને અગમ્ય માની, આપણે એનાથી દૂર રહીએ છીએ તેથી તે
" પણ દૂર થાય છે આપણા આ વર્ત્તમાન જીવનના ઉંડાણમાં જે
" એક બીજું સાચું અને મૂળ જીવન વહે છે=જીવે છે–તે વર્ણું જ
" પ્રતિભાભર્યું અને આપણી તમામ પ્રવૃત્તિનું મૂળ કારણ છે–તે જીવન

" પ્રત્તિની આપણી બેદરકારીએ આપણને જડપૂતળા જહેવા બનાવ્યા
" છે અને ત્હેને લીધે આપણે આવા આવા બધા વ્યવહાર આપણી
" પોતાની શક્તિના ખેલ હોવા છતા ત્હેને કંઇક જીદુ અને નવું
" સમજીએ છીએ પણ વાસ્તવિક રીતે તે ત્હેમ નથી–તે બધી ઘટ-
" નાઓ પણ આપણા આ અનત જીવનના એક પ્રકારના ન્હાના
" ન્હાના ખેલ છે પ્રત્યેક મનુષ્ય તે ખેલ ખેલી શકે છે "

" એટલે ? " વીરમુખરાયને મ્હારા કથનનુ તાત્પર્ય ન સમજાયુ હોય ત્હેમ તે વચ્ચે બોલી ઉઠયા

" એવી ઘટનાઓ પણ કુદરતી નિયમોને વશ રહીને પરિણમે
" છે **મનુષ્ય તે તમામ શક્તિઓનો ઉત્પાદક છે, માલીક છે "**

મ્હે પ્રત્યુત્તર વાળ્યો

" એટલે આપના કહેવાનો અર્થ એવો થાય છે કે આ બધી
" ઘટનાઓ જયન્તિ પોતાના પ્રભાવથી ઉપજાવી રહી છે ? " વીરમુખરાયનુ આશ્ચર્ય વિશેષ પ્રમાણમા વધી ગયુ હોય ત્હેમ તે આ પ્રશ્ન પૂછીને મ્હારા સામે આખો ફાડીને જોઇ રહ્યા

" ના, ત્હેનામા તે પ્રભાવ અત્યારથી ઉત્પન્ન થયો હોય ત્હેમ
" માનવા જહેવી વસ્તુસ્થિતિ આમા નથી પણ તે ધારે તો આવી
" શક્તિઓનો વિકાસ કરી શકે એવુ મ્હને આ ઉપરથી જણાય છે
" પણ તે બધી તો ભવિષ્યની વાત હાલ તરત તો મ્હારા કહેવાનુ
" તાત્પર્ય એવુ છે કે આ ઘટનાઓ જે પરિણમી છે, તે મનુષ્ય
" જીવનનો ખેલ છે અને આના ઉડાણમા કંઇક અજબ ભેદ છે ! "

"તે તો હુ પણ માનુ છુ કે એના ઉડાણમા કઇક ભેદ છે
"પણ તે ભેદ શોધી ક્હાડવામાજ બધુ છે આ વાત મ્હને તો અત્યત
"કષ્ટસાધ્ય લાગે છે–"

"પણ મ્હને શ્રદ્ધા છે કે હુ આનુ રહસ્ય ટુક મુદતમા સમજી
"શકીશ–પણ ત્હેને માટે મ્હારે ભારે તૈયારીઓ કરવી પડશે ઘણા
"સાધન એકત્ર કરવા પડશે"

મ્હે જણાવ્યુ

"તો હુ પણ આપને તે સબધમા જોઇતી તમામ પ્રકારની
"સહાય આપીશ–પરતુ કોઇ પણ રીતે આપે આ તમામ અદ્ભુત
"ઘટનાઓ ઉત્પન્ન થવાનુ કારણ, તે શા માટે ઉત્પન્ન થાય છે ત્હેનો
"હેતુ, અને એમા કયા કયા કુદરતી નિયમો પ્રવર્તી રહેલા છે તે
"નિયમ, મ્હને મ્હારા મનનુ સમાધાન થાય ત્હેવી રીતે બતાવી દેવા
જોઇએ–બોલો ત્હેમ કરી શકશો?"

વીરસુખરાયે પ્રશ્ન કર્યો

"હા, હુ માગુ એટલા સાધનો મ્હને આપની પાસેથી મળી
"રહે તો હુ આ કામ કરવાને આ જ ઘડીથી તૈયાર થઇ જાઉ અને
"આપે જાહેર કરેલી આપની જીજ્ઞાસા તૃપ્ત થાય ત્હેમ તે બધા
"વાના આપને પ્રત્યક્ષ બતાવી શકુ!"

મ્હે મ્હારો તત્પરત્વેનો નિશ્ચય ત્હેમજ વિશ્વાસ બને મક્કમ રીતે
જાહેર કર્યા

"તો કામ શરૂ કરી દ્યો અને ત્હેમા જોઇતા આવશ્યક સાધનો
"મ્હારી પાસેથી માગી લ્યો–આપને ત્હેમા શુ શુ જોઇશે?" વીર-

મુખરાયે મ્હને તે કામમા પોતાનાથી થતી તમામ પ્રકારની સહાય આપવાનુ વચન આપ્યુ હુ પ્રસન્નચિત્ત બન્યો અને કોઇપણ ઉપાયે આ રહસ્ય અવગત કરી લેવાનો નિશ્ચયી બની ગયો

" આપને મ્હને આ કામમા કયા પ્રકારની સહાય કરવાની છે " તે સક્ષિપ્તમા જણાવવાની રજા લઉ છુ કે " મ્હારાથી એકાદ " અઠવાડીયુ આપની પુત્રી સાથે આપને ત્યા સાથેને સાથે રૂહેવાનુ " બની શકે એવી અનુકુળતા, અમ્હારા લગ્ન પ્હેલા કરી આપવી " જોઇએ–બીજી વાત એ કે હુ જેટલો સમય આપને ત્યા રૂહુ " તેટલો વખત મ્હારી બ્હેન સ્વયસુધા પણ અમ્હારી સાથે આપને " ત્યા રૂહે ! "

મ્હારા પિતાજી જે અત્યારસુધી અમ્હારી વાતચિત્ત સાભળતા મૌન હતા તે બોલ્યા " પણ સ્વર્ગકુમાર ! આ અદ્‌ભૂત ઘટનાઓનુ " રહસ્ય અવગત કરવામા સ્વયસુધાની શી જરૂર પડશે ? હુ તે વાત " સમજી શકતો નથી " " ના, પિતાજી ! સ્વય સુધા, બહુ જ ઉપયોગી " થઇ પડશે–ત્હેના વિના તો મ્હારાથી આ ભેદ પૂરેપૂરો સમજી " શકાય એવુ નથી, મ્હારી આ માગણીઓ આપને ગાઢી અને ગેર- " વ્યાજબી લાગશે, પરતુ પિતાજી ! ત્હેમ કરવામા મ્હારો હેતુ શુદ્ધ " અને આપણા જીવનને અત્યત ઉપયોગી છે એટલે મ્હારે ત્હેમ કર્યા " સિવાય છૂટકો નથી હુ આશા રાખુ છુ કે આપ મ્હને આ સબધે " ક્ષમા આપશો ! "

મ્હે પિતાજીનો માનસિક વ્યાપાર સમજી લઇ ત્હેમના મનનુ સમાધાન કર્યુ પિતાજી મ્હારા કથનનુ રહસ્ય સમજી " ભલે, ત્યારે,

"ત્હારી ઇચ્છા હોય ત્હેમ કર–પણ બેટા ! જે કરે તે વિચારીને "કરજે અને હુ, તું ત્હારા આ કાર્યમા વિજયી થાઓ, એવી આશીષ દઉ છુ" એટલુ બોલી મૌન રહ્યા વીરમુખરાય મ્હારી માગણીઓ સાભળી લીધા પછી પ્રસન્નચિત્તે પ્રત્યુત્તર આપતા બોલ્યા–

"આપ આપની બ્હેન સાથે અમુક દિવસ સુધી મ્હારે ત્યા "રહેશો તો હુ ઘણો જ ખુશી થઇશ–આતે કઇ માગણી છે ? મ્હે "તો ધાર્યુ કે આપ મ્હારી પાસેથી કોણ જાણે કે કેવાયે ભારી "સાધન માગશો ! આતો કઇ જ નથી ! પણ આપ ત્યા આગળ ક્યારથી આવશો ?"

"પિતાજીની આજ્ઞા થાય કે તરત જ ! હાલમા એમ્હની શારી "રિક સ્થિતિ બરોબર નથી, એટલે ત્હેમને આવી સ્થિતિમા મુકીને "અમ્હે બને ભાઇબ્હેન કઈ ત્યા આગળ આવી શકીએ નહિ–ત્હે- "મની તબીયત સુધારા ઉપર આવે કે તરત જ આપના ત્યા "મ્હેમાન !" હુ સ્મિત કરીને બોલ્યો "આપના જ્હેવા મ્હેમાન તો "બહુ મીઠા લાગશે !"

વીરમુખરાયે જણાવ્યુ

"એ આપના સદ્‌ભાવનુ પરિણામ છે !"

હુ આટલુ બોલી વીરમુખરાયને વિનયથી નમ્યો અમ્હારી આટલી વાતચિત્ત સાભળી રહ્યા પછી મ્હારા પિતાએ જણાવ્યુ કે "સ્વર્ગકુમાર ! મ્હારી શારીરિક સ્થિતિ આજે જ્હેવી છે તે ઉપરથી "તો મ્હને લાગે છે કે હવે હુ બે ત્રણ દિવસમા સારો થઇ જઇશ– "એટલે ત્હમે બને ભાઇ બ્હેન હવે સારવારમા નહિ હો તો યે

" ચાલશે ત્હારૂ દીલ જ્યારે થાય તે પળે તું મ્હને કંઇ પણ પૂછ્યા વિના
" જજે–આજે જવુ હોય તો આજે અને કાલે જવુ હોય તો કાલે–"

બસ થઇ ચૂક્યુ પિતાની આવી આજ્ઞા થતા મ્હારૂ હૃદય **હર્ષથી** ઉછળવા લાગ્યુ અને મ્હે **धर्मस्य त्वरिता गति** એ સૂત્ર લક્ષમા રાખી વીરમુખરાયના ત્યા અમૂક દિવસો પછી **નહિ** પરતૂ આવતી કાલથી જ જવાનો નિર્ણય કર્યો, અને તે નિર્ણય વીરમુખરાયને જણાવી દીધો મ્હારો એ તાત્કાલિક નિર્ણય સાભળીને તેઓ પ્રસન્ન થયા અને મ્હને આવતી કાલે પ્રાત કાળે સ્વયસુધા સાથે ત્હેમને ત્યા આવી જવાની આજ્ઞા કરી અને મ્હે કબુલ કર્યું એટલામા અમ્હારા ખડના દ્વાર ખખડ્યા હુ સમજી ગયો કે સ્વયસુધા ચ્હા તૈયાર થઇ હશે તે આપવા આવી હશે મ્હે દ્વાર ઉઘાડ્યુ સ્વયસુધા, જયન્તિ, મહાલક્ષ્મી અને મ્હારી માતા તે ચારે જણ ખડમા દાખલ થયા સ્વયસુધા અને જયન્તિના હાથમા ચ્હા અને ત્હેને પીવાના સાધન હતા સર્વેએ આસન લીધા બાદ ચ્હાને ઇન્સાફ આપ્યો અને પાનસોપારી લીધા પછી એ વ્યાપારમાથી મુક્ત થયા

× × × × ×

સ્વયસુધા અને સ્વર્ગકુમાર આવતી કાલથી અમૂક દિવસ માટે આપણે ત્યા રહેવા આવશે તે વાત વીરમુખરાયે પોતાની પત્નીને અને જયન્તિને જાહેર કરી જયન્તિ આ આનદદાયક સમાચાર સાભળીને અત્યત હર્ષ પામી હોય ત્હેમ ત્હેની મુખમુદ્રા ઉપરથી જણાયુ સ્વયસુધાને પણ કોઇ પ્રકારનો આનદ થઇ આવ્યો હોય ત્હેમ તે વારે વારે સ્મિત કરી જતી હતી મ્હારી માતાએ આ નવિન પ્રકારના સમાચાર સાભળીને ત્હેના સબધમા કેટલીક પૃચ્છા મ્હારા પિતાને

અને વીરમુખરાયને કરી-જ્હેનુ યોગ્ય સમાધાન ત્હેમણે પ્રત્યુત્તર આપીને કર્યુ-જયન્તિની માતાએ પણ અમ્હને પોતાને ત્યા મ્હેમાન થઇ આવવાના સબધમા પોતાનો સતોષ અને આનદ પ્રદર્શિત કર્યો અને ત્હેમ કરવા પોતાના તરફથી ખાસ આગ્રહ કર્યો આવી રીતે અર્ધો એક કલાક વાર્તાવિનોદ ચાલ્યા પછી વીરમુખરાયે ઘેર જવાની રજા લીધી તેઓ ઉભા થયા ત્હેની સાથે મ્હારા પિતા સિવાય અમ્હે સર્વે જણ ઉભા થયા વીરમુખરાય, જયન્તિ અને મહાલક્ષ્મીને હુ, બ્હેન અને માતા નીચે સુધી મૂકી આવવા ગયા વીરમુખરાયની ગાડી, નીચે મ્હારા ઘરની સામે થોડેક દૂર ઉભી હતી ત્હેમા બેસીને તેઓ છૂટા પડ્યા પણ ત્હેમને જતા જતા પણ હે ગાડીની બારીમાથી જયન્તિની સૌદર્યભર, તેજસ્વી અને પ્રેમના હર્ષથી-પ્રફુલ્લિત થઇ ગયેલી મુખમુદ્રા અને મ્હને જોવાને તલસતી ત્હેની દૃષ્ટિ જે મ્હારી તરફ ખેચાયેલી હતી તે એક વખત જોઇ લીધી અને ત્હેમ થવાથી હુ ત્યા ઉભો ઉભો પણ તે સૌદર્ય અને સદ્ગુણો ભરી દેવીની પાછળ આકર્ષણોથી ઘાયલ થયેલા મન વડે ઘસડાયો ! અને તે પ્રેમપ્રત્તિમા સાવ દેખાતી બધ થઇ ત્યારે “ તે ગઇ ” એમ બોલી નિરાશ હૃદયે અને ધીમી ગતિએ મ્હારા ખડ તરફ ગયો અને આખુ જીવન હારી ગયો હોઉ એમ ભ્રમિત જ્હેવા ચિત્તે એક કૉચ ઉપર પડયો



# પ્રકરણ—૭

## નવું જીવન.

પ્રેમ અને મમતાના આકર્ષણથી જયન્તિ ઉપર મુગ્ધ થયેલો હુ મ્હારા માનસિક જીવનનુ પરિવર્તન થતુ જોઇને ભારે આશ્ચર્ય પામ્યો માયા અને ત્હેના મોહપાશની પ્રબલતાએ મ્હને દીન બનાવ્યો હતો અને હું, બ્રહ્મચર્યવ્રતની મ્હારી મક્કમતા ધીમે ધીમે શિથીલ થતી જોતો હતો "તે ગઈ અને મ્હારૂ હૃદય લેતી ગઈ' આશકોના એ સ્વાભાવિક નિશ્વાસ મ્હને સાચા લાગ્યા અને હુ તે મનોવેદના ભોગવતો ત્હેવા નિશ્વાસ જયન્તિના ગયા પછી મ્હારા આરામગૃહમા નાખવા લાગ્યો

"તું સાચી કે પ્રીતિ સાચી, આ શી મમતા માયા?
"ત્હે ભ્રમણા આ સરલ હૃદયમા શે ઉપજાવી આમા?
"આમ અરે! મન મુગ્ધ કરી તુ કયા કયા ખેચી જાશે?
"આ આકર્ષણમા અટવાતા શો છે લાભ ઉભયને?"

× × × ×

એના પ્રેમની મસ્તીએ મ્હને ઉન્મત્ત બનાવ્યો હતો અને ત્હેના જીવનમા પરિણમતી અદ્દભૂત ઘટનાઓએ મ્હને મુગ્ધ બનાવ્યો હતો ઉન્મતતા અને મુગ્ધતા, એ બમણી મમતામા મ્હારૂ જીજ્ઞાસુ અને સરલ હૃદય ગોથા ખાતુ હતુ''

* × × ×

જયન્તિ અને વીરસુખરાયના ગયા પછી મ્હને એ અદ્‌ભૂત ઘટનાઓનુ રહસ્ય બનતી ત્વરાયે જાણી લેવાના અનેક વિચાર આવવા લાગ્યા "જયન્તિના ઉપર કોઇ યોગીપુરૂષનો આ તન્ત્રપ્રયોગ તો નહિ હોય? અથવા જયન્તિના સુક્ષ્મ શરીરનો સબંધ સ્વાભાવિક રીતે અદ્રષ્ય સૃષ્ટિ સાથે તો નહિ જોડાઇ ગયો હોય? અથવા આ વાતો માત્ર ભ્રમણા જેવી તો નહિ હોય?" એવા એવા અનેક પ્રશ્ન મ્હારા મને મ્હારી શોધકબુદ્ધિને કર્યા પરંતૂ વિષય ગંભીર, ગહન અને આ જીવનથી પરનો હોવાથી તે બુદ્ધિએ કંઇ પણ નિર્ણય આપ્યો નહિ। એક તરફ આ જીજ્ઞાસા અને ત્હેનુ ચિંતવન અને બીજી તરફ જયન્તિના માનસિક અને શારીરિક સૌંદર્યનો મોહ? પ્રેમ એટલે નિર્મલતા, વિષયી હૃદયના નીચ સંકલ્પ, સ્થુલ શરીરના ઉપરનો અનુરાગ, મીઠી પરંતૂ ઝેરી ભ્રમણા અને આ માની અધોગતિનો માર્ગ, એવા એવા વિશેષણો વાપરી અત્યાર સુધી તે વૃત્તિ અને વ્યાપાર તરફ ધિક્કાર અને તિરસ્કારની દૃષ્ટિથી જોનારો હુ, આજે એક શરીરથી સુંદર બનેલી, અને મીઠી મીઠી વાતો કરનારી છોકરી માટ આટલો બધો ઉન્મત્ત કેમ બન્યો હતો। અથવા એના ગયા પછી એની પાછળ કેમ ખેંચાતો હતો?

\+ \+ \+ \+

મ્હારા પ્રેમ જીવનના આરંભની મ્હારી આ ઉન્મત્તતા મ્હને એક પળે મ્હારા હૃદયની નિર્મલતા ભાસી અને એક પળે એક તરફ મ્હારા જીવનની વાસ્તવિક મીઠાશ લાગી। છતાં એ અનુભવમાં કયી વાત સાચી હતી ત્હેનો નિર્ણય હું કરી શક્યો નહિ। લગ્ન અને પ્રેમ એ માનવ જીવનના સ્વાભાવિક વલણ હોવાથી ત્હેમાં પડવુ એ ક્રિયા

પાપ થાય છે એ વાત મ્હને આ પળે હમના જ્હેરી લાગી અને હુ એવા વિચારોમા ધીમે ધીમે કેટલીએ ખોટી માન્યતાઓમાથી મુક્ત થઇ ગયો અને મ્હને અને મ્હારા હૃદયને પ્રેમ અને લગ્નનો સાચો સાક્ષાત્કાર થયો !!

+ + + +

આવા વિચારો કરવામા અને ઉપર વર્ણવેલો સાક્ષાત્કાર અનુભવવામા હુ તે ખડમા એકાદ કલાક બેસી રહ્યો હોઇશ અને જો સ્વયસુધા મ્હને બોલાવવા ન આવી હોત તો હુ ધારૂ છુ કે મ્હારી એ સ્થિતિ આથી પણ વધારે લબાઇ હોત, પરતૂ એમ ન બન્યુ. સ્વયસુધાએ ત્યા આવીને મ્હને જાગૃત કર્યો અને મ્હને સબોધીને બોલી કે "વ્હાનાભાઇ! ખાવાનુ તૈયાર છે–માટે ચાલો!" હુ "ચાલ આવુ છુ" એમ કહી ઉભો થયો અને બીજુ કઈ પણ બોલ્યા સિવાય એની સાથે નીચે ગયો

+ + + +

ભોજનથી નિવૃત્ત થયા પછી અમ્હે બધા પિતાજી પાસે ઉપર આવ્યા અને ત્હેમની પાસે બેઠા

"પિતાજી!" સ્વયસુધાએ આસન લીધા પછી પિતાજીને સબોધીને બોલવુ શરૂ કર્યુ "મ્હારે પણ વ્હાનાભાઇ સાથે કાલે વીરસુખરાયને ત્યા જવાનુ છે? ભાભીને બદલે ભાઇ સાસરે જાય એ વાત "ગમ્મત ભરેલી છે! આતો ઉલટી ગતિ થઇ!" સ્વયસુધાએ વિનોદમા કહ્યુ

પિતાજીએ આ શબ્દોના પ્રત્યુત્તરમા વિનોદમા જણાવ્યુ કે "વ્હેન સ્વયસુધા! આ જમાનામા આપણી પ્રવૃત્તિ અને ગતિનુ

" એક ધોરણ રહ્યું નથી અને રહેશે નહિ વ્યવહારે નક્કી કરેલા પૂરાણ
" જમાનાના નિયમો પલટાવા લાગ્યા છે અને નવા જમાનાના નવા
" વ્યવહાર અમલમા આવ્યા છે, એટલે તે પ્રમાણે એ વ્યવહારની
" દરેક ગતિ અમલમા રહેશે ! એટણે એમા આશ્ચર્ય પામવાને કઇ
" પણ કારણ નથી આ વસ્તુસ્થિતિ પણ તમારી ચાલુ કેળવણીએ
" ઉપસ્થિત કરી છે ને ?"

પિતાજી આટલુ જણાવી ગમ્મતમા હસી પડયા "પણ પિતાજી ! આ નવા વ્યવહાર અમલમા રહેવાથી આપણા સમાજને લાભ છે કે ગેરલાભ છે એનો નિર્ણય આપ નહિ કરી શકો ? આપણા પુરાણા જમાનાના સનાતન વ્યવહારો મ્હારી બુદ્ધિ પ્રમાણે તો વધારે ડ્હાપણ ભરેલા હોવા જોઇએ !"

સ્વયસુધા બોલી

" એ વાત ખરી—પણ એ ડ્હાપણ પણ પૂર્વકાલના કહેવાતા ડ્હાપણ પૂરતું જ ડ્હાપણે પણ દુનિયા દોડી રહી છે એવી રીતે પ્રગતિ કરી છે એટલે એનો નિર્ણય કરવાની વાત મુશ્કેલ થઇ પડી છે !"

પિતાજીએ પ્રત્યુત્તર વાળ્યો સ્વયસુધા આ ચર્ચાને આગળ ન લબાવે એવી મ્હારી ઇચ્છા હતી તેથી હું વચ્ચે બોલી ઉઠયો " એટલે
' તે વાત સ્પષ્ટ થાય છે કે આપણી ચાલુ પ્રવૃત્તિ સાચી છે કે ખોટી,
" મૂર્ખતા ભરેલી છે કે ડ્હાપણ ભરેલી છે તેનો નિર્ણય આપણે આ વર્તમાનકાળમા નહિ કરી શકીએ આપણો આ કેસ તો ભવિષ્યકાળના ન્યાયાધીશોની કૉર્ટમા રજુ થશે અને જે ઇન્સાફ થવાનો હશે તે ત્યાજ થશે !"

હું આટલો બોલી મૌન રહ્યો અમ્હારી આ વાતચિત્ત ચાલતી હતી ત્હેવામા મ્હારા એક પડોશીની પુત્રી કોઇ કારણથી ગભરાયેલી અને બ્હાવરી ન બની ગયેલી હોય ત્હેવી રીતે, અમ્હારા ખંડમા દાખલ થઇ અને ધ્રૂજતી ધ્રૂજતી અમ્હારી પાસે બેસી ગઇ આસન લીધા પછી પણ ત્હેનુ શરીર ધ્રૂજતું હોય ત્હેવુ જણાતું હતું અને ત્હેની મુખમુદ્રા ભય અને ત્રાસને લીધે લેવાઇ ગઇ હોય ત્હેવુ સ્પષ્ટ જણાતુ હતુ ઉર્મીલાના પિતા મોહનરાય મ્હારા નજીકના પડોસી હતા અને તેઓ કઇ અગત્યના કામ પ્રસગે ઉર્મીલાને એકની મૂકીને બહારગામ ગયા હતા ઉર્મીલાની માતા સ્વર્ગસ્થ હતી અને તે ત્હેના મકાનમા આવી રીતે એકલી હતી ઉર્મીલાનુ લગ્ન સુરતના એક પ્રતિષ્ઠિત પુરૂષના યુવક પુત્ર સાથે થયુ હતુ પરતૂ તે યુવક વૈદક વિદ્યાના વિશેષ અભ્યાસને અર્થે ઇગ્લેડ ગયો હતો અને ત્હેને ત્યાથી પાછા ફરવાને હજૂ એક વર્ષની વાર હતી ઉર્મીલા આવા કારણસર પિતૃગૃહે રહેતી હતી અને ભવિષ્યના સુખોની કલ્પનામા પોતાના દિવસો વ્યતિત કરતી હતી પોતાના મકાનમા એકલી અને યુવાન ઉર્મીલાને આવી રીતે ગભરાયેલી દોડી આવતી જોઇને મ્હને અને મ્હારા બધા કુટુબી જનોને આશ્ચર્યની સાથે દુ ખ થયુ બધાનુ ધ્યાન ત્હેના તરફ આકર્ષાયેલુ રહ્યુ–સ્વયસુધા પોતાના આસન ઉપરથી ઉઠીને ત્હેની નજીક ગઇ અને ત્હેને ધ્રુજતી જોઇને ત્હેને શાન્ત કરવા ત્હેની પીઠ ઉપર પોતાનો હસ્ત રાખી બોલી ' કેમ બ્હેન ઉર્મીલા ' આમ કેમ ધ્રૂજી રહી છે ? આટલો બધો ગભરાટ શાનો ?" પ્રત્યુત્તરમા ઉર્મીલા નિરૂત્તર રહી સ્વયસુધા ત્હેની નજીક બેસી રહી ઉર્મીલાને નિરૂત્તર રહેલી જોઇને હુ બોલ્યો " ઉર્મીલા બ્હેન ' એવુ શુ છે ? ત્હમે આટલા બધા કેમ ગભરાયા છો ? શાન્ત થાઓ અને ત્યારબાદ શુ બન્યું

છે તે સવિસ્તર જાહેર કરો ! ત્રાસનુ કારણ જાણ્યા સિવાય અમ્હે શુ સમજી શકીએ ?" મ્હે પૃછ્યુ સ્ત્રય સુધાએ ઉર્મીલાને પાણી પાયુ અને નિશ્ચિત ચિત્તે બેસવા સલાહ આપી મ્હારા માતાપિતાએ પણ ઉર્મીલાને આશ્વાસન આપી શાન્ત થવા અને ગભરાટ દૂર કરવા જણાવ્યુ ઉર્મીલા ઉપર આ બધા આશ્વાસનોની અસર થઇ હોય ત્હેમ તે ધીમે ધીમે શાન્ત થતી ગઇ અને કઇંક સ્ફુર્તિમા આવી સ્ફુર્તિમા આવ્યા પછી ત્હેણે પોતાના ગભરાટનુ કારણ જાહેર કરતા જણાવ્યુ કે "હુ મ્હને ખાવાની રુચિ ન હોવાથી ઉપરના ખડમા
"ચ્હા બનાવીને પીવાની તૈયારીમા હતી, એવામા મ્હે પૂર્વે કદી પણ
"નહિ સાભળેલો એવો મ્હારા કાનના પડદા પણ તોડી નાખે એવો
"એક ભયકારક અવાજ સાભળ્યો એ અવાજ એટલો બધો સખત
"અને ત્રાસજનક હતો કે મ્હારા રોમાચ ખડા થઇ ગયા અને હુ
"જે સ્થિતિમા બેઠી હતી તે સ્થિતિમા અચેતન જ્હેવી બેસી રહી.
"આ અવાજ વટનાદ જ્હેનો હતો અને ત્હેનો રણુરણાટ અમૂક
"મીનીટો સુધી મ્હારા કર્ણોમા ચાલુ રહ્યો અવાજનો રણરણાટ ચાલુ
"હતો ત્હેવામા મ્હારા તે ખડની એક દિવાલની નજીક મ્હે એક
"ભયકારક રાક્ષસ જ્હેવી આકૃતિ જોઇ અને તે રાક્ષસી કૃષ્ણવર્ણી
"આકૃતિ ધીમે ધીમે મ્હારા તરફ ખસી-હુ આ બીજુ દૃશ્ય જોતા
"એટની બધી ગભરાઇ ગઇ કે ત્રાસને લીધે મ્હારૂ હૃદય હમણા જ
"તૂટી જશે એવુ મ્હને લાગ્યુ પરતુ મ્હારૂ આયુષ્ય અવશેષ હશે
"અને પરમાત્માની દયા હશે કે હુ એકદમ હિમતમા આવી અને
"મ્હારાથી બની શક્યુ એટલા બળે હુ એકદમ નીચે ઉતરી આવી
"નીચે ઉતર્યા પછી પણ તે આકૃતિ મ્હને નીચે જણાવાથી હુ આ
"તરફ દોડી આવી અને અહિ આવ્યા પછી જ મ્હને શાન્તિ

"મળી ! મ્હારા ગભરાટનુ કારણુ આ છે અને ત્હમે માની શકશો 'કે મ્હારો આ ગભરાટ વાસ્તવિક અને સ્વાભાવિક છે !" ઉર્મીલા આટલુ બોલી મૌન રહી આ આશ્ચર્યકારક વાત સાભળીને બધાને આશ્ચર્ય થયુ અને ત્હેમા મ્હારી માતા અને સ્વયસુધાનુ આશ્ચર્ય વધારે પ્રમાણમા હતુ સ્વયસુધા તો દિગ્મૂઢ જ્હેવી થઇ ગઈ હતી અને વારે વારે ઉર્મીલા તરફ જોતી હતી જયન્તિની અદ્ભૂત ઘટના ઓની વાતોનુ આશ્ચર્ય તો હજુ કાયમ હતુ ત્હેવામા ઉર્મીલાની આ એક વાતે વધારો કર્યો, તે જોઇને પિતાની તત્પરત્વેની એટલે આ બધી ઘટનાઓનુ રહસ્ય જાણી લેવાની જીજ્ઞાસા વધારે પ્રબળ થઇ હોય ત્હેમ મ્હને ત્હેમની મુખમુદ્રા ઉપરથી લાગ્યુ—

"સ્વર્ગકુમાર !" પિતાજીએ મ્હને સબોધીને કહ્યુ "આ પણ "એના જ્હેવી જ કથા ! મ્હારી તો બુદ્ધિ પણ હેરાન થઇ "જાય છે !"

"પ્રથમ દર્શને એવુ લાગે છે" હુ પ્રત્યુત્તર આપતો બોલ્યો" "પણ આ ઘટના કયા કારણોને લઇને ઉત્પન્ન થઇ તે કારણો તપાસી "નક્કી કરવાથી તે પરત્વેનુ આપણુ આશ્ચર્ય દૂર થઇ જાય એમા 'શકા નથી–પિતાજી ! મ્હારે ઉર્મીલા બ્હેનની આ ઘટનાનુ રહસ્ય 'પણ સમજવુ પડશે !"

ઉર્મીલા હવે શાન્ત થઇ ગઇ હતી એના હૃદયનો ગભરાટ, માત્ર ગભરાટના સસ્કાર સિવાય, દૂર થઇ ગયો હતો–સ્વયસુધા હજુ પણ એને આશ્વાસન દીધા કરતી હતી અને તેઓ બને ધીમે ધીમે વાતો કરતા હતા ઉર્મીલાએ ચ્હા પીધેલી ન હોવાથી સ્વયસુધાએ નીચે જઇને ચ્હા તૈયાર કરી અને તે ઉર્મીલાએ પીધી સૂર્યાસ્ત થઇ

ગયો હતો અને રાત્રિનો અધકાર ધીમે ધીમે પ્રસરતો હતો અધકાર દૂર કરવા સ્વય સુધાએ દીવો કર્યો અને ત્યારબાદ નિવૃત્ત થઇને અમ્હે બધા વાતોમા પડયા "ઉર્મીના બ્હેન!" હુ મૌનનો ભગ કરીને બોલ્યો "ત્હમોએ આજે જે દ્રષ્ય જોયુ તે દ્રષ્ય ત્હમને સાચુ લાગે છે કે માત્ર ભ્રમજનક?" મ્હે આ દ્રષ્ય ભ્રમજનક હોય તો તે સબધમા ઉંડી તપાસ કરવી અનાવશ્યક છે એમ સમજી ત્હેની સત્યતા પરત્વે અગાઉથી ખાત્રી કરવાનો નિર્ણય કર્યો

'એમા ભ્રમ જ્હેવુ કઇ નથી મ્હે જે વાસ્તવિક રીતે અનુ-"ભવ્યુ છે તે જ મ્હે વર્ણવ્યુ છે!" ઉર્મીલાએ પ્રત્યુત્તર વાળ્યો. ઘટના ભ્રમજનક નથી એવી ખાત્રી આ ઉપરથી થઇ" અગાઉ આવુ દ્રષ્ય ત્હમોએ કોઇ વખતે જોયેલુ ખરૂ કે?" મ્હે બીજો પ્રશ્ન કર્યો

"ના, કદી પણ નહિ! આ પ્હેલો જ અનુભવ!"

ઉર્મીલા બોલી

હુ વિચારમા પડી ગયો

"આવા દ્રષ્યથી ત્હમારે આટલુ બધુ ગભરાવાની જરૂર નથી
"ભવિષ્યમા આવા અનુભવ થાય તો આટલો બધો ત્રાસ ન પામતા–
"ત્હમને આ બધા દ્રષ્યો કયા કારણથી ઉત્પન્ન થાય છે તે તપાસ
"કરીને ત્હમને સમજાવીશ, પરતુ આવા અનુભવ મ્હને જાહેર
"કરતા રહેજો–પણ એટલુ ધ્યાનમા રાખજો કે આવી વાતો
"બહારના જગતમા જાહેર કરશો નહિ–બનતા સુધી
"ગુપ્ત રાખશો"

મ્હે જણાવ્યુ

"હુ આપના કહેવા પ્રમાણે વર્ત્તીશ-પણ મ્હને તો આવા દ્રષ્ય
"જોવા ન જ મળે તો સારૂ-કારણ કે આવા દ્રષ્ય અનુભવવામા કઇ
"લાભ હોય ત્હેવુ જણાતુ નથી-ઉલટો ત્રાસ વધે છે'" ઉર્મીલાએ
દ્રષ્યની ભયકરતાને લીધે એવા દ્રષ્ય અનુભવવામા ન આવે તો ઠીક
એવો પોતાનો વિચાર વ્યક્ત કર્યો પરતુ તે કઈ કોઇના હાથમા
ન્હોતુ-જે કારણને લીધે આ ઘટના ઉપસ્થિત થઇ હશે તે કારણ દૂર
ન થાય ત્યા સુધી ઉર્મીલાના એ વિચાર સરલ થાય ત્હેમ ન્હોતા-
ત્હેમ જ જયન્તિના જીવનની પેઠે એને પણ ભવિષ્યમા આવા બીજા
અનુભવો થવાના હશે કે નહિ ત્હેની કઇ ખાત્રી ન્હોતી તે બધુ
પરમાત્માને હાથ'

"હુ પણ એવુ જ ઇચ્છુ-પણ ઉર્મીલા બ્હેન' જે કારણને
"લઇને આ દ્રષ્ય હશે તે કારણ આપણે જ્યા સુધી શોધી
"ન ક્હાડીએ ત્યા સુધી આપણે ત્હેનો ઉપાય કરી શકીએ
"ત્હેમ નથી'"

હુ આટલુ બોલી મૌન રહ્યો

"તો તે કારણ શોધી ક્હાડો અને મ્હને આ ત્રાસમાથી મુક્ત
"કરો હુ એમ થશે તો આપનો યાવજ્જીવન ઉપકાર ભૂલી શકીશ
"નહિ'" ઉર્મીલા મ્હારા સામે જોઇ રહી

"તો હુ મ્હારી ફરજ જરૂર બજાવીશ-પણ મ્હે અગાઉ જે
"જે સુચનાઓ કરી છે તે તે સુચનાઓ પ્રમાણે આ વાતો ગુપ્ત
"રાખશો મ્હારી તો એવી સલાહ છે કે આ વાત હુ ના કહુ, ત્યા
"સુધી ત્હમારા પિતાને પણ જણાવશો નહિ' પણ ત્હમારા પિતાજી
"ક્યારે આવશે?"

મ્હેં પૂછ્યુ

" હજુ બે ચાર દિવસ સુધી પાછા ફરે એવુ નથી–એવુ ત્હેમના
" ગઇ કાલના પત્ર ઉપરથી જણાય છે–"

ઉર્મિલા આટલુ બોલી આસન ઉપરથી ઉઠી અને પોતાના ઘેર જવા તૈયાર થઇ મ્હારા પિતાએ ઉર્મિલાને આજની રાત અમ્હારે ત્યા સુવાની સુચના કરી અગર ત્હેને પોતાને ત્યા સુવુ હોય તો સ્વય-સુધાને સાથે લઇ જવા આજ્ઞા કરી ઉર્મિલાએ સ્વય સુધાને સાથે પોતાને ઘેર સુઇ જવાનો નિર્ણય જાહેર કર્યો, પિતાજીએ એની એ ઇચ્છા કબુલ રાખી અને સ્વય સુધાને ત્હેની સાથે મોકલી આવી રીતે સ્વય સુધા અને ઉર્મિલા ત્યાથી ગયા

× × × × × ×

ઉર્મિલા અને સ્વય સુધાના ગયા પછી મ્હારી માતા પણ ત્યાથી ઉઠી અને ગૃહકાર્યની વ્યવસ્થા કરવા નીચે ગઇ જયન્તિના સદ્‌ગુણોની છાપ મ્હારા પિતાના અન્તઃકરણ ઉપર આબાદ પડી હોય ત્હેમ તેઓ ત્હેની વારવાર તારીફ કરતા હતા અને એના જીવનની અદ્‌ભુત ઘટનાઓ સાભળ્યા પછી તો ત્હેમની આ તારીફનુ પ્રમાણ વધતું જતુ હતુ–ત્હેમણે આવી રીતે મ્હને એકયો જોઇને બોલવુ શરૂ કર્યું —

" સ્વર્ગકુમાર ! હુ ધારૂ છુ કે જયન્તિ સાથે ત્હારૂ લગ્ન થવાથી
" ત્હને ત્હારા આ જગત્‌મા અનેક પ્રકારના લાભ ઉપલબ્ધ થશે
" જયન્તિની પાત્રતા દિવસે દિવસે વધતી જાય છે ? વીરસુખરાયની
" જયન્તિ વિષેની વાતો સાભળીને હુ તો દિગ્મૂઢ જહેવો થઇ ગયો
' છુ ? આતુ આવુ શુ થતુ હશે ? "

પિતાજીએ પૂછ્યુ

"પિતાજી ! એ વાતો અથવા ઘટનાઓ સ્વાભાવિક હોવાથી
"આશ્ચર્ય પામવાને કંઈ કારણ નથી-છતા મ્હને આ ઘટનાઓ
"જરાક ભેદ ભરેલી લાગે છે અને ત્હેનુ તમામ રહસ્ય અવગત કરતા
"કેટલોક વખત જશે અને મ્હને ત્હેમ કરવામા કેટનાક સાહસો
"પણ ઉઠાવવા પડશે-છતા મ્હને હિમત છે કે હુ વિજયી
"તો થઇશ !"

મ્હે જણાવ્યુ

"હુ પણ એ જ ઇચ્છુ છુ પણ બેટા ! આ તપાસ કરવામા કે
"એનુ રહસ્ય સમજવામા જે સાહસ ખેડે તે બહુ વિચાર કરીને
"ખેડજે, નહિ તર કારણ વિના હેરાન થઇશ આવા ઉંડા માર્ગોમા
"ઉતરતા કે પ્રવેશ કરતા બહુ સાવચેતી રાખવાની આવશ્યકતા છે,
"તે મ્હારે નવેસરથી કહેવાની જરૂર નથી-હિમત ન હોય, માર્ગ
"કઠિન હોય અને રસ્તો સાફ ન હોય તો આખો મીચીને દોડી
"જવાની જરૂર નથી એવી મ્હારી સલાહ છે !"

પિતાજીએ શિખામણ આપી

"હુ તે માનુ છુ અને હુ જે કઇ કરીશ તે બહુ વિચાર
"કરીને કરીશ-એની આપને ખાત્રી આપુ છુ-યોગ અને તત્રવિદ્યાના
"મુળતત્ત્વ મ્હારાથી જ્ઞાત છે એટલે મ્હને કોઇ જાતની ગુચવણ
"નથી !" મ્હે પિતાજીના મનનુ સમાધાન કર્યું

"યોગ અને તત્રવિદ્યાના મુળતત્ત્વ તુ સિદ્ધાતની રૂએ સમજતો
"હોઇશ પરતૂ એ વાતોને આચારમા મૂકતા તો બહુજ મુશ્કેલી છે
"એ કાઇ ત્હારાથી અજ્ઞાત નહિ હોય ! એના આચરણમા
'સાધારણ પ્રમાદ થવાથી મનુષ્યને લાભને બદલે હાનિ

" થાય છે મ્હે આવા કેટલાક દાખલા જોયા છે તેથી ફરી ફરી
" ચેતાવુ છુ ! "

" તે આપની દયા છે, પરતુ હુ કોઇ પણ બાબતમા પ્રમાદ
" નહિ કરૂ એની પણ ખાત્રી આપુ છુ વસ્તુસ્થિતિનો વિચાર કર્યા
" સિવાય હુ કોઇ પણ બાબતમા ઝપલાઉં એવો ઉતાવળીઓ નથી ! "

" ત્યારે હુ સતુષ્ટ છુ અને ત્હને તે કાર્યમા પડવાની રજા
" આપુ છુ પણ બેટા ! યોગ અને તત્ર વિદ્યાના મુળતત્ત્વ તું કયી
" કોટિએ સમજ્યો છે તે મ્હને જણાવીશ ! હુ તે ત્હારી પાસેથી
" સાભળુ તો મ્હારા મનનુ સપૂર્ણતાયે સમાધાન થાય અને મ્હને
" કોઇ પણ પ્રકારની ચિતા ત્યાર પછી ન રૂહે ! "

" તો તે હું આપને જણાવુ છુ મનુષ્ય શરીરના એક એક
" અણુમા વ્યાપ્ત રૂહેલી શક્તિનો વ્યવહાર અને વિચારમા સાક્ષાત્કાર
" કરી તે શક્તિદ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થો અને અનુભવવા
" યોગ્ય શક્તિનો અનુભવ લેવો એ યોગવિદ્યાનો મૂળ આદેશ ! આ
" યોગથી સમસ્ત જગતની મૂળભૂત શક્તિઓ સાથે મનનો, હૃદયનો
" અને શરીરનો સબધ જોડાય છે—આત્માનો અનત પરમાત્મા
" સાથે યોગ થાય છે અને માનવ જીવનની વિનાશક અને ભ્રમમા
" દોરી જનારી વૃત્તિઓ ઉપર અકુશ મેળવી શકાય છે યોગ સમાન
" કોઇ પણ પ્રકારનુ અન્ય બળ નથી, યોગ જહેવુ કોઇ ઐશ્વર્ય
" નથી ! "

હુ આટલુ બોલી મૌન રૂહ્યો

" એક એક અણુમા છૂપાઇ રૂહેલી શક્તિનો સાક્ષાત્કાર કરવો
" એ કઇ જહેવુ ત્હેવુ સરલ કાર્ય નહિ હોય ? એને માટે પરિશ્રમ,

" ઉત્સાહ અને મનની મક્કમતા પણ ભારે પ્રબળ જોઇએ ! યોગમા
" મ્હને પણ ઘણી શ્રદ્ધા હતી, તે માર્ગે જવા મ્હે પણ કેટલાક
" પ્રયત્ન કરેલા પરતુ અમુક નિયમો ન પળાવાથી હુ નિષ્ફળ નીવ
" ડયો અને છેવટે વ્યવહારના કર્મયોગથી સતુષ્ટ રૂહી આ સ્થિતિએ
" પ્હોચ્યો છુ ત્હારી આ મક્કમતા જોઇને મ્હને સતોષ થયો છે
" અને તુ યોગ માર્ગમા વિજયી થાય એવુ ઇચ્છી એવો આશિર્વાદ
" આપુછુ–પણ સ્વર્ગ કુમાર ! તત્રવિદ્યા વિષે તું શુ ધારે છે ? એ
" વિદ્યા મ્હને ભ્રમજનક જણાય છે ! ! "

" ના પિતાજી ! તે ભ્રમણા નથી તત્રવિદ્યા એ યોગવિદ્યાનુ
" એક અગ છે યોગનો માયિક વ્યવહારો સુધારવાનો અને તે દ્વારા
" અનેક પ્રકારના સ્થુલલાભ પ્રાપ્ત કરવાનો એક માર્ગ છે પરતુ
" તત્રવિદ્યાનો ઉપયોગ એના શુદ્ધ સ્વરૂપમા ન થતો હોવાથી કેટ-
" લીક વખત એને લીધે વ્યવહારની વિષમતા ઉત્પન્ન થાય છે અને
" મનુષ્યો ધર્મને બદલે અધર્મ વ્હોરી લે છે સક્ષિપ્તમા તત્રવિદ્યા
" સારી પેઠે જીરવાય તો મનુષ્ય જીવનને ઉપયોગી છે મ્હારો તો
" એવો અભિપ્રાય છે કે તંત્રવિદ્યા એટલે યોગનુ મુર્તસ્વરૂપ ! "

હું આટલુ બોલી મૌન રૂહ્યો

" ત્હારૂ આવુ જ્ઞાન જોઇને મ્હને અત્યત આનદ થાય છે
" અને સાથે સાથે ઇચ્છા રાખુછુ કે તું મ્હને આ જ્ઞાનનો પરિચય
" કરાવશે જયન્તિ અને ઉર્મીલા એ અનુભવેલી ઘટનાઓનું વાસ્ત
" વિક રહસ્ય નક્કી કરી મ્હને ત્હેમા પ્રવર્તી રૂહેલા નિયમો જરૂરથી
" બતાવજે–મ્હારી આ વૃદ્ધાવસ્થામા યોગની ક્રિયાઓ મ્હને અપૂર્વ
" શાન્તિ આપશે–મ્હને હવે નિદ્રા આવે છે માટે હું હવે સુઇ રૂહી

" શ " પણ ભાઇ ! તું સુઈ રહેતા અગાઉ સ્વયસુધા અને ઉર્મીલાની
" ખબર કહાડી આવજે ઉર્મીલાએ ભયકારક દ્રષ્ય જોયુ છે અને
" તે હકીકત સ્વયસુધાએ સાભળી છે, તેથી તેઓ બને ત્યા આગળ
" ભય ન પામે ? "

" હુ ત્યા તપાસ કરી આવ્યા પછી તેઓ ભય રહિત થઇને
" નિશ્ચિત થઇને સુતા હશે તોજ આવીને સુઇ રહીશ અને હજૂ
" પણ ભયમા હશે તો આશ્વાસન આપી-શાન્ત કયા પછીજ પાછો
" ફરીશ ! "

હુ આટલુ બોલીને ત્યાથી ઉઠયો પિતાજી શ્રમને લીધે તરતજ પથારીમા પડયા મ્હે ખડના બારી બારણા, ત્હેમના અશક્ત શરીરને ખુલ્લી હવા હેરાન ન કરે એ હેતુથી બધ કર્યાં અને પછીથી નીચે ગયો મ્હારી માતા ગૃહકામથી પરવારીને નીચે એક બે પડોસની સ્ત્રીઓ સાથે વાતચિત્ત કરતી બેઠી હતી મ્હે ત્હેને " પિતાજી સુઇ રહ્યા છે " એમ જણાવી ઉર્મીલાના ગૃહ તરફ ગમન કર્યું ઉર્મીલા અને સ્વયસુધા બને જણ તે મકાનના નીચેના ખડમા બેઠા બેઠા વાતચિત્ત કરતા હતા મ્હે ત્યા જઇને ત્હેમની સામે એક કૅાચ ઉપર આસન લીધુ અને સ્વયસુધાને સબોધીને બોલ્યો " કેમ બ્હેન ! અ-હિયા ત્હમને ડર જ્હેવુ તો નથીને ? " પિતાજીની આજ્ઞાથી હુ ખબર કાઢવા આવ્યો છુ ! "

" નારે ભય શાનો ! " સ્વયસુધા પ્રત્યુત્તર આપતી બોલી
" અહિયા ભય જ્હેવુ કઇજ નથી-અમ્હે નિશ્ચિત થઇને સુઇ
" રહીશુ-ફીકર કરશો નહિ-" સ્વયંસુધા આટલુ બોલી મૌન રહી

" પણ એ તો તું કહે છે કે ભય નથી ! આ ઉર્મીલા બ્હેને
" જે ભયકારક દ્રષ્ય જોયુ છે ત્હેને લીધે ત્હેમનો ભય તો કાયમ

“ નથીને ? તેઓ ભયરહિત થયા હોય તોજ મ્હારૂં ચિત્ત નિશ્ચિત
“ થાય ! ”

ઉર્મીલાએ એના પ્રત્યુત્તરમા જણાવ્યુ “ ના, હુ હવે નિ-
“ શ્ચિત છુ સ્વયસુધા મ્હારી સાથે છે એટલે કોઇ જાતની ચિંતા
“ નથી જો એકલી હોત તોતો નિરાતે ન ઉંઘી શકત ! ”

‘ આ વાત ખાત્રીથી કહો છો ? ” મ્હે ફરીથી પૂછ્યુ હા,
“ અમ્હારી જરાયે ફીકર કરશો નહિ ? થોડોક વખત વાતચિત્તની
“ ગમ્મત કર્યા પછી સુઇ રહીશુ ? ”

ઉર્મીલાએ પોતે ભયરહિત છે એવી ચોક્કસ ખાત્રી આપી ત્યારે
“ હુ જાઉં ? ” હુ કૉચ ઉપરથી ઉભો થનો ત્હેમની રજા માગતો
બોલ્યો

“ જવુ હોય તો આપની ખુશી—અને જો થોડોક વખત અત્રે
“ વાતચિત્તમા બેસો તો વળી ત્હમારો મ્હોટો ઉપકાર ! શુ આપને
“ નિદ્રા આવી છે ? ”

ઉર્મીલા મ્હને ત્યા આગળ થોડાક વખત બેસવા આગ્રહ કરતી
બોલી સ્વયસુધાએ પણ ઉર્મીલાના એ વિચારને અનુમતિ આપતા
જણાવ્યુ કે “ વ્હાલા ભાઇ ! ઉર્મીલા કહે છે તે પ્રમાણે થોડોક
“ વખત બેસો તો વળી વધારે સારૂ શી ઉતાવળ છે ? હજુ તો
“ નવે નથી થયા ! ”

“ ત્યારે જ્હેવી ત્હમારી ઇચ્છા ! ” એમ કહી હુ ફરીથી કૉચ
ઉપર બેસી ગયો

“ ચ્હા મૂકુ ? ” ઉર્મીલા એ મ્હને આસન લીધા પછી પ્રશ્ન
કર્યો “ નારે ના, વારેઘડીએ ચ્હા શી ? ચ્હા વિના સત્કાર થતો નથી
“ એવુ માનતા હો તો તે ભુલ છે ? હમણા તો પીધી છે ! ” મ્હે
જણાવ્યુ

" થોડી પીજો ! " ઉર્મીલાએ ફરીથી જણાવ્યું.

" ના જી, એ વાત રહેવા દો ! નહિતર હું ઉઠીને ચાલ્યો જઇશ મ્હાના આવા જુલમથી હું કંટાળી ગયો છું ! "

" ત્યારે જેવી આપની ઇચ્છા ? " ઉર્મીલાને મ્હને મ્હા બનાવી પાવાની તીવ્ર ઇચ્છા હતી તોયે મક્કમ વિચાર જોઇને ત્હેણે તે વાત જતી કરી

" વ્હાલાભાઇ ! " સ્વયંસુધા મ્હને સંબોધીને બોલી " આ ઉર્મીલા બ્હેને જે દ્રષ્ય જોયું તે દ્રષ્ય ધારો કે અત્યારે પરિણમે તો આપણે બધા ભય પામીએ ખરા ? "

" એમાં ભય શાનો ? હું પોતે તો ભય ન પામું–પરંતુ તું તો અવશ્ય ડરી જાય ! બીજાઓના દીલની વાતનો નિર્ણય તો હું શી રીતે કરી શકું ? "

" પરંતુ તે દ્રષ્ય આપણે બધા જોઇ શકીએ ખરા ? "

" ના, એતો જ્હેના જીવન સાથે પરિણમતું હોય ત્હેને જ ત્હેનો અનુભવ થાય ! સર્વે જણ ઓછા જ અનુભવી શકે છે ? "

મ્હેં પ્રત્યુત્તર વાળ્યો.

" ત્યારે એ બનવું શું હશે ? એક જાતની માનસિક નિર્બલતા તો નહિ હોય ? " સ્વયંસુધાએ ફરીથી પૂછ્યું

" ના, આવા દ્રષ્યો, માનસિક નિર્બલતાને લીધે ઉત્પન્ન થયેલી ભ્રમણાને લીધે હોતા નથી–આમાં તો કંઇ ઉંડા નિયમો અને છૂપા ભેદો પ્રવર્ત્તતા હોય છે ! આપણને એનો અનુભવ ન હોવાથી એનું કારણ સમજી શકતા નથી ! " પરંતુ એનો અનુભવ જ્હેને થાય તે ત્હેનો નિર્ણય ન કરી શકે ? "

"જરૂર કરી શકે, પણ તે પોતે ભય ન પામે તો જ ! ઉર્મિલા
"બ્હેન ભય ન પામ્યા હોત તો ત્હેનું કારણ સમજી શકત !
"ભય આવ્યો એટલે વસ્તુસ્થિતિ નક્કી કરવાનુ મુશ્કેલ થઇ
"પડે છે !"

ઉર્મિલાએ વચ્ચે કહ્યુ "પરતૂ એવી સ્થિતિમા નિર્ભય રૂહેવુ
"એ પણ કઇ જ્હેવુ ત્હેવુ કામ નથી–હિમતવાળા પુરૂષો પણ જ્યા
"નાસીપાસ થઇ જાય ત્યા મ્હારા જ્હેવી એક નિર્બલ સ્ત્રી ભય પામે
"એમા શી શકા ?"

"પણ ઉર્મિલા બ્હેન ! ત્હમે આ બાબતનું કઇ વ્યવહારિક
"કારણ જાણ્યુ છે ? સાધારણ ભય ઉત્પન્ન થાય એવી વ્યવહારિક
"ઘટના ત્હમારા જીવનમા ઉપસ્થિત થઇ છે ખરી ?" મ્હે આ
પ્રશ્ન સ્વાભાવિક રીતે કર્યો, પણ આ પ્રશ્નની અસર ઉર્મિલા ઉપર
કઇ વિપરિત રીતે થઇ હોય એવો અનુભવ મ્હને થયો ત્હેની મુખ-
મુદ્રા ફીક્કી પડી ગઇ અને તે એક બે મીનીટ સુધી મ્હારા સામે ધારી
ધારીને જોઇ રૂહી સ્વયસુધાને પણ એની આ ચેષ્ટા જુદા પ્રકારની
લાગી તે મ્હારા પ્રશ્નથી ગુચવણમા પડી ગઇ હોય ત્હેમ દશેક મીનીટ
સુધી પ્રત્યુત્તર આપી શકી નહિ તોયે છેવટે ધીમે સ્વરે બોલી"
એટલે ? "આ ઉદ્‌ગાર કહાડી તે પુન વિચારમા પડી

"આ ભયકારક દ્રષ્ય અગાઉ ત્હમને કોઇ પણ પ્રકારની
"વ્યવહારિક મુશ્કેલીઓ ઉભી થઈ છે ખરી ? ત્હમને બહારના
"જગત્‌માથી કોઇ પણ પ્રકારનો ત્રાસ અનુભવવો પડશો છે ખરો ?"
મ્હે, હુ શુ પૂછી રૂહ્યો છુ, તે વાત ત્હેને વધારે સ્પષ્ટ શબ્દોમા

સમજાવી એની માનસિક સ્થિતિ આ ખુલાસાથી વધારે ખરાબ થયેલી જોઇને મ્હને આશ્ચર્ય થયુ અને ત્હેમ ત્હેમ મ્હારી તે રહસ્ય જાણવા પરત્વેની જીજ્ઞાસા પણ વધવા લાગી "એટલે કયા પ્રકારનો ત્રાસ !" ઉર્મીલાએ પૂછ્યુ

"જ્હેવો આ દ્રષ્ય સૃષ્ટિનો અનુભવ ત્હેવો બહારના જગતનો !" મ્હારા આ પ્રશ્નો સરલ હતા, પરતુ એને માર્મિક લાગ્યા. તેથી તે બોલી " પણ આપ આવુ શુ પૂછી રૂહ્યા છો, તે હુ સમજી શક્તી " નથી બહારના જગત્નો મ્હને શો ત્રાસ હોય ?" કઇ હોય તો— ન હોય તો કઇ નહિ ?" મ્હે જણાવ્યુ–" હું તો સ્વાભાવિક પ્રુછુ " છુ અને એનો હેતુ આપે જોયેલા એ અદ્દ્ભુત દ્રષ્યતું રહસ્ય " જાણવા પૂરતો છે " હુ આટલુ બોલી મૌન રહ્યો એની માનસિક સ્થિતિ ઉપરથી હુ સ્પષ્ટ જોઇ શકયો કે એના જીવનમા કઇક એવો બાહ્ય ત્રાસ પણ હતો, પણ તે તે વાત જાહેર કરવા કોઇ કારણને લીધે ગુચવાતી હતી સ્વયસુધાને પણ એવુ લાગ્યુ તેથી તે ઉર્મિ-લાને સબોધીને બોલી " ઉર્મિલા' મ્હારા ભાઇ પૂછી રૂહ્યા છે એવો કોઇ બાહ્ય ત્રાસ ત્હને હોય તો ગુચવાયા સિવાય સ્પષ્ટ જણાવી દેજે એ ત્રાસ જાણવાથી તેઓ તે દૂર કરવા પ્રયત્ન પણ કરી શકશે ?"

"પણ–" તે એથી વિશેષ બોલતા અટકી

"ગુચવાય છે શા માટે ?" જે ક્હેવાનુ હોય તે સ્પષ્ટ ક્હી દે "ને ? આપણા જીવનમા એવુ શુ હોય કે જે જાહેર કરતા શરમ "રાખવી પડે ?" સ્વયસુધાએ એને ગુચવાતી જોઇને ક્હ્યુ સ્વયસુધાના આ શબ્દો સાભળ્યા પછી ઉર્મિલાની ગુચવણ કઇકિ દૂર થઇ હોય અને તે તમામ વાત સ્પષ્ટ ક્હી દેવાનુ મન થઇ આવ્યુ હોય

ત્હેમ ત્હેની મુખમુદ્રા ઉપર એક પ્રકારનો આવેશ ઉભરાયો અને ત્હેને લીધે, બધી વાત હમણા જ કહી દેશે એવુ પ્રત્યક્ષ થયુ છતા તે ત્હેવા આવેશમાયે દશેક મીનીટ સુધી મૌન બેસી રહી

"કઇ ગુપ્ત રાખવા જહેવુ છે ? અમ્હને જાહેર કરવાથી ત્હમને "કોઇ પણ પ્રકારની હાનિ થાય એવુ છે ?"

મ્હે એને મૌન જોઇને બીજો પ્રશ્ન કર્યો

"નારે ના, એવું તો કઇજ નથી–છતા હુ જે વાત કરૂ તે કૃપા "કરીને ગુપ્ત રાખજો ?–ત્હેમજ આપની સમક્ષ એ વાત કરતા મ્હને ' શરમ આવે છે ?"

ઉર્મીલાએ જણાવ્યુ

સ્વયસુધા વચ્ચે બોલી ઉઠી "પણ એવુ શુ છે કે ત્હને શરમ "આવે છે ? ગાડી છે કે શુ ?"

"તે તો કહીશ ત્યારે જણાશે–પરતુ જ્યારે ત્હમારો આટલો "આગ્રહ છે તો હુ તે વાત હવે કોઇ પણ જાતથી શરમાયા સિવાય "કહીજ દઇશ ! યોગ્ય ઇન્સાફ ત્હમે કરશો ?"

"એને માટે ગભરાવુ નહિ–હુ આટલો આગ્રહ કરી રહ્યો છુ "ત્હેમા મ્હારે કઇ પણ સ્વાર્થ નથી જે ભયકારક દૃષ્ય ત્હમોએ "જોયુ છે ત્હેનુ કારણ જાણવાના કાર્યને સહાયક થઇ પડે એ હેતૂ "થીજ હુ આ પ્રયત્ન કરી રહ્યો છુ અને હુ ત્હમને ખાત્રી આપુ "છુ કે ત્હમે જે જે વાત જાહેર કરશો ત્હેનો હમેશા "સદુપયોગ જ થશે !"

મ્હે એની માનસિક ગુચવણ દૂર કરવા મક્કમ દીલનુ સાચુ આશ્વાસન આપ્યુ અને ત્હેની વાત સાભળવા દત્તધ્યાન થઇ રહ્યો. સ્વયસુધા પણ જીજ્ઞાસુ થઇને બેઠી ઉર્મીલાએ મ્હારા આ અતિમ

શબ્દોથી શંકા રહિત થઇને સ્પષ્ટ રીતે બધી વાત જાહેર કરવી શરૂ કરી —

" મ્હારો વિવાહ સબંધ જે યુવક સાથે થયેલો તે યુવક મ્હારૂ
" લગ્ન થઇ જાય તે અગાઉ ખરાબ વર્ત્તણુકનો નીકળવાથી મ્હારા
" પિતાએ વસ્તુ સ્થિતિનો વિચાર કરીને તે વિવાહ સબંધ ફોક
" કર્યો અને મ્હારૂ લગ્ન બીજી જગોએ કર્યું આ વાર્ત્તા ત્હમે જાણો
" છો, પરંતુ એનું શું પરિણામ આવ્યું તે ત્હમારાથી અજ્ઞાત છે
" મ્હારૂ લગ્ન અન્ય સ્થળે થયું તે વાત તે યુવકને ત્હેમ જ ત્હેના
" અંગત સબંધીઓને ન રૂચી અને તેથી મ્હારા અને ત્હેમના
" કુટુંબ વચ્ચે એક પ્રકારનો દ્વેષ ફેલાયો છુપી રીતે તેઓ અમ્હારૂ
" અનિષ્ટ અને અપકીર્ત્તિ થાય એવા માર્ગ શોધવા લાગ્યા અને
" શોધેલા માર્ગ અમલમાં મૂકવા લાગ્યા મ્હારા સબંધમાં ત્હેમણે
" કેટલીક કપોલ કલ્પિત ખરાબ વાતો ત્યાંના સમાજમાં ફેલાવી અને "
હું અપાત્ર કન્યા છું તે કારણથી અમ્હોએ પોતે આ વિવાહ ફોક
કર્યો છે " એવું જણાવી પોતાનો ખોટો બચાવ કરવા લાગ્યા પરંતુ
" ત્હેવી રીતે કંઇ મ્હારી કે મ્હારા કુટુંબની અપકીર્ત્તિ પ્રચાર પામે
" ત્હેવો સંભવ ન્હોતો તોયે ત્હેનું પરિણામ થોડું ઘણું પણ વિષમ
" આવ્યું અને તે કારણથી મ્હારે કેટલુક સોસવું પડ્યું છે મ્હારે શું
" શું સોસવું પડ્યું તે હકીકત ત્હમારી સમક્ષ કહેતાં મારી જીભ ઉપડતી
" નથી, માટે આશા રાખું છું કે ત્હમે મ્હને ક્ષમા કરશો ? " ઉર્મી
લાએ પોતાના ત્રાસજનક અનુભવોની સવિસ્તર કથા જાહેર કરવા
ઇચ્છા દર્શાવ્યા છતાં પાછળથી ત્હેને ત્હેમ કરતી અટકતી જોઇને
મ્હને આશ્ચર્ય થયું અને ત્હેને ત્હેમ કરવા દીલ ન હોવાથી મ્હેં

તત્સબધી વધારે આગ્રહ કરવાનો વિચાર માડી વાળ્યો અને ત્હેમની રજા લઇને ત્યાથી ઉઠ્યો બનેને કઇ પણ ભય પામ્યા સિવાય નિશ્ચિત ચિત્તે સુઇ રહેવાની સુચના કરી હુ મ્હારે ઘેર આવ્યો અને ઉર્મીલા ત્હેમ જ જયન્તિના જીવનમા ઉદ્દભવેલી અદ્દભૂત ઘટનાઓ સબધે વિચાર કરતા નિદ્રાધીન થયો

---

## પ્રકરણ—૮

### પ્રેમનો અતિથિ

સ્વયસુધા અને હુ બને બીજે દિવસે પ્રાતકાળે વીરસુખરાયને ત્યા જવાની તૈયારી કરવા લાગ્યા પિતાજીએ મ્હને જયન્તિના જીવન સબધની તે અદ્દભૂત ઘટનાઓ પરત્વે તપાસ કરવાના સબધમા કેટલીક અગત્યની સુચનાઓ કરી તે મ્હે અતકરણની લાગણીથી શિરસાવધ ગણી સ્વયસુધાને પણ ત્હેમણે કેટલીક બાબતમા મ્હારી સભાળ લેવાનુ કહ્યુ વીરસુખરાયે અમ્હને લેવાને મોકલેલી ગાડી નીચે ઉભી હતી માતાને પ્રણામ કરી અમ્હે બને ભાઇ બ્હેન નીચે ઉતર્યા અને ગાડીમા બેસીને વીરસુખરાયના ઘર તરફ ગયા વીરસુખરાયનુ ઘર આવી પહોચ્યુ પ્રેમપાત્રી જયન્તિના સુદર ચ્હેરાનુ દર્શન થશે એ રમ્ય કલ્પનામા હુ મસ્ત હતો છેવટે અમ્હે ગાડીમાથી નીચે ઉતર્યા વીરસુખરાય અમ્હને લેવાને સામે આવ્યા હતા ત્હેમને વિનયપૂર્વક પ્રણામ કરીને હુ ત્હેમની સાથે સાથે બ્હેનને લઇને ત્હેમના ભવ્ય મકાનમા દાખલ થયો મકાનના આગળના ભાગમા આવેલા

દાદરવાટે અમ્હો ઉપરના ભાગમા ગયા અને એક અત્યત સુદર અને પૂરા ઠાઠમાઠથી શણગારેલા ખડમા દાખલ થયા આ એક વિશાળ ખડ હતો અને તે ખડ વીરસુખરાયનુ આરામ ગૃહ હતું અપ-ટુ-ડેટ ફુર્નીચર અને વિધ વિધ પ્રકારના ચિત્રકામથી ત્હેની સુદરતા અને મોહકતા ઘણા પ્રમાણમા વધારી દેવામા આવી હતી જોયતળીયે બિછાવવામા આવેલા ગલીચો કિમતી, અને ઉચામા ઉચી ઇટાલીયન બનાવટનો હતો અને ત્હેના ઉપરના ભાગનુ ફુલ, વેલ, બુટ્ટા વિગેરે ગુથણીનુ કામ ઉમદા કારીગરીનુ હતું તે ખડની ચારે દિવાલો ઉચા પ્રકારના ઝાખા આસમાની રગથી રગવામા આવી હતી અને દીવાલની નીચેનો ચાર પાચ હાથ જેટલો ભાગ છોડી દઇને બાકી રહેલી દીવાલ ઉપર ઉત્તમ પ્રકારના ચિત્રકારોને હાથે કેટલાક સસ્કૃત નાટકોની વસ્તુઓના અમુક પ્રસગોના દ્રષ્ય ઉત્તમ પ્રકારની કલાથી ભાવના ભરી રીતે ઉતારવામા આવ્યા હતા અને તે દ્રષ્યો આખા ખડની શોભામા અને મોહકતામા અગત્યનો ભાગ ભજવતા હતા કેટલાક દ્રષ્યો ઉત્તમ ચિત્રકળાના સુદર આદર્શ હતા અને તે દ્રષ્યોનુ અવલોકન કરતા તે તે દ્રષ્ય જે જે પ્રસગનુ હતુ તે પ્રસગ આપણા મષ્તિષ્કમા તરી આવતો અને ભૂતકાળની કથાઓ મુર્ત્તિમત કરતો એ ચાર કિમતી છબીઓ, હિદુસ્તાન ત્હેમ જ પાશ્ચિમાત્ય દેશોના મ્હોટામા મ્હોટા ચિત્રકારોના હાથની સુદરમા સુદર કારીગરીના નમુના હતા અને તે જોતા મ્હારૂ હૃદય અત્યત હર્ષ પામ્યુ આરામગૃહમા દાખલ થયા પછી અમ્હોએ આખા ખડનુ આવી રીતે અવલોકન કરવુ શરૂ કર્યું પુરૂ અવલોકન થઇ રૂહે તે અગાઉ વીરસુખરાયે અમ્હને આસન લેવા સુચના કરી તે ઉપરથી અમ્હોએ એક કૅાચ ઉપર આસન લઇ લીધુ વીરસુખરાય પણ અમ્હારી જોડે કૅાચ ઉપર બેઠા—

" આપ અહિં રૂહો ત્યા સુધી આ ખંડ આપને માટે છે—આપને જે
" જે પ્રકારની અનુકુળતા જોઇએ તે તે પ્રકારની અનુકુળતા અહિં
" મળી રહેશે—મ્હે તે દરેક બાબતની વ્યવસ્થા કરી છે—છતા કોઇ બાબ-
" તની ઉણપ જણાય તો કોઇ પણ પ્રકારની શરમ રાખ્યા સિવાય
" મ્હને સુચના આપી દેજો—એટલે હુ તરત જ ત્હેનો બંદોબસ્ત કરી
" આપીશ ! "

" અહિંયા પ્રતિકુળતા શાની ? " હું પ્રત્યુત્તર આપતો બોલ્યો
" આ કંઈ ઓછી અનુકુળતા છે ? અને તે આપની મીઠી મમતાનું
" પરિણામ છે ? આપના આવા સદ્‌ભાવ માટે હુ આપનો આભારી છુ ?"

હુ આટલુ બોલી મૌન રહ્યો અને પુન તે ખંડની સુંદરતાનું અવલોકન કરવામા ગુંથાયો જયન્તિ, અમ્હારા આવી ગયા છતા પણ હજૂ ત્યા આવી ન્હોતી તે જોઇને મ્હને ખેદ થયો—એના જ્હેવી પ્રેમભર્યા હૃદયથી ઉછળતી કુમારિકાને આ પ્રસગે અદ્રષ્ય જોઇને હું પ્રેમના અગે ઉત્પન્ન થતી સ્વાભાવિક ગુંચવણમા ગુંચવાયો મ્હારી બ્હેન સ્વયસુધા પણ જયન્તિની ગેરહાજરીને લીધે હજૂ સ્ફુર્તિમા આવી ન્હોતી—

" હુ આવુ છુ " એમ કહીને વીરસુખરાય અમ્હને તે ખંડમા મૂકીને નીચેના ભાગમા ગયા—હું અને જયન્તિ એકલા પડયા—સ્વય-સુધા, વીરસુખરાયના ગયા પછી પાચસાત મીનીટ પછી મ્હને સંબો-ધીને સ્મિતહાસ્ય કરતી બોલી " વ્હાલાભાઇ ? ત્હમારા પૂજ્યશ્વસુરે " ત્હમારા માટે કંઇ ઓછી વ્યવસ્થા કરી નથી ? જમાઇનુ સાસરામા " જે સન્માન થાય છે તે અવધિ છે ? છે કશી ઉણપ ? સસ્કૃત " કવિઓએ કહ્યુ છે તે વાસ્તવિક છે કે श्वसुर गृहनिवास " स्वर्गतुल्य नराणाम् । "

"પણ કંઇ આ ખંડને હજૂ ખરેખરૂ સ્વર્ગ માની શકાય "નહિ–સ્વર્ગનો આત્મા હજુ ગેરહાજર છે?" મ્હે મીઠા કટાક્ષમા કહ્યું

સ્વયસુધા મ્હારા આ કટાક્ષનું રહસ્ય સમજી ગઇ અને પ્રત્યુત્તર આપતી બોલી "તે આત્મા, આપના સત્કારને માટે હજૂ વધારે "સુંદર બનવાને માટે ગુ થાયો હશે અને તે જ કારણથી ગેરહાજર "છે પણ જે પળે તે જાહેર થશે તે પળે ત્હમે ત્હેના પ્રકાશમા મુગ્ધ "થઇ જશો–" મ્હને તો એટલા સુધી શકા છે કે ત્હમે અમૂક "પળો સુધી અચેતન થઇ જશો?" સ્વયસુધા હસી પડી–હુ પણ તે નિર્દોષ વિનોદમા હસ્યો અને કૅાચ ઉપરથી ઉભો થઇને ખડમા આમ ત્હેમ ફરવા લાગ્યો એકે એક ચિત્ર અમ્હોએ બને ભાઇ બ્હેને સાથે ફેરી ફરીને સમજી સમજીને જોઇ લીધુ ટેબલ, ખુરશીયો, કૅાચ, કબાટ, ગાદી તકીયા વિગેરે દરેકે દરેક પદાર્થ ઉપર અમ્હોએ અમ્હારી દ્રષ્ટિ નાખી લીધી બે ત્રણ કબાટમા પુસ્તકોનો સારો સગ્રહ હતો તે જોઇને તો વળી મ્હારા આનદનો અવધિ જ ન રહ્યો ખડનુ સપૂર્ણ અવલોકન પતાવી અમ્હો પાછા કૅાચ ઉપર બેસી ગયા અને વાતોમા પડયા, એવામા જયન્તિની માતા ચ્હા લઇને ઉપર આવી મ્હે અને સ્વયસુધાએ ત્હેમને વિનયપૂર્વક પ્રણામ કર્યા અને ચાદીના કપ રકેબીમા ઉંચા પ્રકારની સ્વાદ ભરી રીતે બનાવવામા આવેલી ચ્હા પીધી ઉપરથી પાન સોપારી અને એલચીને પણ ઇન્સાફ આપ્યો જયન્તિની માતા ગઇ અને ઘડીયાળમા જોયુ તો તે વખતે સવારના નવ વાગ્યા હતા રાહ જોઇ હૃદય અકળાયુ પણ જયન્તિ ન આવી. હુ કૅાચ ઉપરથી ઉભો થયો અને ત્યા આગળ આમ ત્હેમ આટા મારવા લાગ્યો મ્હારા

હૃદયમા પ્રેમનો આવેશ, પ્રબળતા ધરતો મ્હારા શરીરના એકેએક અણુ, ગજાવી મુકતો હતો સ્વયસુધા પણ એની રાહ જોતી એને માટે તલસતી હતી આજુબાજુના ખડોમા સહજ અવાજ થતા હુ ચમકી ઉઠતો અને " ઓ આવી ! ઓ આવી " એવી આશામા સ્તબ્ધ થઈ દ્વાર તરફ જોઇ રહેતો–આવુ આવુ બેચાર વખત બન્યું પણ જયન્તિ ન આવી તે ન જ આવી હુ કઇક ચીડાયો જયન્તિનું આવુ વર્ત્તન મ્હને મ્હારૂ અપમાન લાગ્યુ અને હવે આવે તોયે ન બોલાવુ એવો મક્કમ થઇને કૃત્રિમ બેદરકારીનો ભાવ મુખમુદ્રા ઉપર દર્શાવતો હુ કૅાચ ઉપર જઇને પડયો સ્વયસુધાને મ્હે મ્હારા કૅાચની નજીક પડેલી એક ખુરશી ઉપર આસન લેવા સુચના કરી સ્વયસુધા ત્યા જઇને બેઠી મ્હે ત્હેને આસન લીધા બાદ જણાવ્યુ કે " સ્વયસુધા ! તું પણ આમ કેમ જડ જ્હેવી બેસી રૂહી છે ! " ત્હારી બ્હેનપણીના પોતાના ઘરમા તુ જાણે અણજાણી ન હોય " એવી સ્તબ્ધ કેમ થઇ ગઇ છે ? ત્હારે તો આખુ ઘર ફરી વળવુ " જોઇએ ? ? " હુ, બ્હેન ઉપર ચીડાઇને બોલ્યો " એમ શા માટે ? " સ્વયસુધા મ્હારા આ કથનનુ તાત્પર્ય સમજી ગયેલી છતા મ્હને વધારે ચીડાવવા કટાક્ષમા બોલી

" અવલોકન માટે–આમ મુગી મુગી એક ખડમા નજર " કેદીની પેઠે બેસી રૂહે તે તે કઇ રીત છે ભલા ? આ આલીશાન " મકાનનુ અવલોકન તો કરી લે ? "

" પણ મ્હારે શા માટે અવલોકન કરવુ જોઇએ ? મ્હારે શું " લેવા દેવા ? અને ત્હેમ છતા પણ મકાનમા શુ જોવાનુ હવુ ? મ્હારે " કઇ નવાઇ નથી–હુતો અહિ ઘણી વખત આવી ગઇ છુ–પહેલ-

"વ્હેલા તો ત્હમે આવ્યા છો એટલે ત્હેનુ અવલોકન તો ત્હમારે
"કરી લેવુ જોઇએ? અને વળી મ્હને તો આ મકાન જોઉ છુ ત્યારે
"એમ જ થાય છે કે આ પાચ છ ફુટના માણસને માટે આવડુ
"મોટુ મકાન શા માટે જોઇએ ?" સ્વયસુધા, આ શબ્દો ઠાવકુ
મ્હો રાખીને બોલી પરતૂ પાછળથી સ્મિતહાસ્ય કરી ગઇ

"આળોટવા ?" હુ ચીડાઇને બોલી ઉઠયો "શી મ્હોટી ફીલ
"સુફ! સ્વાભાવિક વાતને કયે રસ્તે ઘસડી જાય છે?"

"એમા ખોટુ શુ છે? આવડા મ્હોટા મકાનની મનુષ્ય જાતને
"બાખી જરૂર હોય એવુ મ્હને લાગતુ નથી!"

"તે કદાચ સાચુ હશે, તોયે જ્યારે છે ત્યારે તો આપણે એનું
"અવલોકન કરી લેવુ જોઇએ?" હુ બોલ્યો

"તો કરી લ્યો–આપને સંપૂર્ણ સ્વતત્રતા છે–બાકી મ્હારે કઇ
"એનુ અવલોકન કરવાનો મોહ નથી–ત્હેમ જ ત્હેની આવશ્યકતા
"નથી ? હા, બાકી બીજી કઇ તપાસ કરી આવવાનુ ક્હેતા હો તો
"તે કરી આવવા તૈયાર છુ! મુદ્દાની વાત ક્હોને કે મ્હારો આ
"વિચાર છે!"

સ્વયસુધા હસી પડી મ્હારા દીલની વાત ત્હેના સમજવામા
હતી એટલે મ્હારે કૃત્રિમ દેખાવ કરવાની જરૂર ન્હોતી તોયે મ્હે જે
દેખાવ કર્યો હતો તે નિષ્ફળ નીવડવાથી મ્હે એને મ્હારી ઇચ્છા
સ્પષ્ટ શબ્દોમા જાહેર કરી કે "હુ કઇ ત્હને આ મકાન જોવાનું
"ક્હેતો નથી–મકાનમા શુ ધૂળ જોવાની છે?? હુ તો ત્હને એમ
"કહુ છુ કે પેલી ત્હારી લાડકવાયી બ્હેનપણી કેમ દેખાતી નથી?
"આપણે આવ્યા છીએ છતા તે કયા ભરાઇ બેઠી છે તે તો તપાસ

"ફરી લાવ અને પત્તો લાગે તો અહિ આણુ તો વાતચિત કરવાની "ગમ્મત આવે ?'" હું આટલુ બોલી મૌન રહ્યો ત્યારે આ વાત 'સીધી રીતે જણાવી હોત તો અત્યાર સુધીમા તો મ્હે ત્હેને શોધી "પણ કહાડી હોત' ગમ્મત તો જુઓ કે કાર્ય કઇ સાધવાનુ હોય "છે છતા દુનિયાના લોકો દેખાવ કઇ કરે છે?" સ્વયસુધા હસતી હસતી ઉભી થઈ મ્હે પણ એના એ હાસ્યમા ભાગ લીધો સ્વય-સુધા ખડમાથી બહાર ગઇ અને જયન્તિ ક્યા છે ત્હેની તપાસ કર વામા ગુથાઇ અને હુ એકલો પડેલો એક ખૂણામા પડેલા એક સુદર ટેબલ પાસે જઈ બેઠો ટેબલ ઉપર કાગળ, ખડીયો કલમ વિગેરે લખવાના સાધનો હાજર હતા મ્હે હૃદયમા ઉભરાયેલા પ્રેમના આવેશ કાગળ ઉપર ઉતારવા માડયા અને એમાથી એક સુદર કાવ્ય પરિણમ્યુ –

"આ સ્નેહનો સત્કાર કરવા કેમ ઉત્સુક ના રહે ?
" કા ઢીલ આવી થાય છે કારણ વિના વ્હાલી પ્રિયે'
"ઉભરાય શુ નહિ સરલ હૈયુ સ્નેહ સાચો શોધવા ?
'આવી પ્રિયા પ્રીતિ ભરી સુદર પળો ગુમાવ ના'

× × × ×

આવેશોનુ પ્રમાણ નિયમબદ્ધ હોય છે ત્યા સુધી એ આવે-શોમા ક્રિયાશક્તિ કાયમ રહે છે અને એમાથી સુદર પરિણામ જન્મ પામે છે, પરતૂ ત્હેનો પ્રવાહ વધારે સબલ થતા અને પ્રમાણ નિયમ બદ્ધ ન રહેતા આવેશોમાથી સમાધિ અથવા અક્રિયસ્થિતિ ઉત્પન્ન થાય છે મ્હારા સબધમા પણ આવુ બન્યુ કાવ્ય સુદર બન્યુ પણ તે જે આવેશને લઇને જન્મ પામતૂ હતૂ તે આવેશ અત્યત પ્રબલ થઇ જવાથી મ્હારી ક્રિયાશક્તિ મદ થઇ ગઇ અને કાવ્ય અપૂર્ણ

રૂહ્યુ અને ત્હેની સાથે સ્વયસુધા પણ પુન તે ખડમા આવી અને મ્હારી નજીક ટેબલ પાસે આવીને ઉભી રૂહી–

"વ્હાલાભાઇ ! આખરે મ્હે એનો પત્તો મેળવ્યો ખરો !" હું હર્ષના આવેશમા ચમક્યો "તે ક્યા છે ?"

"હુ કહેતી હતી તે પ્રમાણે આપની દ્રષ્ટિમા સુદર દેખાવાને "ત્હેમ જ આપને પ્રસન્ન કરવાને વસ્ત્રલકારથી તૈયાર થાય છે !" "એમા વળી તૈયાર શુ થવુ ? શુ એને દેખાવ કરવા પડે છે !"

હુ બોલ્યો

"હાસ્તો–તે જે કઇ કરે છે તે કઇ ત્હેના પોતાને માટે "થોડુ જ કરે છે ! એના એ વ્યવહારમા આપની પ્રસન્નતાનો શુદ્ધ "હેતૂ હોય છે !"

"ધૂળને રાખ ! મ્હને આવા દેખાવોની કઇ કિમત નથી– "અને એવા દેખાવોમા શુદ્ધ સૌદર્ય અગર તો ભાવના છૂપાઇ જાય "છે !? એવુ મ્હારૂ સજ્જડ માનવુ છે !"

"પણ સાથે સાથે આવો વ્યવહાર એ સૌદર્યને ઉત્તેજન આપી "એની મહત્તા વધારે છે, એટલે આ વ્યાપાર સાવ નિરર્થક જાય "છે એવુ તો નથી જ– તે આવશે ત્યારે આપને જણાશે કે તે કેવી "સુદર બની છે !"

સ્વયસુધાએ જયન્તિના સૌદર્યની તારીફ કરી

હું મૌન રૂહ્યો અને જયન્તિના આવવાની રાહ જોવા લાગ્યો. અમ્હારૂ મૌન બે ત્રણ મીનીટ લબાયુ હશે એટલામા ઉર્મીનાનો વિચાર થઇ આવતા મ્હે જયન્તિ આવી પૂહોચે તે અગાઉ સ્વય-સુધાને ગતરાત્રિના સબધમા કેટલીક પૃચ્છા કરવી શરૂ કરી–

" સ્વયસુધા ! મ્હારા ગયા પછી ઉર્મિલાને ત્હારી વચ્ચે કઇ
" વાતચિત્ત થઇ હતી કે ત્હમે બધા ઉંઘી ગયા હતા ?"

" ના, ત્હમારા ગયા પછી તો અમ્હોએ લગભગ બે ત્રણ
" કલાક વાર્ત્તાલાપ કર્યો હતો ! એને શુ શુ સોસવુ પડયુ હતું ત્હેની
" કથા તે આપની હાજરીમા ક્હેવાને શરમાતી હતી–પરતૂ આપના
" ગયા પછી તો એણે તે બધો ઇતિહાસ મ્હને સવિસ્તર ક્હી
" સભળાવ્યો અને તે સાભળીને તો હુ આશ્ચર્યચકિત થઇ ગઇ અને
" મ્હને ત્હેની એ સ્થિતિ ઉપર રડવુ પણ આવ્યુ !"

સ્વયસુધાએ જણાવ્યુ

" તે એટલુ બધુ એવુ શુ હતું ?" હુ વિચારમા પડી ગયો

" એના ઉપર પડેલા અને થયેલા જુલમ કઇ ઓછા નથી
" પણ વ્હાલા ભાઇ ! તે છોકરી પાકી હિમતબાજ તો ખરી ! એની
" શકિતની કિમત કઈ જ્હેવી ત્હેવી ક્હેવાય નહિ !"

સ્વયસુધાએ ઉર્મિલાની હિમતની તારીફ કરી

" પણ એને એવુ એવુ તે શુ વીત્યુ હશે !"

મ્હે એ ઇતિહાસ જાણવા જીજ્ઞાસા દર્શાવી

" તે હું ત્હમને નિરાતે ક્હીશ–કારણ કે અત્યારે તે ક્હી શકાય
" એટલો સમય નથી–જો કે ત્હેણે તો ત્હેમ કરવા મ્હને મના કરી
" છે, પરતૂ વ્હાલા ભાઇ ! એ ઇતિહાસના એક પાત્ર તરીકે આપનુ
" નામ કેમ આવે છે ?" સ્વયસુધાએ પૂછ્યુ

" મ્હારૂ નામ !" હુ ચમકીને બોલી ઉઠયો મ્હારૂ તત્પરત્વેનુ
આશ્ચર્ય એકદમ વધી પડયુ હુ વિચારમા પડી ગયો

"હા, આપનું નામ અને તે પણ એક અગત્યના પાત્ર "તરીકે! શું તે હકીકત સાચી હશે?"

સ્વયંસુધા આ પ્રશ્ન કરીને મ્હારા સામું જોઈ રહી

"તે હું એમને એમ શી રીતે કહી શકું? કથાનો સવિસ્તર "ઇતિહાસ જાણ્યા સિવાય એમ થવું અસંભવિત છે"

હું આટલું બોલી મૌન રહ્યો

"ત્યારે આપણે આ વિષય અવકાશે છેડીશું તે વખતે તમામ "હકીકત જાણ્યા પછી આપ તે સંબંધમાં યોગ્ય તે ખુલાસો કરી "શકશો! પણ હજૂ જયન્તિ ન આવી!" સ્વયંસુધા બોલી

"પણ સ્વયંસુધા!" હું સ્વયંસુધાને પુનઃ જયન્તિને બોલાવવા જતી અટકાવી ત્હેને સંબોધીને બોલ્યો "પણ ગત રાત્રે ત્હમારા "સુવા પછી ઉર્મિલાને કંઈ વિષમ અનુભવ થયેલો ખરો કે?" હું પ્રશ્ન પૂછી ત્હેની સામે જોઈ રહ્યો

"ના, એવું કંઈ ખાસ જાણવા જ્હેવું બન્યું નથી— પણ મ્હેં "પોતે એક બાબત અજબ જોઈ!" સ્વયંસુધા ખંડ બહાર જતી પાછી ફરી મ્હારી નજીક આવી અને ટેબલ ઉપર બેઠી આ વાતથી વળી મ્હારા આશ્ચર્યમાં ઓર વધારો થયો

"એવું વળી શું?" હું વચ્ચે બોલી ઉઠયો

"તે હું કહું છું" સ્વયંસુધાએ આગળ ચલાવ્યું" અમ્હારા "સુઈ રહ્યા પછી ઉર્મીલા પથારીમાં નિદ્રાધીન પડેલી પણ ધ્રુજતી "હતી અને ત્હેના રોમાંચ ખડા થતા હતા! મ્હેં વળી એને કેટલાક "અસંબદ્ધ શબ્દો નિદ્રાવસ્થામાં પણ ઉચ્ચારતી જોઈ અને ત્હેનો વામ "હસ્ત હવામાં આમ ત્હેમ ડોલતો—મ્હને ભય તો લાગ્યો પરંતુ

"પરમાત્માની દયા કહો કે કંઇ કહો પણ મ્હારો ભય વધારે
"પ્રમાણમા વધ્યો નહિ અને હુ શ્રી અંબાનું નામ સ્મરણ કરી
"પાચ દશ મીનીટમા તો નિદ્રાધીન થઇ ગઇ તે છેક સવારે જાગી-
"પ્રાતકાલે જાગૃત થતા અમ્હો બને યે એક બાબત એ જોઇ કે
"અમ્હારી પથારીની નજીક કોઇ મનુષ્ય પ્રાણીના કાળા રંગના ત્રણ
"ચાર સ્પષ્ટ પગલા પડયા હતા!!"

સ્વયંસુધા આટલુ બોલી મૌન રહી

હુ આ વાત આશ્ચર્યચકિત દ્રષ્ટિએ સાભળી રહ્યો હુ ખુરશી ઉપરથી ઉભો થયો અને તે ખંડમા આમ ત્હેમ આટવા મારવા લાગ્યો વચ્ચે હુ સ્વયંસુધાને સંબોધીને બોલ્યો"

"સ્વયંસુધા! ઉર્મિલા અને જયન્તિ તે બંને કંઇક નિરાલા
"જીવનના મનુષ્ય પ્રાણી હોય ત્હેવુ ભાસે છે ત્હેમના સબંધની
"આ અસામાન્ય ઘટનાઓ સાભળીને મ્હારૂ તો મગજ હેરાન થઇ
"જાય છે, ડગલે અને પગલે એકાદ નવી વાત તો ખરી! ત્હે વળી
"આ નવુ સુણાવ્યુ!"

હુ ફરીથી નીચે બેઠો સ્વયંસુધાએ મ્હારા આ શબ્દોના પ્રત્યુત્તરમા જણાવ્યુ કે "હા, એવુ તો કંઇક ખરૂ-પણ આ કંઇ ત્હેમના
"જીવનની ઉત્ક્રાન્તિમા કારણ નથી-ઉર્મિલાએ જણાવ્યુ છે તે ઉપ-
"રથી હુ ત્હેના સબંધમા એટલુ તો ખાત્રીથી ક્હી શકુ છુ કે આ
"બધી ઘટનાઓ ત્હેમની આફતનુ કારણ છે અને હજુ પણ જો
"ત્હેનો યોગ્ય બચાવ કરવામા નહિ આવે તો ત્હેમને ભવિષ્યમા
"ઘણું સહન કરવાનુ થશે-હુ તો આપને આજીજી પૂર્વક જણાવુ
"છું કે ત્હમારે કોઇ પણ રીતે આ બંનેના જીવનની આ અદ્ભૂત

"ઘટનાઓના ભેદ શોધી કાઢવા ઘટે છે અને વસ્તુ સ્થિતિ વિઘ્નભરી
"હોય તો ત્હેને સુધારી લેવી ઘટે છે !" સ્વયસુધાએ જણાવ્યુ—
"તે હુ અવશ્ય કરીશ—મ્હારી સર્વે પ્રકારની શક્તિઓનો વ્યય
"હુ એની પાછળ કર્યાં સિવાય જપીશ નહિ અને આશા રાખુ છુ
"કે છેવટે તો સફલ થઇશ !'

હુ આટલુ બોલી મૌન રહ્યો

*　　*　　*　　*　　*

આખરે અમ્હે જ્હેની રાહ જોતા બેસી રહ્યા હતા તે જયન્તિ મ્હારા હૃદયનુ પ્રેમ અને સૌદર્ય ભર્યુ સત્ત્વ—તે ખડમા દાખલ થયુ ! અને ત્હેમ થતા શુ થયુ ? હુ હર્ષ અને પ્રેમના આવેશમા સ્તબ્ધ જ્હેવો થઇ ખુરશી ઉપર બેઠા બેઠા તે સુદર કુમારિકાના દર્શન કરવા લાગ્યો સ્વયસુધાએ ખરૂ કહ્યુ હતુ કે તે સુદર બનતી હતી ! નિરીક્ષણ કરતા જણાયુ કે તે સૌદર્યભર કન્યાએ પોતાના શરીરના સૌદર્યને વસ્ત્રાલકાર વિગેરે સાધનોથી ખૂબ ખીલાવ્યુ હતુ અને તે સૌદર્યના ઉડાણમા એના પ્રેમાળ હૃદયના પ્રેમનુ સૌદર્ય સ્વચ્છ દીપી ઉઠતુ હતુ ! હુ એક સામટા ત્રણ પ્રકારના સૌદર્યથી આકર્ષાઇને એની કિમત આકતો હતો ! હુ અત્યત પ્રસન્ન થયો મ્હને તે કુમારિકા એક દેવી જ્હેવી લાગી અને એની દિવ્યતામા હુ અપૂર્વ શાન્તિ અનુભવતો હતો ! જયન્તિ—એક મુગ્ધ કુમારિકા—પોતાના પવિત્ર કૌમારને પ્રેમના અમી અને સ્નેહના વારિ સીચતી આદર્શ બનાવતી હતી—એના મુગ્ધ હૃદયમા ઉત્પન્ન થયેલો મ્હારા ઉપરનો મોહ અથવા મમતા એના મષ્તિષ્કમા રમ્ય કલ્પનાઓ અને મીઠા મનોરથ ઉત્પન્ન કરતી હતી અને એણે પ્રકટ કરી ખીલવેલુ એનુ સર્વ પ્રકારનુ

સૌંદર્ય એ એના પ્રત્યક્ષ પ્રમાણુ હતા ! હુ એની સુંદર પ્રતિમાનુ પૂરે-પુરૂ અવલોકન કરી લઉ તે અગાઉ તો મ્હારી બ્હેન સ્મિતહાસ્ય કરતી બોલી ઉઠી ! ! ભાઇ, જાગો, ભાભી પધારે છે ! ઠાઠ તો "જુઓ ! " હુ આ શબ્દોથી સ્વાભાવિક રીતે ચમક્યો હુ મૌન રહ્યો સ્વયસુધા પોતાના આસન ઉપરથી ઉઠી અને જયન્તિને લેવા દ્વાર તરફ સામે ગઇ જયન્તિ અને સ્વયસુધા અરસ્પરસ સ્મિત કરી ગયા હુ હજુ સુધી મૌન હતો હુ તો માત્ર તે દેવી જ્હેવી કુમારિકાના સૌંદર્યનુ આન્તર્ પાન કરતો એની પ્રશસા કરતો હતો ! તે કેવી હતી ! !

જ્હેવુ શરીર ત્હેવો સ્વભાવ અને શરીરનો જેટલો વિકાસ તેટલી શારીરિક અને માનસિક શક્તિ અને જેટલી અને જ્હેવી શક્તિ ત્હેવુ અને તેટલુ શરીરનુ સૌંદર્ય, એ માનવશાસ્ત્રના સિદ્ધાંતો હુ સાચા માની તે સિદ્ધાંતોની સત્યતા પ્રત્યેક સ્થાનમા પ્રત્યક્ષ કરવા હુ પ્રયત્ન કરતો હતો જયન્તિનુ દબદબા ભરેલુ સૌંદર્ય જોઇને મ્હને આ સિદ્ધાંતો એકદમ સાચા લાગ્યા અને મ્હારો અતગત્મા પ્રસન્ન થયો. તે દેવી જ્હેવી કુમારિકાને મ્હે અતર્ના પ્રેમથી વધાવી લીધી ! જયન્તિનુ વય જો કે પદરેક વર્ષનુ હતુ પરતુ એનો શારીરિક વિકાસ કોઇ પણ અતરાય નહિ નડેલો હોવાથી એટલી વયે આપણા સમાજની સામાન્ય કુમારિકાઓના શારીરિક વિકાસની સરખામણીમા ઘણાજ વધારે પ્રમાણમા હતો અને તે વિકાસ નિયમબદ્ધ અને યોગ્ય સઘટ્ટનમા હેવાથી એમાથી અપ્રતિમ સૌંદર્ય પ્રકટ થતુ હતુ ! એના

શરીરનો વર્ણ ગૌર અને કંઇક રતાશ પડતો હતો અને એ વર્ણ ઉપર એક પવિત્ર કૌમારનુ સાત્ત્વિક તેજ ચળકતુ હતુ એની મુખ મુદ્રા પ્રતિભા ભરેલી, શાન્ત, મૃદુ, સૌમ્ય અને મુગ્ધતા ભરેલી હતી, અને એના ઉંડાણુમા ભાવિ જીવનના રમ્ય મનોરથોના આન્તરિક ભાવનો ઉચ્ચ આનદ ઉભરાઇ રહ્યો હતો એના બીડેલા ઓષ્ટમા સ્મિતની છાયા હતી અને એની પ્રેમના અમી ભરેલી આખોમા મોહકતા, વશીકરણ અને ચચલતા હતા—અને વળી સાથે સાથે એમા લજ્જા પણ એટલી હતી કે તે આખો અર્ધી બીડાયેલી જ્હેવી હતી—

જયન્તિ કેવી સુદર હતી અને વસ્ત્રાલકારથી કેવી સુદર બની હતી ત્હેના વર્ણનની આવશ્યકતા, જેઓ આત્માના સૌંદર્યને પુજે છે ત્હેમને માટે હોય નહિ અને તેથી હુ તે આકૃત્તિના વર્ણનમા પડી ત્હેને વાચકોની દ્રષ્ટિ સમક્ષ લાવવાનો પ્રયત્ય હાલ તરત છોડી દઉ છુ અને વાચકોને તે આકૃત્તિ સ્વય કલ્પી લેવાની સુચના કરૂ છુ જયન્તિ જ્હેવી આદર્શ કુમારિકા, જ્હેના અનત આત્માનો વૈભવ વિપુલ છે અને જ્હેનુ હૃદય અપરિમિત છે, ત્હેને "**તે એટલે આવી**" એટલી પરિમિત સીમામા મર્યાદિત કરી બતાવવી અનુચિત્ત લાગે છે, તેથી હુ ત્હેના, આત્માને અને હૃદયને, સ્થુલ શરીરનો ચિતાર ખડો કરી તે પિજરામા નહિ પુરૂ આ મ્હારો ખાસ આગ્રહ છે અને ત્હેને માટે વાચકો ક્ષમા કરશે!

જયન્તિને જોતા મ્હારા હૃદયમા પ્રેમનુ એક નવુ મથન જાગ્યુ —

" પ્રિયે ' આ પ્રિયતા તે શી ?
" પ્રિયા ' આ પ્રેમ આશા શી ?
" જીવે જીવન વિમલ પથે
" નવી આ વાત જામી શી ?
" પ્રભૂએ આ મૃદુ હૈયુ
" બનાવ્યુ વ્હાવરૂ કેવુ ?
" પ્રિયા તે આ, પ્રિય તે આ
" નિયમ આવા બનાવ્યા કા ?
" ત્હને જોતા હૃદય મ્હારું
" ધડકતુ એ ધ્વનિ શાનો ?
" મ્હને જોતા તુ મલકાતી
" ભલા એ સ્મિત શાના છે ?

*    *    *    *

" કુ્હે છે, પ્રેમ, શુદ્ધિ છે
" હૃદયના આત્મ જીવનની
" પછી વ્યવહાર મૂકી કેમ તે
" વિહ્વલ થઇ મરતો ?
" નથી જ્યા તુ, નથી જ્યા હુ
" પડે ત્યા પ્રેમની છાયા
" છતા ત્હેના ઉપર સાથે રૂહી
" ભલા શા ચિત્ર ઉપજાવ્યા ?

*    *    *    *

" જયન્તિ જહેમ સાધુ ચિત્ત
" ગાડાઇ ધરી મરતુ
" ગણે ગાડાઇને પ્રીતિ
" નિયમ આના અજબ નહિ શુ ?

* *

" માનવ પ્રીતિમા આ મન જહેવુ જીવન ધરીને રે' છે
" ત્હેમ ત્હેના સ્થુલ વૈભવોમા રસિક હ્રદય મરે છે
" પ્રીતિની પોષક કલા એ રસિકતા છે ઉજળી
" પણ હુ ક્હુ તુ જોજે એની ગતિ વળે ના અવળી'

* * * * *

' આવો, પધારો, આજ તો કંઇક ખૂબ બની આવ્યા છો ' "
સ્વયસુધા જયન્તિને ખડમા પ્રવેશ કરતા, પોતાના આસન ઉપરથી ઉભી થઇને ત્હેની સામે જતા, ત્હેના શરીર ઉપર દ્રષ્ટિ ફેરવીને, હર્ષોન્મત થતા બોલી ઉઠી '

જયન્તિ, પ્રત્યુત્તરમા મૌન રૂહી જયન્તિ અને સ્વયસુધા સાથે સાથે ખડમા આગળ વધ્યા અને ઠેઠ એક ખુણામા પડેલા ટેબલ પાસે પડેલા એક કૉચ ઉપર બેસી ગયા ' જયન્તિની દ્રષ્ટિ આટલો વખત મ્હારા તરફ ખેચાયા કરતી હતી અને એના પ્રેમાળ હૃદયનો પ્રેમ જહેમ જહેમ ઉભરાતો જતો હતો ત્હેમ ત્હેમ ત્હેના શરીર ઉપરનુ સૌંદર્ય પણ અવનવુ થતુ જતુ હતુ '

રમ્યતા તે આનુ નામ ' ક્ષણે ક્ષણે નવિન લાગે તે રમ્યતાનું એક સસ્કૃત કવિએ જાહેર કરેલુ લક્ષણ મ્હને તે પળે સાચુ લાગ્યુ ' જયન્તિ આવી રીતે રમ્ય હતી અને ક્ષણે ક્ષણે વધારે વધારે રમ્ય

થતી જતી હતી ! અને હુ તે રમ્યતાનો અભ્યાસ કરતો જતો જતો !!

" તુ રમ્ય હૃદય ધરનારી
" ત્હારી રમ્ય પ્રતિભા આશી ?
' શુદ્ધ સત્ત્વભર અણુઓમાથી
" ત્હે તે હૃદ ઉપજાવ્યુ
" ક્ષણે ક્ષણે જે અધિક વિલસતા
" પ્રકટે સ્વત્ન રમાનુ —તુ૦

* * * * *

" પણ આ સુદરતા શાને છે ?
" રમ્ય હૃદયમા રસ શાને છે ?
" આ ઉર્મીઓ પણ શાને છે ?
" આ મદભર મનનુ બળ શાને ?

× × × × ×

જયન્તિ અને સ્વયસુધાને એક તરફ વાતો કરતા છોડી હું મ્હારા મનો વ્યાપારમા જ રોકાયો સ્વયસુધાની હાજરીમા જયન્તિ સાથે એના પિતૃગૃહે આ પ્હેલી પળે બોલવાનુ સાહસ મ્હને તે પળે યોગ્ય ન લાગ્યુ મનમા એમ કરવાની મક્કમતા હોવા છતા મ્હે તે વિચાર તે પળે માડી વાળ્યો પરતૂ મ્હારા મનોવ્યાપારમા ગુ થાયેલો હું ત્હેની વાતચિત્તો સાભળી રહ્યો હતો

" શુ આટલી બધી વાર લગાડી તે આને માટે ? આટલા " બધા સુદર ન બન્યા હોત તોપણ મ્હારા ભાઇ કઇ અહિથી " ન્હાસી ન જાત–તેઓ તો હવે બધાઇ ચુકયા છે–માટે આવી

" મોંઘવારીમા આવી નિર્જીવ બાબત માટે આટલો બધો સમય વ્ય-
" તિત કરવો સલામતી ભરેલુ નથી ? "

જયન્તિ ઉપર સ્વયસુધાએ માર્મિક પ્રહાર કરવા શરૂ કર્યા

" તે મ્હે એટલુ બધુ શુ કરી નાખ્યુ છે કે તું આવી રીતે
" મગલા ચરણમા જ મ્હને ઉડાવવાની વાત કરે છે ! શુ શરીર
" ઉપર વસ્ત્ર પણ ન પ્હેરૂ ! ત્હને આમા નવિન શુ જણાય છે ? "

જયન્તિએ પ્રત્યુત્તર વાળતા જણાવ્યુ

" મ્હને તો આ બધુ નવિન જ લાગે છે ! આવા સુદર વસ્ત્રાલકા
' ર આટલી બધી ટાપટીપથી આ અગાઉ ત્હે કોઇ દિવસ પહેર્યા
" હોય ત્હેવુ મ્હારા સ્મરણમા નથી ! પણ હોય બા ! આજનો અણ
" મોલા મ્હેમાન છે ને ? "

સ્વયંસુધા હસી પડી

" એમ તો એમ ! બોલ, મ્હારી ઇચ્છામા હોય ત્હેમ હું કરૂ
" એમા ત્હારૂ કઇ ચાલવાનુ હતુ ! સ્વયસુધા ? આ જ તો ત્હે મ્હને
" મજામા જ ઉડાવવા માડી છે ! પણ આ સારૂ ન કહેવાય ! " જય-
ન્તિ કઇક ચીડાઇ હોય ત્હેમ જણાઇ

" લે ત્યારે નહિ બોલુ ! ત્હને ન ગમતુ હોય તો હુ કઇ બોલ-
" બોલ કરવાને નવરી નથી ! ઘેર આવેલા મ્હેમાન સાથે વિનય તો
સારો બતાવવા માડયો છે ! "

સ્વયસુધા આટલુ બોલી મૌન થઇ રૂહી

+ + + + + +

મ્હારા વિચારોમા મગ્ન રૂહ્યો હું આ બન્નેની વાતચિત્ત પણ
સાભળી રૂહ્યો હતો તે તેઓને મૌન જોઇને, મ્હારા વિચારોની એકા-

અતાનો ત્હેમની વાતચિત્તથી ઉત્પન્ન થતો સાધારણ અવરોધ દૂર થવાથી ઉંડા વિચારોમા ઉતરી પડયો–વિચારોની તલ્લીનતા એટલી બધી વધી પડી કે હુ ત્યા બેઠા બેઠા સમાધિષ્ટ જ્હેવો થઈ ગયો અને મ્હારા મનની એવી સ્થિતિમા મ્હે તે ખંડમા એક અદ્ભુત દ્રશ્ય જોયુ –

" જયન્તિ અને સ્વયંસુધા મૌન બેઠા હતા, ત્હેમની સમીપ
" મ્હે એક શ્વેતવસ્ત્રથી અલંકૃત એક, વૃદ્ધ સાધુ પુરૂષને ઉભેલો
" જોયો આ વૃદ્ધ પુરૂષ જયન્તિના શીર્ષ ઉપર પોતાનો, એક હસ્ત
" રાખી કઇ શબ્દોચ્ચાર કર્યે જતો હતો અને ત્હેમ ત્હેમ ત્હેના તે
" હસ્તમાથી વિદ્યુતના જ્હેવા એક પ્રકારના પ્રકાશનો પ્રવાહ ઉત્પન્ન
" થઇ જયન્તિના શીર્ષમા (મષ્તિષ્ક) મા પ્રવેશ કરતો હતો' આ
" ક્રિયા હુ ધારૂ છુ કે દશેક મીનીટ ચાલુ રહી હશે ત્હેવામા એક
" બીજી પિત્તવર્ણના વસ્ત્રોથી અલંકૃત એક સાધ્વી સ્ત્રી જયન્તિની
" નજીક આવી અને ત્હેની છાતીના એક ભાગ ઉપર પોતાનો વામ
" હસ્ત રાખી કઇ શબ્દોચ્ચાર કરવા લાગી તે શુ બોલતી હતી
" તે ધ્વનિ મ્હારા સાભળવામા સ્પષ્ટ આવતો ન્હોતો, પરતૂ ત્હેના
" ઓષ્ટ હાલતા હોવાથી મ્હે માન્યુ કે તે કઇ બોલતી હતી–ત્હેના
" શબ્દોચ્ચારની સાથે ત્હેના વામહસ્તમાથી કેસરી રગના ચક્ચ
" કિત પ્રકાશનો પ્રવાહ ઉત્પન્ન થઇ જયન્તિના હૃદયમા પ્રવેશ કરતો
" હતો–હુ આ દ્રશ્ય જોતો દિગ્મૂઢ થતો હતો ત્હેવામા તો વળી એક
" નવુ દ્રશ્ય જણાયુ—

" સાધુપુરૂષ અદ્રષ્ય થયો અને સાધ્વી જયન્તિની સમીપ નીચે
" બેસી ગઇ ત્હેવામા એક રક્તવર્ણના વસ્ત્રોથી અલંકૃત, શરીરે કૃષ્ણ-
" વર્ણનો એક યુવાન્ અને નગ્ન પુરૂષ જયન્તિની નજીક હાજર થયો.

" ત્હેના એક હસ્તમા એક મ્હોટુ ભયકારક ત્રિશુલ હતુ અને તે
" ત્રિશુલ ઉપર સિંદુરના સાત ચાલ્લા કરવામા આવ્યા હતા ત્હેના
" બીજા હસ્તમા એક ખપ્પર હતું અને ત્હેમા કોઇ મનુષ્ય પ્રાણીનુ
" રૂધીર હોય ત્હેમ સ્પષ્ટ જણાતુ હતું આ દ્રષ્ય જોતા હુ કઇક
" અશે ભયભિત થયો તોયે હિમત રાખી જોતો રહ્યો એણે આવીને
" પોતાના ત્રિશુળ વડે જયન્તિના શીર્ષ ઉપર ઘા કર્યો અને હું ભય
" અને ત્રાસમા ચમકી ગયો-પણ મ્હારાથી જયન્તિની મદદે ત્યાથી
" ઉઠીને જઇ શકાયુ નહિ-કોણ જાણે કે મ્હે ઘણીયે મહેનત કરી
" પણ કઇ ના વળ્યુ-છેવટે નિરૂપાય થઇને જે બને તે જોયા કર્યું'
" ત્રિશુલનો જખમ જયન્તિના શીર્ષમા ઉંડો ગયો હશે એવી કલ્પના
' મ્હે કરી અને તે સાચી હતી, કારણ કે ને ત્રિશુલ એના મભિ
' જ્કમા ઉંડુ દાખલ થઇ ગએલુ હોવાથી પેલા ક્રૂર પુરૂષને પોતાના
" હાથમા પકડી રાખવાની જરૂર રૂહી નહોતી' ત્રિશુલના ઘાની સાથે
" જયન્તિના શીર્ષમાથી ઉષ્ણ રૂધીરનો પ્રવાહ વ્હેવા લાગ્યો અને જોત-
" જોતામા તો એનું આખુ શરીર અને એણે ખૂબ ઠાઠમાઠથી પહે
" રેલા વસ્ત્રાલકાર લોહીથી ખરડાઇ ગયા-રૂધીર જ્હેમ જ્હેમ નીક
" ળતું જતુ હતું ત્હેમ ત્હેમ પેલો ક્રૂર પુરૂષ આનદિત થતો નાચતો
" હતો અને રૂધીરને ઝીલી શકાય તેટલુ પોતાના ખપ્પરમા ઝીલતો
" હતો-રૂધીર વ્હી જશે અને જયન્તિ હમણા મરી જશે એ ભયથી
" હુ તે સ્થિતિમા બે બાકળો અને દિવાના જ્હેવો થઇ ગયો મ્હારૂ
" હૃદય ફાટવા લાગ્યુ અને હું બે ભાન થવા લાગ્યો પરતૂ આ
" દ્રષ્ય જોતા મ્હારા અવશેષ રૂહેલા જીવનને બચાવી લેવાની પરમા-
" ત્માની ઇચ્છા હશે ત્હેમ દ્રષ્યનો રગ બદલાયો-પેલો વૃદ્ધ પુરૂષ

" થોડી વારમા ત્યા પુન આવ્યો અને તરત જ પેલો ક્રૂર પુરૂષ
" પોતાનુ ત્રિશુલ જયન્તિના શીર્ષમાથી ખેચી કાઢીને જાણે તે સાધુ-
' પુરૂષથી તે અત્યત ભય ન પામતો હોય ત્હેમ ન્હાસી ગયો—પણ
" જતા જતા ત્હેના ખપ્પરમાનુ ઉષ્ણ રૂધીર મ્હારા શરીર ઉપર
" ઢૈ કતો ગયો અને તરત જ હુ મ્હારા જાગૃત મનની મૂળ સ્થિતિ
" ઉપર આવ્યો અને જોયુ તો જયન્તિ, સ્વયસુધા અને મ્હારા
" સિવાય ત્યા આગળ કોઇ પણ ન્હોતુ ' હુ ભ્રમમા પડી ગયો '
" આખો શાડી ફાડીને હુ તે દ્રષ્ય અને આ જાગૃત વ્યવહારની તુલના
" કરવા લાગ્યો મ્હે નિર્ણય કર્યો કે તે એક અદ્ભુત દ્રષ્ય હતુ—
" કઇક સ્વપ્ન જ્હેવુ હતુ—જયન્તિના જીવનમા પરિણમતી ઘટનાઓ
પૈકીની આ એક એવી ઘટના હતી ' હુ આસન ઉપરથી ઉભો થયો
અને જયન્તિ અને સ્વયસુધા બેઠા હતા ત્હેમની નજીક ગયો તેઓ
આનદથી વાતચિત્ત કરતા હતા મ્હે ત્હેમને ધારી ધારીને જોયા
જયન્તિના શીર્ષ ઉપર મ્હે હાથ ફેરવી જોયો સ્વયસુધાને ત્હે-
મ જ જયન્તિને મ્હારી આ ચેષ્ટાઓ નવિન પ્રકારની લાગી ત્હેમણે
મ્હને તત્પરત્વે અનેક પ્રશ્ન કર્યા, પણ મ્હે કઇ પ્રત્યુત્તર ન આપ્યો તેથી
ત્હેમના આશ્ચર્ય અને જીજ્ઞાસા વધતા ગયા હુ હજુ મ્હારી સપૂર્ણ જાગૃત
સ્થિતિમા આવ્યો ન્હોતો—મ્હારી આવી સ્થિતિ વિષે ત્હેમને કોઇ પ્રકારનો
ભયઅને ચિતા પણ ઉત્પન્ન થયા હોય ત્હેમ જણાતુ હતુ—પણ મ્હે
એમ્હની આવી ચિતાની વિશેષ દરકાર કરી નહિ ત્હેવામા નીચેથી
જયન્તિની માતા અમ્હને ભોજન માટે બોલાવવા આવી અમ્હે બધા
નીચે ગયા વીરસુખરાય સાથે બેસી ભોજનને ઇન્સાફ આપી નિવૃત્ત
થયા બાદ હુ ઉપર આવ્યો જયન્તિ પણ અડધા કલાક પછી ઉપર

આવી સ્વયંસુધા પરોસમા કોઇ બીજી બ્હેનપણીને મળવા ગઈ હતી જયન્તિ અને હુ એકાન્તમા હતા કલાકેક બીજી વાતો કર્યા પછી મ્હે કહ્યું
"શુ હુ બહુ ભણેલો છુ તેથી જ ત્હમે મ્હારા ઉપર આવો પ્રેમ
"રાખો છો પણ હુ ત્હમને પૂછુ છુ કે —"હુ બહુ ભણેલો છુ"
"એ શબ્દોથી ત્હમે શુ ક્હેવા માગો છો? ત્હમને ખબર છે
"કે આ જમાનામા જેઓ **ભણેલા** ક્હેવાય છે તેઓ કેટલીક
"બાબતોમા સાધારણ મનુષ્ય કરતા અમૂક પ્રકારની આવડતમા ઠ
"હોય છે" મ્હે મ્હારો નવો સિદ્ધાત રજુ કર્યો

"અરે! એમ તે હોય! આ વાત તે કઇ માનવા જ્હેવી છે?
"ભણેલો બેવકૂફ હોય તો પછી તે ભણેલો જ શાનો?"
જયન્તિ, મ્હારો સિદ્ધાત નાકબુલ કરતી જણાઇ

"ત્યારે આ જમાનાની એતો ખૂબી છે! આપણુ આજનુ
"ભ્હાપણ આવી અનેક ત્રુટિઓથી ભરેલુ છે અને એ જ કારણથી
"આપણા દેશની સર્વદેશીય પ્રગતિનો રોધ થઇ રહ્યો છે!"
મ્હે મ્હારો સિદ્ધાત વધારે આગ્રહ પૂર્વક ભાષામા રજુ કર્યો

મ્હારા આ શબ્દો સાભળીને જયન્તિ કઇક ગુચવાઇ હોય ત્હેમ જણાઇ, "હુ આ વાત બરોબર સમજી શકતી નથી, તો જરા
"વધારે સ્પષ્ટ શબ્દોમા ક્હો તો ઠીક!"

"હકીકત એમ છે કે આપણા આ સમાજમા જ્હેમને **ભણેલા**
"ક્હેવામા આવે છે તેઓ મ્હોટા ભાગે માત્ર **ચોપડીના કીડા**
"જ્હેવા હોય છે પાઠશાળાઓની પરીક્ષાઓમાથી પ્રસાર થવા માટે
"વાચનનુ રહસ્ય સમજ્યા સિવાય આખો મીંચી ગોખી મારેલી
"વાતો જગતમા જ્યા ત્યા અને પોતાના જે તે વ્યવહારમા જાહેર

"કરતા ફરે છે જ્ઞાન પ્રાપ્ત કરવા ગયેલા બેવકુફી વ્હોરી ઘેર પાછા
"ફરે છે શરીરની શક્તિ અને છાતીની હિમત કૉલેજોમા ગીરો મૂકી
"નાજુક પ્રકૃત્તિ અને તરંગી મન સાથે તેઓ જગતના મેદાનમા
"નીકળી પડે છે પાશ્ચિમાત્ય સુધારાનુ પુછડુ પકડયુ હોય તેતો વળી
"જુદુ ? ચારિત્ર્ય અને નીતિનો નાશ એ નફામા ? મ્હોટા ભાગે
"આપણા સમાજના યુવકોની આ સ્થિતિ હોય છે તો મુર્ખ
"જયન્તિ ! હુ તે બધામાનો એક જ્હેના ઉપર તુ આટલી બધી
"આસક્ત થઇ ગઇ છે, ત્હેની સાથે લગ્ન સબંધથી જોડાવાથી શો
"લાભ મેળવીશ વારૂ ? કારણ કે હુ પણ તે સર્વેમાનો એક હોઇ
"મ્હારી પણ મ્હે વર્ણવી એવી જ સ્થિતિ હશે ! અને લગ્નને માટે
"આવો એક પતિ શોધી કાઢવો એમા તો મ્હને ત્હારી મૂર્ખતા
"પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર થાય છે ?'

હુ, જયન્તિની માગણી પ્રમાણે મ્હારા વિચારો વધારે સ્પષ્ટ ભાષામા જાહેર કરી મૌન રહ્યો પ્રત્યુત્તરમા જયન્તિ બોલી "પણ
"કઇ બધા ભણેલા એવા જ થોડા હોય છે ? અને જો બધા ભણ-
"વાથી એજ સ્થિતિને પ્રાપ્ત થતા હોય તો આપણો સમાજ એટલો
"બધો મૂર્ખ નથી કે આ બધી પાઠશાળાઓને ચાલના દે-એ બધાને
"ખભાતી ન વાસે ?"

"પણ મ્હોટો ભાગ તો એવો ખરોજને ?" મ્હે પૂછ્યુ "તે
"હુ માનુ છુ—" જયન્તિ બોલી

"તો ત્હારે સાથે સાથે એમ પણ માનવુ જોઇએ કે હુ પણ
"તે મ્હોટા ભાગમાનો જ હોઇશ ?" હુ સ્મિત કરીને બોલ્યો

"એમ શા માટે ? કઇ કારણ ?"

"સ્પષ્ટ છે જુઓ, આપનુ શરીર સશક્ત છે આપની હિમત
"અજાયબ છે આપનુ ચારિત્ર્ય નિષ્કલક છે વિદ્વતા અને વિચા-
"રની આપની પ્રતિભા પ્રશસાપાત્ર છે–સક્ષિપ્તમા આપ, આપે
"વર્ણવી એવી કોઇ પણ પ્રકારની બેવકુફી વ્હોરીને ઘેર આવ્યા હો
ત્હેવુ જણાતુ નથી—અને વધારામા વળી આપનુ હૃદય, અત્યત ઉદાર
"અને વિશાલ છે એટલે આપે એ જ્ઞાન પ્રાપ્ત કરવામા કશુયે ગુમાવ્યુ
"નથી એટલે મ્હારે કશી ચિતા કરવા જ્હેવુ નથી—"

જયન્તિએ પોતાનો નિર્ણય જાહેર કરી, મ્હારી પ્રશસા કરી
"જયન્તિ ? તુ મ્હારી આ વૃથા પ્રશસા કરે છે ત્હે મ્હને જ્હેવો
"વર્ણવ્યો તેવો તો હુ નથી જ–માત્ર મ્હારા ઉપરના ત્હારા મમત્વે
"મ્હને આટલો બધો ઉમદા માની લીધો છે મ્હારા શરીરના બાહ્ય
"દેખાવ ઉપરથી તુ મ્હને સશક્ત સમજતી હોય તો ત્હેમા ત્હારી
"ગભીર ભૂલ થાય છે છેલ્લા ત્રણ વર્ષથી વૈદ્યો અને ડૉકટરોની દવા
"ઓના ડૉઝ પી, પીને મ્હારી જઠર પોતે એક ન્હાનુ સરખુ દવા
"ખાનુ બની ગઇ છે એ જઠરમા એક સાદા ચુર્ણથી માડીને વસત
"માલતી જ્હેવી ભસ્મના પડીકા હોમવામા આવ્યા છે **કવીનાઇ**
"**નથી** માડીને **ટૉનીક સીરપ** સુધીના બાટલાઓ એમા ખાલી
"કરવામા આવ્યા છે આ ઉપરથી ત્હને ખાત્રી થશે કે મ્હારૂ શરીર
"કેટલુ સશક્ત છે ? અને છાતીની હિમત એ પદાર્થ જો આ જીવ-
"નમા અસ્તિત્વ ભોગવતો હોત તો હુ નથી ધારતો કે આપણા સમા
"જમા થઇ રૂહેલા અત્યાચારોને હુ મુગે મ્હોએ અને શાન્ત દ્રષ્ટિએ
"જોઇ રૂહ્યો હોત ? ત્હેને દૂર નહિ કરી શકવાની ન્હારી નિર્માલ્યતા
"મ્હારી આ હિમત કેવા પ્રકારની છે ત્હેના સજજડ પૂરાવો છે ?

"વળી સાધારણ બાબતમા પણ મ્હારી હિમત તો એટલી બધી છે
"કે ગામ છોડી બહારગામ જવુ હોય તો સાથે એક બે સાથીઓ
"રાખવા પડે? એટલે મ્હારામા શી હિમત છે તે મ્હારૂ પોતાનુ
"મન જ જાણે છે અને હુ વિદ્વાન્ છુ, એવુ તુ જે કહી રહી છે
"તે વાત તો વળી તદ્દન અસત્ય છે? શેકસપીયર કે કાઉપરની
"કવિતાઓ ગાઇ બતાવવી તે કઇ વિદ્વતા નથી કાલીદાસ કે ભર્તૃ-
"હરિના શ્લોકો રાગડા તાણી ગાવા તેટલો જ કઇ વિદ્વતાનો અર્થ
"નથી—મ્હારા જેટલુ શીખેલા અને મ્હારા જેટલી પરીક્ષાઓ ઉત્તીર્ણ
"થયેલા અનેક યુવકો આ ગામમા વસે છે? પરજ્ઞાતિની વાત છોડી
"દઇએ તોયે આપણી જ્ઞાતિમા પણ એવા અનેક પડેલા છે એટલે તે
"હિસાબે મ્હારામા કઈ વિશેષતા નથી, તો પછી ત્હારો આવો
"મોહ મ્હારા ઉપર હોવો, એ ત્હારો દેખીતો પ્રમાદ છે?" હુ
આટલુ બોલી મૌન રહ્યો મ્હે, જયન્તિની ગેરસમજુત દૂર કરવા
મ્હારાથી બની શકયુ એટલી કોટિએ પ્રયત્ન કર્યો—

"જો કે હુ માનતી નથી તોયે ઘડીભર માની લઉં કે આપની
"આ બધી દલીલો વ્યાજબી છે, તોયે એક બાબત તો આપનામા વિશેષ
"જ છે અને તે એ છે કે આપનુ જીવન નિષ્કલક અને પવિત્ર છે
"અને હુ માનુ છુ કે તે વિરૂદ્ધ આપ કઇ પણ કહી શકો તેમ
નથી—"

જયન્તિના આ શબ્દોએ મ્હને દશેક મીનીટ સુધી ગુચવણમા
નાખ્યો મ્હારા જીવનની બધી ઉણપો હુ જાહેરમા મૂકી શકું ઉણપો
ન હોય તો એ ઉપજાવી શકું પરતુ આ ચારિત્ર્યના પ્રશ્નમા ન તો
કઇ કલ્પિત કલક ઉત્પન્ન કરી શકાય કે ન તો ચારિત્ર્યના બળ

વિરૂદ્ધ કઇ દલીલ કરી શકાય-કારણકે વિદ્યા, કલા અને જ્ઞાન કરતા ચારિત્ર્યની કિમત આ જગત્મા સૌથી વધારે છે અને તે ચારિત્ર્ય કલકિત કરવા કે કલકિત છે એવુ મનાવવા હુ હિમત નજ ભીડી શકુ છતા પણ મ્હે દલીલની ખાતર વળી એક નવો માર્ગ શોધ્યો—

"હુ નથી માનતો કે મ્હારૂ ચારિત્ર્ય કલકિત હોય, ત્હેમ નથી
"ઇચ્છતો કે તે ત્હેવુ થાય-તોયે તે ત્હેવુ કયા કારણથી હશે અથવા
"રહેશે ત્હેની ત્હમને ખાત્રી છે ? મ્હારા સબધમા વૃદ્ધાનારી
"પતિવ્રતા જહેવો તો ખેલ નહિ હોય ? જો કે હુ પોતે તો કઇજ
"કહી શકતો નથી ?"

"એટલે ?" જયન્તિએ સમજણ ન પડવાથી ફરીથી પૂછ્યુ —

"એટલે મ્હને પાપમા પડવાના કે પાપ કરવાના સયોગો જ
"નહિ મળ્યા હોય તેથી તો એવુ નહિ હશે ? કારણકે કેટલીક વખત
"એવુ બને છે ખરૂ ચોરી કરવી એ ભયકર પાપ છે, કુદરત ધર્મ
"વિરૂદ્ધ છે એવુ સમજી ચોરી નહિ કરનાર-ચોરી કરવાથી સરકા
"રમા દડ મળે છે એવુ સમજી ચોરી નહિ કરનાર-ચોરી કરવાથી
"સમાજમાની પોતાની પ્રતિષ્ટાને હાનિ પહોચે છે એવુ સમજી ચોરી
"નહિ કરનાર-ત્હેમ જ ચોરી કરવાની દીલમા ઇચ્છા હોવા છતા
"ઘાટ-પ્રસગ કે મોકળો નહિ મળવાથી ચોરી નહિ કરનાર, તે
"બધા મનુષ્યો દેખીતા પ્રમાણિક ( શાહુકાર ) છે પરતુ તે બધા
"પ્રમાણિકોમા ખરો પ્રમાણિક કયો છે, એનો નિર્ણય કરવાનુ કામ
"હુ ત્હમને જ સોપુ છુ સક્ષિપ્તમા આ દનીલનુ તાત્પર્ય એટલુ જ

" છે કે મ્હારૂ ચારિત્ર્ય નિષ્કલંક રહ્યુ છે તે ખરેખર શુ મ્હારી
" અંતઃકરણની સાચી પવિત્રતાને લઇને જ હશે ? અને જો ખરેખર
" એમ જ હોય તો જ મ્હારૂ ચારિત્ર્ય ખરૂ અને હુ ચારિત્ર્યવાન્
" ખરો—અને હુ ખરેખર એવો જ છુ, એવી ત્હમને ખાત્રી થતી હોય
" તો જ મ્હારા ઉપર આટલુ બધુ મમત્વ રાખજો, નહિતર નહિ "

હુ આટલુ બોલી મૌન રહ્યો.

" ત્યારે તે સબંધનો મ્હારો નિર્ણય હું જાહેર કરી દઉં ?
" વધારે શબ્દોમા નહિ, પરંતુ માત્ર થોડા જ શબ્દોમા હુ હિંમતથી
" જાહેર કરી શકુ એમ છુ કે, આપનુ ચારિત્ર્ય ઉચ્ચ કોટિનુ અને
" પ્રથમ પંક્તિનુ છે કુદરતના કાનુનોને માન આપીને ત્હેમ જ
" સમાજની વ્યવસ્થાનો સત્કાર કરીને આપ આપનું જીવન પવિત્ર
" રાખી રહ્યા છો—અને ત્હેને લીધે જ હુ આપના જીવનને કિંમતી
" સમજી ત્હેના ઉપર આટલુ બધુ મમત્વ ધરાવુ છુ મ્હારૂ એ
" મમત્વ અને મોહ આ જીંદગી સુધી કોઇ પણ ઉપાયે ટાળ્યા
" ટળશે નહિ " જયન્તિએ મ્હારા ચારિત્ર્ય વિષેનો પોતાનો અંતિમ
" નિર્ણય જાહેર કર્યો એ ત્હમારો ઉપકાર ! પણ જયન્તિ ? હજૂ
" પણ ત્હમારે મ્હારા જીવનની વધારે ખાત્રી કરવી ઘટે છે કોઇ
" કારણસર આકસ્મિક ઉત્પન્ન થયેલો મોહ, એક મૂર્ખ મનુષ્યમા
" પણ જ્ઞાનનો ભંડાર જુએ છે એક બેડોળ શરીરમા પણ
" સૌંદર્યનો ખજાનો માની લે છે—એક પાખંડી દુરાત્માને મહાત્મા
" સમજી નમસ્કાર કરે છે—રખેને ત્હમારૂ હૃદય એ ભ્રમણામા ત્હમારા
" ભાવિજીવનને ભયમા, આ નિયમો પ્રમાણે નાખી ન દે તે વિચા-
" રજો ઉપર વર્ણવ્યો એવો મોહ મનુષ્યને પક્ષપાતી બનાવે છે અને

" જે ચીજ જ્હેવી ન હોય ત્હેવો ત્હેનો ભાસ કરાવે છે " મ્હે જણાવ્યુ

" એનો વિચાર મ્હે કરી જોયો છે આપની આ ચેતવણી " માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છુ અને હુ આશા ' રાખુ છુ કે આપનુ ઉદાર અને વિશાલ હ્રદય એનો સ્વીકાર " કરશે ! " જયન્તિ બોલી

" મ્હારૂ હ્રદય ઉદાર અને વિશાળ છે ત્હેની ખાત્રી વળી " ત્હમને શી રીતે થઇ ? મ્હારી ઉદારતાનો અર્થ ત્હમે શો " કરો છો ? "

" એતો આપ ઉદાર છો એટલે કૂહેવાની જરૂર નથી ઉદારતા " જ્હેના અમૂલ્ય સદ્‌ગુણની વ્યાખ્યા મ્હાગ જ્હેની એક નાદાન છોકરી શી રીતે કરી શકે ? "

" તો પછી તે છોકરી મ્હને ઉદાર પણ શી રીતે કૂની શકે ? " જે સદ્‌ગુણનો સિદ્ધાત ત્હમે સમજી શકતા નથી તે સદ્‌ગુણ " અમૂક મનુષ્યમા અસ્તિત્વ ધરાવે છે એવો નિર્ણય ત્હમે શી રીતે " કરી શકો છો ? કોઇ પણ પદાર્થના જ્ઞાન સિવાય ત્હેની પ્રશસા " કરવી અશક્ય છે ! પછી આખો મીચી ગાડુ જ હાકો છો ? " હુ આ છેવટના શબ્દો સહ જ હસીને બોલ્યો

" સદ્‌ગુણોના સિદ્ધાતો નક્કી થયા ત્યા સુધી મનુષ્ય જીવનનુ અસ્તિ " ત્વ ન્હોતુ એવુ તો આપના કથનનું તાત્પર્ય નથી ને ? કુદરતના " કેટલાએક કાયદાઓ અને ભેદોનુ જ્ઞાન મનુષ્યને હમણા જ થવા " લાગ્યુ છે એ ઉપરથી શુ એમ કહી શકાય એમ છે કે કુદરતના

" કાયદા અમલમા નહોતા ? ઉદારતાની વ્યાખ્યા હું આપને જાહેર
" ન કરી શકુ તેથી શુ હું ઉદારતા અમૂક પ્રકારનો સદ્ગુણ છે એ
" હુ ન સમજી શકુ ? કાયદાનુ જ્ઞાન એ જુદી ચીજ છે અને એનો
" અમલ અનુભવ એ જુદી ચીજ છે ?" જયન્તિએ જણાવ્યુ.

" તે હુ માનું છુ—પરંતુ મ્હારૂ કયા પ્રકારનું આચરણ અને
" કયા પ્રકારની વૃત્તિઓને ત્હમે "ઉદારતા" ના નામથી સબોધો
" છો તે મ્હને સમજાવશો ખરા ? એટલુ જણાવો તો યે આપણો
" તત્પરત્વેનો ઝઘડો પતી જાય ! ! "

" તે હું સમજી શકુ છુ એટલુ હું આપને કહીશ હું માનું
" છુ કે ઉદારતા એ અંતઃકરણના આશિર્વાદ છે ઉદારતા તે કુદરતની
" તમામ પ્રકારની શક્તિઓને મનુષ્ય હૃદયમા રમણ કરવા આવી
" શકે તે માટે રાખેલુ સિંહદ્વાર છે આશા, ઉત્સાહ અને આત્મ
" વિશ્વાસ એ ઉદારતાના પ્રત્યક્ષ પ્રમાણ છે સત્ય ઉપરની પ્રીતિ અને
" સત્યનો સત્કાર કરવાની વૃત્તિ એ ઉદારતામાથી ઉત્પન્ન થયેની વિભુતિ
" છે, ઉદાર હૃયુ પરમાત્માનુ સિંહાસન છે અને કુદરતની અધિષ્ટાત્રી
" દેવી તે હૃદયમા પોતાના તંત્રમા અધિકારથી વિરાજે છે ઉદારતા
" એ આત્માનુ આકર્ષણ છે અને પ્રેમની પૂજાનો પ્રથમાંક છે, હૃદયની
" ઉદારતા વિના પ્રેમ એ સ્વપ્નવત્ છે-પ્રેમના સાચા ઝરણ તો ઉદાર
" હૈયામાથી જ ઉભરાય છે ઉદારતા મનુષ્યને સહનશીલ, સત્યનો અને
" સમાજનો સાચો સેવક બનાવે છે ઉદારતાની ગેરહાજરી તે હૃદયનો
" સંકોચ અને હૃદયનો સંકોચ તે, એક મનુષ્યની સ્વાર્થપટૂતા આ
" સ્વાર્થપટૂતાને લીધે મનુષ્યો મ્હોટો અને સાચો સ્વાર્થ ગુમાવી ન્હાની

" ન્હાની બાબતોમા પોતાના અમૂલ્ય જીવનને વિખેરી નાખે છે ઉદા-
" રતાને લીધે ત્હેના જીવનને જે લાભ મળ્યો હોત તે લાભ ત્હેના
" હૃદયસ કોચને લીધે ત્હેનાથી સદાને માટે દૂર થાય છે અને એનુ જીવન
" ખોદ્યો ડુંગર અને કાઢ્યો ઉંદર " એવી જાતના પરિણામને
" ભોગવે છે " જયન્તિને આ શબ્દો બોલતા ત્હેના કોમળ મુખને
વધારે પ્રમાણમા શ્રમ પડયો હોય ત્હેમ, અને આથી પણ કઇ
વિશેષ કહેવાનુ હોય એવુ જણાતુ હતુ તો યે શ્રમિત થઇને મૌન
રહી ગઇ હુ બોલ્યા ચાલ્યા વિના તે મુગ્ધ કુમારિકાની એ ચેષ્ટાઓ
જોઇ રહ્યો હતો તો યે અ તિમમા મૌનનો ભ ગ કરીને બોલ્યો ' હુ
" ધારૂ છુ કે આ ભાષણ કરવામા ત્હમે થાકી ગયા હશો એ શ્રમ
" ત્હમારી મુખમુદ્રા ઉપર પ્રત્યક્ષ જણાય છે ઉદારતાની આટલી બધી
" સુદર વ્યાખ્યા કરી તે પહેલા તો એમ જ કહેતા હતા કે ઉદાર-
" તાના સદ્ગુણની ચર્ચા કરવાની મ્હારા જ્હેવી નાદાન છોકરીમા કઇ
" પણ શકિત ન હોય તે પણ ત્હમારો અજબ ખેલ છે હુ તો માનુ
" છુ કે આવી સુદર વ્યાખ્યા હું પોતે પણ ન કરી શકુ ઉદારતા
" સ બધી ત્હમારે આથી કઇ વિશેષ કહેવાનુ છે ? " મ્હે પૂછ્યુ
" હા, જરાક થાક ખાવા દ્યો રડયુ મ્હારૂ મ્હો તો થાકી જ ગયુ ! "
જયન્તિએ શ્રમના ઉદ્ગાર કહાડયા

" તો આપણને ઉતાવળ નથી—બેઠા છીએ—આવુ સુદર
" ભાષણ સાભળવાનો લાભ આ જીદગીમા કઇ વારે વારે મળતો
" નથી એવુ સમજી નિશ્ચિતતા છે ! "

" હશે, હવે મશ્કરી ના કરો એમ માનો તો એમ—પણ
" અમ્હને જે યોગ્ય લાગશે તે વિચારો અમ્હે અમ્હારી ગાડીઘેલી

"ભાષામા જાહેર કર્યા વિના રૂહીશુ નહિ—અને કદાચ ભુલ થશે તો
"યે અહિ કોઇ બીજુ ઓછુ જ છે કે અમ્હને બનાવી જશે !"

"ત્યારે થવા દો ? ત્હમારી ઇચ્છાને માન આપવુ તે પણ
"અમ્હારી ફરજ છે !" હુ આટલુ બોલી જયન્તિના ઉદારતા પર-
ત્વેના વિશેષ ઉદ્દગારો સાભળવા તત્પર થઇ રૂહ્યો "ઉદારતા"
જયન્તિએ ઉદારતા સબધીનુ પોતાનુ અવશેષ રૂહેલુ ભાષણ શરીરના
અભિનય સાથે પુરા ઠાઠથી અને પ્રતિભા ભરી પરતુ મૃદુ અને મોહ-
ક્વાણીદ્વારા સમાપ્ત કરવા શરૂઆત કરી જણાવ્યુ "આત્મત્યાગની
"જન્મદાતા માતા છે અને તે દ્વારા ઉત્પન્ન થયેલ આત્મત્યાગ મનુષ્ય
"ને મનુષ્ય તરીકે જીવી લેવાનો અધિકાર આપે છે, અને જ્યા જ્યા
"આત્મત્યાગનો આવિર્ભાવ છે, ત્યા ત્યા એક મનુષ્ય, જગત્‌ના બધ-
"નોમાથી મુક્ત થઇ સ્વતત્ર થાય છે સક્ષિપ્તમા ઉદારતા વિના
"આત્મત્યાગ નથી અને આત્મત્યાગ વિના સાચી સ્વતત્રતા નથી
"અને મ્હે સાભળ્યુ છે એમ વેદાન્ત જ્હેને સાચી મુક્તિ કહે છે તે
"આ સાચી સ્વતત્રતાનુ બીજુ નામ જ છે કોઇ પણ મુક્ત મનુષ્ય
"કદી પણ પરતત્ર હોતો નથી તે વતિ આ સિદ્ધાતનુ સમર્થન કરે
"છે આપનામા સાચી સ્વતત્રતાનો પ્રેમ મ્હે જોયો છે, તેથી હું
"માનુ છુ કે આપ આત્મત્યાગી છો અને જો આપ આત્મત્યાગી
"છો, એવુ નિયમથી સિદ્ધ થતુ હોય તો આપનુ હૃદય ઉદાર અને
"વિશાળ છે તે એની મેળે સિદ્ધ થાય છે, અને આપના આવી
"વસેલા અનેક સદ્દગુણો આવી રીતે નક્કી કરી શકાય છે, એટને પછી
"હુ આપના ઉપર જે મમત્વ રાખી રૂહી છુ, મ્હારૂ તે મમત્વ અ-
"સ્થાને નથી એવી મ્હારી ખાત્રી છે અને જ્યા અતકરણનો નિર્ણય

"થયો ત્યા પછી જગત્ ઉપર પ્રમાદ શાનો ? અને પસ્તાવો શાનો?" જયન્તિએ પોતાનુ આ ન્હાનુ સરખુ ભાષણ સમાપ્ત કર્યું અને એની સમાપ્તિના માનમા એણે પોતાની હરિણુસમી સુદર આખો, મુગ્ધ પ્રેમની ખુમારીથી ઉન્મત્ત થયેલી આખો અને અ ત કરણના આદર્શની પાછળ બ્હાવરી બની ગયેલી આખોએ મ્હારા સામે પાચેક મીનીટ સુધી એકાગ્ર દૃષ્ટિએ જાણે હુ એનો વિધેય હોઉ અને તે મ્હારી વિધાયક હોય ત્હેમ જોઇ રૂહી એ આખોની આકર્ષક પ્રતિભાએ મ્હારા નયનો પર ભારે અસર કરી એની એ દૃષ્ટિમા અ ત કરણની ઉર્મીઓ, પ્રેમની મસ્તી અને મોહનો નિશો હતો અને તે બધા વાના તે દૃષ્ટિદ્વારા મ્હારા શરીરમા પ્રવેશ કરી મ્હારા આત્માને હલમલાવી મૂકતા હતા હુ જાણે મુર્છિત ન થઇ જતો હોઉ ત્હેમ મ્હારી આખો ભારે જણાવા લાગી અને કોણ જાણે કે કયા અદસ્યસત્ત્વ નીચે મ્હારા મનનો, તનનો અને બુદ્ધિનો અ કુશ હુ ગુમાવી રૂહ્યો હતો—ત્હેનો નિર્ણય મ્હારાથી મ્હારી આવી ડામાડોળ સ્થિતિમા થઇ શકયો નહિ ' હુ એક યુવક અને જ્હેના અ ત કરણમા વસી રૂહ્યા છે બ્રહ્મચર્યના મહા વ્રત—અને તે પળાયેલા વ્રતોમાથી જ્હેને પ્રાપ્ત થઇ છે, મનની અને તનની પરમપ્રતિભા, જ્હેનુ શરીર નિરોગી અને જગતના ક્ષુદ્ર વિષયોની લાલસામાથી મુક્ત છે—માત્ર થોડાક સમય ઉપર જ જ્હેનામા ઉત્પન્ન થયો છે થોડોક જ મુગ્ધ અનુરાગ ' ત્હેના ઉપર એક પદર વર્ષની છોકરી પોતાનો અજબ જાદુ અજમાવી રૂહી છે, તે શુ ઓછા આશ્ચર્યની વાત છે ' તે હતી એક મુગ્ધ કુમારિકા, પરતુ એમા એના આ શરીરના આકર્ષણો શા ? વિધાતાએ એને સૌદર્ય આપ્યુ હતુ પરતુ તે સૌદર્ય જાદુ ભર્યું હતુ ' ત્હેની મૃદુ વાણીમા પણ કોઇ

જાતની અજબ પ્રતિભા હતી ! અને એની મુગ્ધ આંખોમા પણ ન જીરવી શકાય એવી ઉગ્રતા હતી ! અને એના શબ્દે શબ્દમા સ્ફુરતાં સ્મિતહાસ્ય મ્હને એની સમક્ષ નૃત્ય કરાવતા હતા ! શરીરના સૌંદર્યને વળી ઓર પ્રમાણમા દીપાવવા ત્હેના શરીર ઉપરના વસ્ત્રાલકારો પણ અગત્યનો ભાગ ભજવતા હતા ! પ્રેમના પ્રવાહને ઉત્તેજન મળે અને એના આકર્ષણોને વધારે પ્રમાણમા વધારી શકાય એ હેતુથીજ જાણે ત્હેણે ગુલાબી રંગની કસબી કિનારવાળી અને વચ્ચે વચ્ચે લીલા રગની વેલબુટાવાળી સાડી પરિધાન કરી હોય ત્હેમ તે સાડી ત્હેના સુદર શરીર ઉપર ઘણી જ સુદર જણાતી હતી ! અને તે સાડી પરિધાન કરવાની ક્રિયામા પણ કલાને સ્થાન આપવામા આવ્યુ હતુ જે પ્રત્યક્ષ જણાતુ હતું !

એકદરે તે જ્હેમ સુદર હતી ત્હેમ વસ્ત્રાલકારની ટાપટીપથી પણ સુંદર બની હતી !

× × × ×

" ત્યારે ત્હમારો આ નિર્ણય અંતિમ છે એવુ સમજી મ્હારે
" પણ તે નિર્ણયને વશ થવુ જોઇએ, પરતુ જયન્તિ ! આ ઐહિકસુખ-
" વાદના જમાનામા મનુષ્યોને ડગલે અને પગલે દ્રવ્યની આવશ્યકતા
" રૂહે છે આપણા સાદા અને સરલ જીવનમા કલ્પિત જરૂરિયાતો
અને ઉપરનો આડબર વધી પડયો છે અને તે પણ એટલા બધા
" પ્રમાણમા કે જ્હેની ગણત્રી થઇ શકે નહિ ! વળી આપણી આ
" ટૂકી જીદગી તે બધી જરૂરીયાતો પ્રાપ્ત કરી શકાય તે અગાઉ
" નાશ પામે છે—આપણું જીવન જાણે એને માટે સૃજાયેલુ ન હોય
" ત્હેમ આપણે એ મીઠી કલ્પનાઓની પાછળ દિવસે જગતમા અને

"રાત્રે સ્વપ્નમા ભમ્યા કરીએ છીએ—અને તે ભ્રમણામાથી કોઈ પણ રીતે
"દ્રવ્યને ઉપાર્જન કરવાની ઇચ્છાનો જન્મ થાય છે કલ્પિત જરૂરી-
"યાતો બહુ વધારી મૂકવાથી દ્રવ્યની લાલસા પણ વધારે પ્રમાણમા
"પ્રબલ થાય છે અને જો દ્રવ્ય મળતુ નથી તો તે જરૂરીયાતો પૂરી
"પડી શકતી નથી અને તે જરૂરીયાતો પૂરી ન પડવાથી આપણા
"મનને દુ ખ થાય છે, ત્હારા પિતાશ્રી ધનિક હોવાથી તુ સુખ અને
"આરામમા ઉછરેલી છે અને ત્હેમ હોવાથી સ્વાભાવિકરીતે જ ત્હારી
"કલ્પિત જરૂરીયાતોનુ પ્રમાણ પણ વધારે પ્રમાણમા જ હશે મ્હારી
"કે મ્હારા પિતાજીની સ્થિતિ ત્હારી તે બધી જરૂરીયાતોને પૂરી પાડી
"શકે ત્હેવી નથી અને મ્હારી સાથે લગ્ન થયા પછી મ્હારા ગરીબ
"ઘરમા ત્હારી કેટલીએ જરૂરીયાતો પૂરી નહિ પડે અને ત્હેમ નહિ
"થશે તો ત્હે જે સુખ અનુભવ્યુ છે તેથી ત્હને એ સ્થિતિમા દુ ખ
"વધારે લાગશે ત્હે પ્હેરી છે એવી આ ગુલાબી રગની કિમતી
"સાડીઓ મ્હારા ગરીબ ઘરમા પ્હેરવાને મળવી મુશ્કેલ છે—મ્હારૂ જ્ઞાન
"કે મ્હારી વિદ્વતા ત્હારી આવી જરૂરીયાતોને માટે ઉપયોગી થઇ શકશે
"નહિ—અને ત્હારૂ હૃદય એ દુ ખથી દુ ખી રહેશે માટે હુ ત્હને
"હજૂ પણ ચેતાવુ છુ કે મ્હારામા અન્ય પ્રત્યેક વસ્તુઓ ત્હને મળી
"રહેશે, પરતૂ આ ઐહિક સુખવાદના જમાનાની પ્રધાન વસ્તુઓ
"જે દ્રવ્ય, અને ત્હેના વડે સાધ્ય થઇ શકતી નાના પ્રકારની જરૂરી
"યાતો, તે બને વાનાનો તો હમેશા ટોટો જ રહેશે માટે આ
"પ્રધાનપદાર્થોને માટે ત્હારે મ્હારી સાથેનો લગ્ન સબધથી જોડાવાનો
"વિચાર સદાને માટે બધ રાખવો જોઇએ આવી મ્હારી
"સલાહ છે!"

હુ આટલુ બોલી જયન્તિ સામે જોઈ રહ્યો

"એટલે આપને શુ મ્હારા આ વસ્ત્રાલકારના ઠાઠમાઠથી એમ
"જણાય છે કે મ્હારૂ હૃદય આ ઐહિક સુખવાદના જમાનાના
"પ્રાધાન્ય પદાર્થોનું પરમ ઉપાસક છે? જો આપે એવુ અનુમાન
"બાધ્યુ હોય તો કૃપા કરીને દૂર કરી દેશો મ્હારો આ બાહ્ય દેખાવ
"છે ત્હેવુ મ્હારૂ હૃદય એનુ જ લાલચુ છે તે વાત માનશો નહિ હુ
"સુખમા ઉછરી છુ તે વાત ખરી પણ મ્હે મ્હારી પ્રકૃત્તિને નાજુક
"કે શરીરને એશઆરામી બનાવ્યુ નથી–મ્હારો આ બાહ્ય ઠાઠ મ્હારા
"ખાસ શોખની ખાતર કે ઇરાદાપૂર્વક નથી–પરતુ મ્હારા પિતાની
"સ્થિતિ સારી હોવાથી સ્વાભાવિક રીતે મ્હારે એમ્હની પ્રતિષ્ટા પૂરતો
"આટલો દેખાવ રાખવો પડે છે અને એમાયે મ્હારો આજનો દેખાવ
"તો ફક્ત આપને જ માટે છે મ્હને આવી સ્થિતિમા જોવાથી આપનું
"હૃદય ખુશ થાય એટલો જ એનો હેતૂ છે?"

જયન્તિ આ ઉપરાન્ત કઇ વિશેષ બોલવા જાય તે અગાઉ હું વચ્ચે બોલી ઉઠયો "એટલે શુ ત્હમે મ્હને આવા બાહ્ય આકર્ષણોથી 'મુગ્ધ બનાવવા માગો છો? ત્હમારા આ શબ્દોનો અર્થ તો માત્ર "આટલો જ થાય છે?"

"નાજી!" જયન્તિ પ્રત્યુત્તર આપતી બોલી "આપનુ એ
"સમજવુ ભૂલભરેલુ છે–મ્હારા શબ્દો ઉપર આપ વિચાર કરી જોશો
"તો આપને અવગત થશે કે આપે મ્હારા શબ્દોનો અર્થ જુદી
"રાતે કર્યો છે આકર્ષવુ અને પ્રસન્ન કરવુ એ બન્તે ક્રિયાઓ ભિન્ન
"ભિન્ન છે મ્હારો આ ઠાઠ આપની પ્રસન્નતા માટે છે, આકર્ષણુ
"માટે નહિ–આપના હૃદયને માટે છે, આપની આખોને માટે નહિ–

" આપના જહેવા મહાનુભાવ પુરૂષની સમક્ષ મ્હારે આપનું ચિત્ત
" પ્રસન્ન થાય એવા દેખાવમા જ આવવુ જોઇએ—આવા દેખાવ એતો
" હૃદયના દાન અને ઉપહાર છે, અને પ્રત્યેક કુમારિકાના હૃદયમા
" આવી હોશ હોય છે પરતુ આપે એનો આવો અર્થ કરી મ્હારા
" હૃદયને દુખ ન કરવુ જોઇએ ?"

મ્હારા શબ્દોથી જયન્તિના હૃદયને કઇક આઘાત્ પુહોચ્યો હોય ત્હેવુ ત્હેના આ શબ્દો ઉપરથી મ્હને લાગ્યુ આથી મ્હે એનો એ આઘાત દૂર કરવાનો પ્રયત્ન કર્યો

" તે ગમે ત્હેમ હો," હુ બોલ્યો " પરતુ સાદાઇ અને સરલતા
" તે બે વાના મ્હને વધારે ગમે છે ત્હમારો આ ઠાઠમાઠ મ્હારી
" આખોને આજી નાખે છે, પરતુ મ્હારા હૃદયમા એની કૃત્રિમતા
" પ્રત્યક્ષ થાય છે ! આપણા સમાજમા ત્હમારા વયની કુમારિકાઓ
" આવા બાહ્ય દેખાવોને અથવા શરીરની આવી ટાપટીપને સૌદર્યનુ
" સાધન સમજે છે, પરતુ આના કૃત્રિમ દેખાવો તે સૌદર્ય નથી—
" સાચુ સૌદર્ય તે જુદી ચીજ છે આ હૃદય અન આત્માની પ્રતિભા
" વિના કોઇ સૌદર્ય કદીયે દીપે છે ખરૂ ? અને હૃદયમા સૌદર્ય
" ન હોય તો કોઇ પણ સ્ત્રીના શરીર ઉપર સૌદર્ય પ્રકટ થઇ શકે
" છે ખરૂ ?"

" ના, કદી પણ નહિ—સૌદર્યની વ્યાખ્યા આપણા સમાજમા
" ઉલટી રીતે થવા લાગી છે—અને હુ તે માનુ છુ, તોયે આપને પુછુ
" છુ કે હૃદય અને આત્મામા સૌદર્ય હોય અને ત્હેને લીધે શરીર
" દીપી ઉઠતુ હોય, ત્હેને આવી આ બહારની ટાપટીપથી કઇક વધારે
" ઉત્તેજન મળે ખરૂ કે નહિ ? આ વસ્ત્રો અને અલકારો તે શરીરને

"વધારે પ્રમાણમા ખીલવી શકવા સમર્થ થાય કે નહિ?"
"જયન્તિએ પૃછ્યુ—

"ઉત્તેજન મળે ખરૂ, પરતુ એમ કરવાની જરૂર રહેતી નથી–
"અને વળી મ્હારૂ તો એવુ ધારવુ છે કે એમ કરવામા પોતાની કઇ
"શારીરિક અપૂર્ણતા ઉપર ઢાંક પીછોડો કરવાનો હેતૂ હોય છે–
"જહેવી રીતે દુર્બલ શરીરનો મનુષ્ય પોતાની દુર્બલતા છૂપાવવા
"વધારે પ્રમાણમા વસ્ત્રો પૂહેરે છે એવુ!!" હુ આ શબ્દો બોલીને
"હસી પડયો અને હસતો હસતો બોલ્યો "હશે, તે ગમે
"ત્હેમ હો, પરતુ આપણે મુદ્દાની વાત છોડી આવી
"નકામી ચર્ચામા ઉતરી પડયા એ ઠીક નહિ–હવે મ્હારો
"પ્રશ્ન એટલો જ છે કે ત્હમારી આવા પ્રકારની જરૂરીયાતો પૂરી નહિ
"પડે તો ત્હમારા હૃદયને દુખ નહિ થાય?" હુ શો પ્રત્યુત્તર મળે
છે તે સાભળવા જીજ્ઞાસુ બન્યો

"ના, જરાયે નહિ, કારણ કે હુ મ્હારી એ જરૂરીયાતો ઓછી
"કરી શકુ એટલી શક્તિ ધરાવુ છુ અને આપના જહેવા જ્ઞાનયુક્ત
"સમર્થ મનુષ્યના આશ્રયે આવ્યા પછી, મ્હને એવા પ્રકારનુ દુખ
"પડશે એ વાત હુ માની શકતી નથી–"

અમ્હારી આ ચર્ચા આથી પણ વધારે લબાઈ હોત પણ એટ-
લામા, સ્વયસુધા અને જયન્તિની માતા તેઓ બન્નેએ તે ખડમા
પ્રવેશ કર્યો–માતાને જોઇને જયન્તિ એકદમ શરમાઇને બેઠી હતી
ત્યાથી ઉભી થઇ ગઇ–અને તેઓ બન્નેને લેવા સામે ગઇ–હુ પણ
કંઇક એવી અસરમા લેવાયો અને આડી દ્રષ્ટિ રાખી બીજી તરફ
જોઇ રહ્યો

સ્વયસુધા મ્હારી નજીક આવીને હસતી હસતી બોલી "કેમ "વ્હાલાભાઇ ? તબીયત તો મજામા છે ને ? હુ તો પેલી મનોરમાને "ત્યા જઇ આવી ? ત્હમે શુ કરતા હતા ?"

પ્રત્યુત્તરમા હુ મૌન રહ્યો પણ સ્વયસુધા મ્હારા મૌનથી મ્હાત થઇને મૌન રહી જાય ત્હેવી ન્હોતી ! ત્હેણે મ્હને મૌન જોઇને આગળ ચલાવ્યુ "પણ ત્હમે ઠરી કેમ ગયા છો ? કઇ બોલો તો ખરા કે "અમ્હે અહિ આ કરતા હતા ! મ્હે તો વગર પૂછ્યે કહી દીધુ કે "હુ ક્યા જઇ આવી !"

"તે ત્હારો મ્હોટો ઉપકાર ? હુ અહિ બેઠા કઇ વાચન, કઇ "વિચાર અને કંઇક મનનમા પડયો હતો ? "મ્હે ટૂકામા પતાવ્યુ "સારૂ ?" સ્વયસુધાએ માર્મિક ઉદ્દગાર ક્હાડયો અને મૌન રહી સ્વયસુધા ત્યારબાદ મ્હારી પાસેથી ખસી અને મહાલક્ષ્મીને સામે લેવા ગયેલી જયન્તિ, મહાલક્ષ્મીની સાથે મ્હારી તરફ આવતી હતી, ત્હેનો એક હાથ પકડીને એક બારી પાસે ખેચીને લઇ ગઇ આવી રીતે જયન્તિ અને સ્વયસુધા તે ખડમા એક બારી પાસે જઇને ઉભા રહ્યા અને હસતા હસતા વાતો કરવા લાગ્યા–ત્હેમની કોઇ પણ વાત ધીમે સ્વરે થતી હોવાથી મ્હારા સાભળવામા આવી નહિ, માત્ર ત્હેમના હસવાનો અવાજ મ્હારા કાન ઉપર વારેવારે અથડાતો હતો મહા-લક્ષ્મી મ્હારી પાસે આવીને ઉભા રહ્યા અને મ્હે આસન લેવા સુચના કરી તોયે ઉભા ઉભા બોલ્યા "કેમ, તબીયત તો મજામા છે ને ?" "મ્હે કહ્યુ "હા, હમણા છેલ્લા છ માસથી મ્હારા શરીરની સ્થિતિ "સારી રહે છે, જે ત્હમારા જાણવામા છે–પણ ત્હમે ઉભા રહો એ "ઠીક નહિ, આ સામેની ખુરશી ઉપર બેસી જાઓ તો સારૂ–"

મ્હેં એમ્હને ફરીથી આસન લેવા સુચના કરી

"ના, હુ તો હમણા બહાર જાઉં છુ એટલે બેસવાની જરૂર
"નથી–હું તો માત્ર આપની પાસે આપની કુશલતા ત્હેમજ આપને
"અહિ ગમશે કે નહિ તે પૂછવા આવી હતી–હા, પણ એક વાત
"સ્મરણમા તાજી થઇ આવી છે તે હુ પૂછી લઉં છુ! વારૂ, જય-
"કિશોરનો મુબાઇથી હમણા કઇ પત્ર હતો ખરો?" મહા-
લક્ષ્મીએ પૂછ્યુ

"ના, છેલ્લા ત્રણ માસથી હુ અનેક પત્ર લખીને થાક્યો, પરતુ
"ત્હેના તરફથી ત્હેનો કઇજ પ્રત્યુત્તર નથી–ત્હેમજ લખેલા પત્રો
"પાછા પણ ફરતા નથી, એટલે ત્હેને પત્રો તો મળે છે, પરતુ તે
'ઇરાદાપૂર્વક પ્રત્યુત્તર આપતો નથી ત્હેમ સિદ્ધ થાય છે? કોણ
"જાણે કે તે આમ કેમ કરતો હશે? મ્હને પણ એની ઘણી ચિતા
રૂહ્યા કરે છે?"

"એના ઘેર પણ આવુ જ છે એની માતા ઉપર પણ ત્રણ
"ચાર મહિનાથી એનો એક પણ પત્ર નહિ આવતો હોવાથી તે
"બિચારી હમેશા ચિતાતુર રૂહે છે–આપને અહિ આવેલા સાભળી
"ત્હેણે આ સમાચાર ખાસ પૂછાવ્યા છે, પણ આપના ઉપર પણ
"હજૂ પત્ર નથી, તે સાભળીને તો બિચારીના હૃદયનુ દુખ ઘણુજ
"વધી પડશે? આ પુત્ર ખરો કે વૃદ્ધ માતાના હૃદયની પણ દયા ન
"રાખે! તે આમ કેમ કરતો હશે?" મહાલક્ષ્મીએ કહ્યુ

"તે તો પરમાત્મા જાણે–પણ જયકિશોર! એટલોબધો નિષ્ઠુર
"નથી કે તે ખાસ કારણ સિવાય પત્રવ્યવહારના સબધમા આવી
"બેદરકારી બતાવે? પછી તો એના હૃદયની વાત એના હૃદયમા?"
મ્હે જણાવ્યુ

" ત્યારે આપ એમ ન કરો ? " મહાલક્ષ્મીએ પૂછ્યુ

" શુ ? "

" આપનો કોઇ વિશ્વાસુ અગતમિત્ર મુબાઇમા હોય ત્હેની માર-
" ફતે ત્હેના સબધમા તપાસ કરાવી તે આજકાલ ત્યા શુ કરે છે
" ત્હેમજ ક્યા કારણસર પત્ર લખી શકતો નથી, ત્હેના સત્તાવાર
" સમાચાર મેળવવાની ગોઠવણ ન કરો ? આટલુ થાય તો એની
" માતાની ચિતા ઓછી કરી શકાય ? "

" તે કામ, હુ તરતજ કરી દઇશ મ્હારા એક બે અગત
" મિત્રો ત્યા છે, ત્હેમને હું આજે ને આજે લખી દઇશ અને આશા
" રાખુ છુ કે તે સમાચાર મ્હને બે ચાર દિવસમા મળી જશે–
" સમાચાર મળી જવાથી આપણે ત્હેની માતાને મળી ત્હેના હૃદયને
" આશ્વાસન આપી શકીશુ ! "

" ત્યારે તે જરૂર કરશો–લ્યો હું જાઉં છુ–નીચે મ્હે મ્હા તૈયાર
" કરવા જણાવ્યુ છે તે પ્રમાણે હમણા આવી જશે–મ્હારે જરા
" તાકીદનુ કામ હોવાથી હમણાને હમણા બહાર જવાનુ હોવાથી
" જાઉ છુ–છતા ત્હેમા અવિવેક થતો હોય તો માફ કરશો– "

" એમા અવિવેક શાનો ? ખુશીથી જાઓ–" મ્હે જણાવ્યુ
મહાલક્ષ્મી ત્યારબાદ તે ખડ છોડી ચાલ્યા ગયા

× × × × ×



# પ્રકરણ ૯

---

## જયન્તિનું જીવન.

જયન્તિની માતાના ગયા પછી, જયન્તિ અને સ્વયસુધા બારી પાસેથી ખસીને મ્હારી નજીક આવ્યા અને મ્હારી સામે એક કોચ ઉપર બેસી ગયા-મ્હે ત્હેમનુ "બેસો" એ શબ્દો બોલીને સ્વાગત કર્યું-જયન્તિ અને સ્વયસુધા પ્રસન્ન ચિત્ત હતા અને વારેવારે અરસ્પરસ સ્મિત કરી જતા હતા, ત્હેમની એ ચેષ્ટામા મ્હને પણ એક પ્રકારનો આનદ મળ્યો અત્યારસુધી મ્હે જયન્તિના જીવનમા પરિણમતી અદ્ભૂત ઘટનાઓનુ રહસ્ય જાણી લેવાનો કઇ જ પ્રયત્ન શરૂ કર્યો ન્હોતો, તે વાત મષ્તિષ્કમા તાજી થઇ આવી, આથી મ્હે બીજી બધી વાતો છોડીને શરૂઆતમા આ સબધમા તપાસ કરવાનો નિર્ણય કર્યો-અને ત્હેનો અમલ પણ તરત જ કર્યો

"સ્વયસુધા !" મ્હેં બોલવુ શરૂ કર્યું "આપણે અહિયા જે "મુખ્ય કારણસર આવ્યા છીએ ત્હેના સબધમા આપણે હજુ કઇ "પણ કરી શક્યા નથી ! જો અત્યારે બે વાગ્યા છે અને ત્રણ ચાર "કલાક પછી સુર્યાસ્ત થશે વળી રાત્રિ આવશે અને એવી રીતે "દિવસો પૂરા થશે, અને જે વાત ખાસ અગત્યની છે તે આગળ "લબાશે, માટે મ્હારો એવો વિચાર છે કે આપણને અત્યારે જે "એકાત મળી છે ત્હેમા બીજી બધી વાતો છોડીને એ જ વાત ઉપર "લક્ષ્ય આપીએ તો વધારે સારૂ ! બોલ, ત્હારો શો વિચાર છે ?" મ્હે સ્વયસુધાનો અભિપ્રાય માગ્યો.

" હુ તે વાતમા અત્યારે પણ સમ્મત છુ–ત્હમારે તે તપાસ જે
" રીતે શરૂ કરવી હોય તે રીતે શરૂ કરી દ્યો–જયન્તિ પણ તૈયાર જ
" છે ? " સ્વયસુધાએ જણાવ્યું.

સ્વયસુધાની સમ્મતિ મળી જવાથી મ્હે જયન્તિને સબોધીને પૂછ્યુ " જયન્તિ ! ત્હમારા જીવનમા કેટલીક અસામાન્ય અદ્ભૂત
" ઘટનાઓ પરિણમે છે અને ત્હેમાની કેટલીક અદ્ભૂત ઘટનાઓનો
" ઇતિહાસ મ્હે ત્હમારા પિતાદ્વારા જાણ્યો છે–ત્હમારા પિતાએ આ
" ઘટનાઓ કયા કારણથી ઉપસ્થિત થાય છે અને ત્હેનુ શુ પરિણામ
" આવશે તે જાણી લઇ ત્હેમને જાહેર કરવાની ફરજ મ્હારા ઉપર
" નાખી છે, અને મ્હારૂ તથા સ્વયસુધાનુ અમૂક દિવસો માટે અત્રે
" આવવાનુ મુખ્ય કારણ આ છે–હવે જ્યારે આ ફરજ મ્હારા ઉપર
" આવી પડી છે અને મ્હે તે ભેદો શોધી કાઢવાનુ વચન આપ્યુ
" છે, તો મ્હારે તે સબધમા યોગ્ય તપાસ કરવી જોઇએ અને ત્હેની
" શોધના સંબધમા ત્હમારી પાસેથી આવશ્યક સહાય મ્હને મળવી
" જોઇએ–હુ આશા રાખુ છુ કે ત્હમે તે વિષયમા ત્હમારાથી બનતી
" સહાય મ્હને અવશ્ય કરશો ? "

હુ આટલુ બોલી મૌન રહ્યો

" શામાટે નહિ ? હુ આપની આજ્ઞાને આધિન છુ, પરતુ મ્હને
" આશ્ચર્ય એજ થાય છે કે આપ આ સબધમા કયા પ્રકારે તપાસ
" કરવાના છો ? આ કઇ એવી જગત્ વ્યવહારની ઘટનાઓ નથી
" કે જે આપ સાધારણ પ્રયત્નથી શોધી શકો ? આ તો કઇક માયાવી
" ઇદ્રજાળ જ્હેવુ છે ! ! "

જયન્તિએ જણાવ્યુ

"મ્હારી તપાસના માર્ગો ત્હમને મ્હારા પ્રયોગો જોઇને એની
"મેળે અવગત થશે–અને આવી બાબતો જ્યારે અસાધારણ છે,
"તો મ્હારો પ્રયત્ન પણ અસાધારણ અને અવિશ્રાન્ત જ હશે–
"એટલે તે સંબંધમા કંઈ ચિતા જ્હેવુ નથી—" મ્હે જયન્તિને
તે રહસ્ય જાણી લેવાના મ્હારા પ્રયત્નો કેવા અવિશ્રાન્ત હશે ત્હેની
ખાત્રી આપી "તો આપને યોગ્ય લાગે તે રીતે પ્રયત્ન શરૂ કરી
દ્યો–હુ મ્હારા અગત અનુભવો જેટલા સવિસ્તર જોઇતા હશે
તે પૂરા પાડીશ–" જયન્તિ આટલુ બોલીને ત્યાથી ઉઠી અને
નીચે ગઇ—

જયન્તિ નીચે કેમ ગઇ હતી ત્હેનુ કારણ હું અને સ્વયસુધા
સમજી ગયા હતા એટલે અમ્હોએ ત્હેને નીચે જતા કોઇ પણ પ્રકાર
ની પૃચ્છા કરી નહિ થોડીવારમા તો તે પાછી ફરી સાથે મહારાજ
ચ્હા લઇને ઉપર આ યો હતો જયન્તિના હાથમા એક રેશમી રૂમાલથી
બાધેલુ મ્હોટુ પોટકુ હતું અને ત્હેની અદર ત્હેણે સાચવી રાખેલા
કોઇ અગત્યના કાગળો હોય ત્હેવુ જણાતું હતુ જયન્તિ અને સ્વય-
સુધાની સાથે મ્હે ચ્હાને ઇન્સાફ આપ્યો અમ્હોએ ચ્હા પી લીધા
બાદ મહારાજ નીચે ગયો જતી વખતે જયન્તિએ મહારાજને સુચના
કરી કે ગતના સાત આઠ વાગ્યા સુધી કોઇ પણ મનુષ્ય મ્હને મળવા
મ્હારી પાસે ઉપર આવે તો આવવા દેશો નહિ માતા પિતાને પણ
ક્હેશો કે અમ્હે ત્રણે જણ એકાન્તમા કઇ અગત્યની બાબતના
વિચારમા છીએ માટે ઉપર જશો નહિ—મહારાજ એ સુચનાને મ મત
થયો અને કોઇ પણ મનુષ્ય પોતાની હાજરીમા ઉપર નહિ આવી
શકે એવી ખાત્રી આપીને ચાલ્યો ગયો અને ત્યારબાદ અમ્હે ત્રણ જણ

એકાનમા પડયા જયન્તિએ તે આરામગૃહનુ મુખ્ય દ્વાર બધ કરી દીધુ અને ત્યારબાદ નિશ્ચિત થઇને કૉચ ઉપર બેઠી સ્વયસુધા પણ એની જોડેજોડ બેઠી—હુ જે પોટકા સામે જીજ્ઞાસુ થઇને જોઇ રહ્યો હતો, તે પોટકુ જયન્તિએ બેચાર મીનીટમા છોડયુ અને મ્હારૂ તથા સ્વયસુધાનુ ધ્યાન તે તરફ ખેચાયુ—

જયાન્તએ પોટકુ છોડયા પછી બોલવુ શરૂ કર્યું

" મ્હારા જીવન સબધની જે હકીકત આપ જાણવા માગો છો
" તે આ પોટકામાના મ્હારા ઉપરના અમૂક પત્રો, ત્હેમ જ મ્હારી
" નોધ ઉપરથી આપને જાણવાનુ સરલ થઇ પડશે મ્હારી બારવર્ષની
" ઉમ્મરે એક વખત હુ મ્હારા આરામગૃહમા સુતી હતી તે વખતે
" એક અપરિચિત વ્યકિતએ એક પત્ર મ્હને આપ્યો—આ પત્ર મ્હે
" તે સમયે પૂરેપૂરો વાચી લીધેલો, પરતૂ તે સમયની મ્હારી સાધા
" રણ બુદ્ધિને લીધે હુ તે સમજી શકેલી નહિ, પરતૂ ત્યાર પછીના
" વર્ષોમા તે પત્ર પુન પુન વાચીને ત્હેનો અર્થ સમજી શકી છુ,
" જે વ્યક્તિએ તે પત્ર મ્હને આપ્યો હતો તે વ્યકિત ત્યાર પછીના
" વર્ષોમા મ્હને સ્વપ્નમા ત્હેમ જ જાહેર જગતમા અવારનવાર જોવામા
" આવી છે, પરતૂ તે પોતે કોણ છે ત્હેની કઇ પણ સવિસ્તર
" હકીકત મ્હારી પૃચ્છા અને જીજ્ઞાસા હોવા છતા જાણવામા આવી
" નથી–માત્ર ત્હેણે પોતાનુ નામ "વિશુદ્ધાનદ" તરીકે જાહેર
" કરેલુ છે।" અને તે વિશ્વવિભૂતિનો શિષ્ય છે " જયન્તિ આટલુ બોલી મૌન રહી સ્વયસુધા અને હુ આ એની અદ્ભુત જીવનની ઘટનાઓની પ્રારભ કથા શરૂ થયેલી જોઇને આશ્ચર્ય ચકિત થવા લાગ્યા અને સાથે સાથે જીજ્ઞાસા પણ ઉશ્કેરાવા લાગી.

" જુઓ ત્યારે તે પત્ર હું આપને વાચી સભળાવુ છુ તે
" સપૂર્ણ ધ્યાન આપીને સમજશો. કારણ કે મ્હારા જીવનમા
" પરિણમતી તમામ અદ્‌ભુત ઘટનાઓનો આરભ આ પત્રથી
" શરૂ થયો છે."

" જયન્તિએ આટલુ બોલીને તે પત્ર પોટકામાથી બહાર કાઢ્યો
અને અમ્હારૂ ધ્યાન ખેચીને વાચવો શરૂ કર્યો—

" કુસુમમાલતી

" તું કઇક સમજતી થઇ છે, એવુ સમજી જે સમજદ્વારા ત્હારે
" ત્હારૂ આ સમસ્ત જીવન વ્યતિત કરવાનુ' છે, તે સમજણના પદાર્થ
" પાઠ મ્હારે ત્હને શીખવવા પડશે ત્હારે શુ સમજવાનુ છે, ત્હેનો
" નિર્ણય ત્હારાથી ન થઇ શકે, પરતુ અમૂક સત્યો સમજવા જ્હેવા
" છે, તે વાત તો તુ સારી પેઠે સમજી શકીશ મનુષ્ય જીવનની
" અત્યત ગુહ્ય અને ઉપયોગી બાબતો મ્હને ત્હારા ઉપર અતરનો
" પ્રેમ, સદ્‌ભાવ અને ત્હેને લીધે ખાસ પક્ષપાત હોવાથી હું ત્હને
" આ પત્રદ્વારા સમજાવીશ પણ ત્હને પ્રશ્ન થશે કે હુ તે કોણ?
" હુ એવો કોણ છુ કે જ્હેને ત્હારા ઉપર આટલો
" અતરનો પ્રેમ અને એના અગે આવો પક્ષપાત રાખવો પડે છે!
" અથવા મ્હારો આ પ્રેમ ત્હારા જ્હેવી નાદાન કુમારિકા માટે કેવા
" પ્રકારનો છે? આ પત્ર જે સમયે ત્હને મળશે તે વખતે ત્હારામા
" આ હકીકતો સમજી લેવાની શક્તિ નહિ જ હશે અને ત્હેમ હોવાથી
" વિના અધિકારી કુમારિકાને આવો પત્ર લખવો એ પણ પ્રથમ
" દર્શને સામાન્યબુદ્ધિ પણ કબુલ કરી શકે એવો પ્રમાદ છે—છતા

" હુ ત્હારા સરલ અને કાચા મગજ ઉપર આટલો બધો બોજો નાખી
" રહ્યો છુ, એ પણ ન સમજી શકાય એવો પ્રશ્ન છે છતા તે હેતૂ
" શુન્ય નથી–એમ કરવામા પણ મ્હારો ખાસ હેતૂ છે, પરતુ અત્રે તે
" હેતૂ હુ વ્યક્ત કરતો નથી–સયોગો અનુકુળ હશે અને તુ ધીમે
" ધીમે વિચાર કરી જોઇશ તો તે હેતૂ ત્હને ક્રમે ક્રમે સમજાયા વિના
" નહિ રૂહે–પછી તો ત્હારી જ્હેવી પાત્રતા ! હુ પોતે એક એવી
" વ્યક્તિ છુ છે મ્હને ત્હારા જીવનને ઉચ્ચ પ્રકારનુ બનાવવાનો ખાસ
" મોહ છે અને જે સિદ્ધાતો અન નિયમો મ્હે હિમગિરિના એકાન્ત
" પ્રદેશોમા નક્કી કરી લીધા છે, તે નિયમો સાચા છે કે ખોટા ત્હેના
" પ્રયોગ કરી જોવા માટે મ્હે ત્હને મ્હારા પાત્ર તરીકે સ્વીકારી છે–
" ત્હને મ્હે મ્હારા જીવનની શિષ્યા કરી છે !!!

" તે ઉપરાત હુ જાહેર જગતના નિયમ પ્રમાણે ત્હારો એક
" સબધી છુ અને ત્હારૂ નામ " જયન્તિ " હોવા છતા મ્હે ફક્ત
" મ્હારા ઉપયોગને માટે ત્હારૂ નામ " કુસુલમાલતી " પાડ્યુ છે !
" મ્હારા પ્રયોગો ત્હારા ઉપર શરૂ થશે, ત્હારે ત્હને વિધવિધ પ્રકારના
" અસામાન્ય અનુભવો થશે, માટે એવી સ્થિતિમા તુ કોઇ પણ પ્રકારે
" ભયભિત થઇશ નહિ અને તું ત્હારા સમસ્ત જીવનનુ સર્વ દેશીય
" કલ્યાણ ઇચ્છતી હોય તો ત્હારા તે અનુભવો કે આ પત્ર બહારના
" જગતમા યોગ્ય સયોગો પ્રાપ્ત થયા સિવાય પ્રકટ કરીશ નહિ !

× × × × ×

લી૦

વિશ્વવિભૂતિ.

જયન્તિ પત્ર વાચી રૂહ્યા પછી મૌન રૂહી ઉશ્કેરાયેલી જીજ્ઞાસા હજૂ પણ વધારે પ્રમાણમા ઉશ્કેરાશે, એવી મ્હારી કલ્પના ખોટી નીવડી-કારણ કે આ પત્રમા તે હકીકત સ્પષ્ટ હતી કે જયન્તિના જીવનમા આવી અદ્દભૂત ઘટનાઓ પરિણમવાનુ કયુ કારણ હતું ? રહસ્યની શોધ કરવાને વીરસુખરાયે મ્હને ખાસ આગ્રહ કરીને પોતાને ત્યા બોલાવ્યો હતો, તે રહસ્ય માત્ર આ પત્ર વાચનથી સ્પષ્ટ અવગત થાય એવુ હતું એટલે પછી મ્હારે માટે કશુ પણ રૂહેતુ નથી એવુ સમજી હુ નિરાશ થઇ ગયો-મ્હારો ઉત્સાહ નરમ પડી ગયો અને તદ્વિષયક મ્હારો ઉશ્કેરાયેલો રસ ઉડી ગયો ! જયન્તિએ મ્હારી આ માનસિક સ્થિતિ અનુભવી લીધી હોય ત્હેમ પાચ સાત મીનીટ પછી મ્હને સ બોધીને બોલી " આપે ધારી લીધુ એમ માત્ર આજ પત્રથી આ
" બધી ઘટનાઓનુ રહસ્ય સમજી જવાય છે એવુ નથી-કારણ કે ત્યાર
" પછીની તો કેટલીક વસ્તુસ્થિતિ એટલી બધી બદલાઇ જાય છે કે
" તે સાભળીને આપ આશ્ચર્યચકિત થશો અને ગુ ચવણમા પડી જશો
" કે આ બધી ઘટનાઓ ઉપસ્થિત થવાનુ ખરૂ કારણ કયુ ? " જયન્તિના આ શબ્દોએ મ્હારા ઉપર જુદી અસર કરી-મ્હારી નિરાશા દૂર થઇ ગઇ અને હુ પુન મ્હોટા મૂળ ઉત્સાહમા આવ્યો

" શુ એમ છે ? " હુ ચકિત થઇ બોલ્યો

' હા, તે આપ સાભળશો ત્યારે જણાશે-જુઓ એના સમ-
" ર્થનમા હુ કેટલાક પત્ર વાચી સભળાવુ છુ, આ બધા પત્રો મ્હને
" પોષ્ટ મારફતે મળેલા છે ! "

આટલુ બોલીને જયન્તિએ પત્રો વાચવા શરૂ કર્યા —

" કુસુમમાલતી ! "

" આ પત્ર મળશે તે વખતે ત્હારૂ વય તેર વર્ષનુ હશે એટલે
" આ પત્ર હુ ત્હને બરોબર એક વર્ષ પછી લખુ છુ ગઇ વખતના
" મ્હાગ પત્ર પ્રમાણે ત્હને કેટલાક અસામાન્ય અનુભવો થયા હશે-
" પણ મ્હારે જે રીતે કામ શરૂ કરવાનુ હતુ તે રીતે તો મ્હે કશુ જ
" શરૂ કર્યું નથી અને ત્હેનુ કારણ એ છે કે મ્હારા ગુરૂ તરફથી હાલ
" તરત ત્હેમ કરવાની મના થઇ છે—એટલે હવે ત્હને મ્હારા તરફથી
" એવા અસામાન્ય પ્રકારના અનુભવો થશે નહિ—છતા હુ ત્હારા
" જીવનનો વિકાસ તો ઇચ્છુ છુ અને ત્હેમ થવા અહોનિશ શ્રી
" પરમાત્માને અમૂક સમય પ્રાર્થના કરૂ છુ મ્હે ત્હને હજૂ જોઇ નથી
" છતા હુ ત્હને અહિ આટલે દૂર બેઠા કેવી જોઉ છુ ત્હેની મ્હારી
" આન્તર્ દૃષ્ટિ સમક્ષ આવતું ચિત્ર, પીંછી દ્વારા એક કાગળ ઉપર
" ઉતારી મોકલુ છુ, તે ઉપરથી ત્હને ખાત્રી થશે કે હુ ખરેખર ત્હારે
" માટે કઇક કરી રૃહ્યો છુ "

લી૦

**વિશ્વવિભૂતિ.**

જયન્તિએ આ પત્ર વાચી રૃહ્યા બાદ અમ્હારી માગણી ઉપ રથી " વિશ્વવિભૂતિ " એ હિમાલયના પ્રદેશોમા એટલે દૂર રૃહે સ્વયં કલ્પનાથી દોરેલુ ત્હેનુ ચિત્ર અમ્હને લાવીને બતાવ્યુ ચિત્ર ખરેખર ઘણુંજ સુદર હતું અને ત્હેમા કળા હતી અને જયન્તિની શરીર આકૃતિ સાથે ત્હેની સામ્યતા સર્વાશે હતી હું તે જોઇને ચકિત થઇ ગયો—અને " વિશ્વવિભુતિ " ની અજબ શક્તિઓની પ્રશસા કરવા લાગ્યો—સ્વય સુધા પણ આ સર્વે હકીકતો સાભળીને દિગ્મૂઢ થઈ ગઇ હતી અને જોઇ જોઇને ધરાતી ન હોય ત્હેમ " વિશ્વવિભૂતિ " ની

પીંછીથી ચીત્રાયેલુ ( આલેખાયેલુ ) જયન્તિનું ચિત્ર વારેવારે જોયા કરતી હતી

"વ્હાલા ભાઇ!" સ્વયસુધા એ સ્થિતિમાથી જાગૃત થઇ મ્હને સબોધીને બોલી "મ્હને તો આ બધુ જોઇને જાણે હુ કોઇ "જુદા જગતમા ન હોઉ એવો ભાસ થાય છે? અહિ તો બધી "અલૌકિક વાતો જ નીકળ્યા કરે છે! હુતો અર્ધી ગાડા જ્હેવી થઇ ' ગઇ છુ! જયન્તિને જોયા સિવાય વિશ્વવિભૂતિ" ખરેખર એના "જ્હેવુ જ ચિત્ર શી રીતે દોરી શકયો? શુ આ વાત માનવા "જ્હેવી છે! મ્હને તો હદ ઉપરાતનુ આશ્ચર્ય થાય છે!" સ્વય-સુધાએ પૂછ્યુ

"ત્હેમ ત્હને અવશ્ય થશે–કારણ કે આ બધી ઘટનાઓ "આપણા આ જીવનથી પર હોવા છતા તે જયન્તિના જાગૃત જીવ- "નમા પરિણમે છે કુદરતના નિયમો અને યોગવિજ્ઞાન આ વાતોને "સભવિત ગણે છે, પરતુ આપણને ત્હેવી ઉંડી બાબતો જોવાનો, "અનુભવવાનો અને માનવાનો પરિચય ન હોવાથી આપણને તે "માનવા જ્હેવી લાગતી નથી અથવા અતકરણ કબુલ કરે છે, તો "આપણી સામાન્ય બુદ્ધિ તે વિષયમા ગુચવાય છે! પણ હુ ત્હને "મ્હારો અભ્યાસ પૂરો થયે આ પ્રત્યેક હકીકત ત્હારી બુદ્ધિ "કબુલ કરે અને ત્હારા મનનુ સમાધાન થાય એવી રીતે સમજાવીશ "પણ હાલ તરત તો જયન્તિ જે જે હકીકત આપણને જાહેર કરે "તે સપૂર્ણ ધ્યાન દઇને સાભળ!"

સ્વયસુધાને પ્રત્યુત્તર વાળી મ્હે જયન્તિને પોતાની હકીકત

આગળ ચલાવવા સંજ્ઞા કરી જયન્તિ કંઇ પણ બોલ્યા સિવાય પોતાની પ્રવૃત્તિમા આગળ વધી –

"જુઓ, હવે આ એક ત્રીજો પત્ર જે મ્હને પેલા "વિશુ-
"દ્ધાનંદ" સાથે હાથોહાથ મળ્યો તે વાન્ચી બતાવું છું આ પત્ર મ્હને
"બીજો પત્ર મળ્યા પછી બરોબર ત્રણ મહિને મળ્યો હશે"—
પત્ર સંબંધી થોડી મીમાંસા કર્યા પછી જયન્તિએ તે પત્ર વાંચવો
શરૂ કર્યો —

"બ્હેન કુસુમમાલતી !

"ત્હારા જીવનને મ્હેં અત્યંત પ્રિય ગણ્યું છે અને ત્હેમ હોવાથી
"ત્હેના તરફ મ્હારો ખાસ પક્ષપાત હોવાથી હું આ ત્રીજો પત્ર લખી
"અમુક મહિનાઓને માટે મ્હારા ગુરૂ સાથે ત્હેમના તદ્દન એકાન્ત
"આશ્રમ તરફ જાઉં છું એટલે ત્હારા તરફ હવે મ્હારો એક પણ
"પત્ર અમૂક મહિનાઓ સુધી નહિ આવે–પણ તેથી તું ત્હેમ સમ-
"જીશ નહિ કે હું ત્હને ભૂલી ગયો હોઇશ ! હું તો ત્હને હમેશાં
"યાદજ કરતો રહીશ ! મ્હારૂં એક આજદિને લીધેલું તપ પુરૂં થયેથી
"હું પાછો બહારના જગત્મા આવીશ અને ત્હારા આત્માના કલ્યા-
"ણને માટે થાય તે કરી ચૂકીશ–પરંતુ એક વિષય ઉપર મ્હારે ત્હને
"ખાસ ચેતવણી આપવી પડે છે કે મ્હારા એક ગુરૂભાઇએ મ્હારી
"પેઠે ત્હારા જીવનને કિંમતી ગણેલું હોવાથી ત્હેનો ત્હારા તરફ ખાસ
"પક્ષપાત થયો છે અને તે ત્હારા માનસિક જીવનને વશ કરવા માગે
"છે ! એના આ વિચારો મ્હેં જાણ્યા છે અને હું તે ઉપરથી ધારી
"શકું છું કે ત્હેને માટે અમૂક સમયમા તે પ્રયત્ન શરૂ પણ કરી
"દેશે–ત્હેનો આવો વિચાર જાણ્યા છતા પણ મ્હારે ગુરૂઆજ્ઞાને વશ

" થઇને એકાન્ત આશ્રમમા જવુ પડે છે અને ત્યા હુ એવા કામમા
" રોકાવાનો છુ કે જ્હેને લીધે હુ તે પુરૂષને વશ ત્હારૂ માનસિક
" જીવન પડતુ અટકાવવા કઇ પણ પ્રયત્ન કરી શકીશ નહિ–તે પુરૂષ
" પણ મહાસમર્થ યોગી છે, પરતુ ત્હેનો ત્હારા તરફનો પક્ષપાત
" મ્હારા કરતા નિરાળા પ્રકારનો અને જુદા ધ્યેય ઉપર હોવાથી મ્હને
" ત્હારા જીવનની અત્યત ચિતા રહ્યા કરે છે, છતા લાચાર–ગુરૂ
" આજ્ઞાને વશ થયા સિવાય છૂટકો નથી–છતા આ પત્ર લાવનાર
" મ્હારો શિષ્ય " વિશુદ્ધાનદ " ત્હારા જીવનના ઉદ્ધારને માટે થાય
" તે કરી ચુકશે, છતા પેલો પુરૂષ મહાસમર્થ હોવાથી વિશુદ્ધાનદ
" એમા નહિ ફાવી શકે તો છેવટે હુ જ્યારે બહારના જગતમા
" આવીશ, ત્યારે ત્હારે માટે અવશ્ય કઇક કરીશ–પરતુ તે વચન
" આપતાની સાથે ત્હને ત્હારા પોતાના સરક્ષણનો તુ પોતે અજમાવી
" શકે એવો એક માર્ગ એ બતાવુ છુ કે તુ હમેશા નીચેની એક શબ્દ
" રચના ( મત્ર ) સવાર સાજ એકસો એકત્રીસ વખત રટયા કરજે –

વીર્હિ વીરિના વીરહિ વીરહિ
સ્વમલૌ સ્વમલૌ સ્વરહી સ્વરહી
ધરહી ધ્વમમા યદિર યદિર
સ્વરહે સ્વરહે સખીરિમ્ સખીરિ !

" આ પ્રથમ દર્શને અર્થશુન્ય લાગતો મત્ર, ( જ્હેમા ભાષા
" નથી, ભાવ નથી કે અર્થ નથી ) તોયે ત્હેના ઉપર સપૂર્ણ શ્રદ્ધા
" રાખી દર્શાવેલી વિધિ પ્રમાણે એનો જપયજ્ઞ કરજે એટલે ત્હને
" બીજુ ગમે તેટલુ વીતશે પણ ત્હારૂ માનસિક જીવન કે આત્મા
" જગત્ ઉપરની કોઇ પણ વિઘાતક શક્તિને કદી પણ વશ નહિ

" થાય અને તું હારી સ્વતંત્ર ઇચ્છાશક્તિ ઉપર કામ કરી શકીશ-
" એક દિવસ પણ એનો પાઠ ભૂલીશ નહિ ! ! "

લી૦
વિશ્વવિભૂતિ.

" વીરિહુ-વીરિના " નો મંત્ર શ્રવણ કરતાં સ્વયંસુધાને બહુ જ રમુજ આવી હોય ત્હેમ એક વખત ખૂબ હસી રહ્યા બાદ બોલી " વ્હાલાભાઇ ! જોઇ આ મજા ? મંત્ર તો આનું નામ કે જહેનો " કંઇ અર્થજ નહિ–છતાં ત્હેમાં અદ્‌ભુત સામર્થ્ય હોય ત્હેમ " વિશ્વવિભુતિ " એની તારીફ કરે છે ! આપણુ ખેલ છે ને ? વ્હાલા- " ભાઇ ! હવે આ પ્રકરણ અમૂક સમય સુધી બંધ રાખવામાં આવે " તો સારૂ નહિતર મ્હને ભય રહે છે કે હું આ બંની અલૌકિક " અને જગત્ પરની વાતો સાભળીને હમણા ને હમણા ગાંડી થઇ " થઇશ ! " વીરિહુ વીરિના " જયન્તિના માનસિક જીવનને પરવશ " થતું અટકાવતાં પહેલા મ્હારા જીવનને પરવશ બનાવી દેશે ! "

સ્વયંસુધા આ શબ્દો બોલતાં આસન ઉપરથી ઉભી થઇ અને અમ્હારાથી થોડે દૂર એક બારી પાસે ઉભી રહીને **પોતે પોતાનામાં છે કે કેમ** ત્હેનો નિર્ણય કરી લેવા બહારના જગતનું અવલોકન કરવા લાગી

સ્વયંસુધાના હૃદય ઉપર આ નવિન વાર્તાઓનો બોજો અસર થતો જતો હતો તે જોઇને મ્હે તે પ્રકરણને તે પળો પુરતું બંધ કરવા જયન્તિને સુચના કરી, જયન્તિએ મ્હારી સુચનાને અનુસરીને પોતાનું પોટકું બાંધી લીધું અને એક કબાટમાં મુકી આવી સ્વયંસુધા ચંદર મીનીટ બાદ મ્હારા બોલાવવાથી પાછી ફરી અને પોતાના મૂળ

સ્થાને બેઠી ત્હેને આસન લીધા બાદ જયન્તિ ત્હેને સંબોધીને બોલી
"સ્વયંસુધા! આમાં ગભરાવા જહેવું કંઇ નથી—આવી બાબતો
"ત્હારૂં હૃદય ન જીરવી શકે, એટલી એની નિર્બળતા જ ગણાય,
"છતાં તે વિષય વધારે લાંબો વખત ચલાવવાથી ત્હારા હૃદયને
"દુઃખ થઇ જાય, એ કારણથી અમ્હોએ તે પ્રકરણ હાલ તરત
"બંધ રાખ્યું છે, બોલ, હવે ત્હારી શી ઇચ્છા છે?"

જયન્તિએ જણાવ્યું—

"આપણે હવે કંઇક વ્યવહારિક વિનોદ કરીએ કે જહેની
"અસરમાં પેલી ત્હારી ન જીરવી શકાય એવી સાંભળેલી વાતો સારી
"પેઠે પચી જાય? તુંને ત્હારૂં જીવન તો બહુ જબરૂં? પણ હવે
"મ્હને એ પ્રશ્ન થાય છે કે ત્હારા જહેવી છોકરીને પરણીને મ્હારા
"ભાઇનું શું રંધાશે? ત્હારા ઉપર તો મ્હોટા મ્હોટા યોગીઓની
"અસર છે? કોણ જાણે કે કયો યોગી ત્હને કયી પળે આવીને
"ઉંચકી જશે!" જયન્તિને સંબોધીને આટલું બોલ્યા બાદ સ્વયં-
સુધાએ મ્હારી સામે જોયું અને કહ્યું કે "વ્હાલા ભાઇ! આ
"લગ્નનો સોદો કરવા જહેવો નથી નહિંતર પેલા યોગીઓ ત્હમને
"સુખે જંપવા દેવાના નથી! અત્યાર સુધીની સાંભળેલી હકીકતમાંથી
"તો આજ અર્થ નીકળે છે! આ છોકરી ત્હમારાથી જીરવાય એવી
"નથી!" સ્વયંસુધા પાછળથી ખુબ હસી

હું પ્રત્યુત્તર આપવા જાઉં તે અગાઉ જયન્તિએ બોલવું શરૂ
કર્યું "વાહ! વાહ! ત્હારા ભાઇને સલાહ તો સારી આપે છે કે વળી
"આ માંડમાંડ ઠેકાણે આણેલું ચક્કર ફરી જાય! મૂળમાં તો એમ્હને
"લગ્ન સંબંધમાં પડવાનો મોહ નથી અને ત્હારા તરફથી આવી

" સલાહ મળે એટલે મ્હારી તો બધી મહેનત પાણીમા જાય ' સખી
" કૃત્ય તો સારૂ કરવા માડયુ છે ? મગજ તો ઠેકાણે છે ને ? "

જયન્તિ સ્વયસુધા ઉપર ચીડાઇ ગઇ હોય ત્હેવી જણાઇ
" હું એમા ખોટુ શુ કરૂં છુ ? ત્હારા જહેવી છોકરીને પરણવા કરતા
" કૌમાર અવસ્થા હજાર દરજ્જે સારી ! ત્હારી આ હકીકતો ઉપ
રથી " રૂપવતી ભાર્યા શત્રુ " એને મળતો જ અનુભવ મ્હારા ભાઇને
" થાય ! જ્યારે ત્યારે પરવશ થવાને સરજાયેલી કુમારિકા સાથે લગ્ન
" કેવુ ! સુરકેશીનો જ સોદો ! બાકી, મ્હારૂ મગજ તો ઠેકાણે છે અને
" હુ જે કઇ કરૂં છુ તે બુદ્ધિપૂર્વક જ કરુ છુ ? "

સ્વય સુધા આટલુ બોલી મૌન રહી

સ્વય સુધાના આ શબ્દો " બુદ્ધિપૂર્વકના છે " એવુ સાભ
ળીને જયન્તિ એકદમ ફીકકી પડી ગઇ એને ભય એ લાગ્યો કે જો
હુ સ્વય સુધાની દલીલોને સાચી માની લઉ તો હુ તે શબ્દોના બ્હાના
નીચે આ કરારમાથી છૂટો થઇ જઇશ અને ત્હેનો મ્હારા પ્રત્તિનો
અ ત કરણનો સાચો પ્રેમ નિષ્ફળ થશે એને આ ચિતાનુ દુ ખ
અત્ય ત લાગ્યુ અને ત્હેની પ્રફુલ્લિત મુખમુદ્રા પળવારમા તો બ્હીલાઇ
ગઇ એનુ એ દુ ખ વધી ન જાય એ હેતૂથી હુ ત્હેને આશ્વાસન
આપતો બોલ્યો " જયન્તિ ! સ્વય સુધાને ત્હે હમણા નિર્બળ હૃદયની
" છે એવુ જણાવેલુ, પરતુ વાસ્તવિક જોતા ત્હેના કરતા ત્હારૂ
" હૃદય વધારે નિર્બળ છે એના મશ્કરીના સાધારણ શબ્દોને ત્હે
" ખરા માની લીધા અને તે ઉપરાત તે વાત હું માની લઉ તો હું
" ત્હારી સાથે લગ્ન સ બધથી જોડાતો અટકી જાઉ, એવી મિથ્યા
" કલ્પનાઓ અને શકાઓ કરવામા ત્હે ત્હારા હૃદયની ધીરજ

" ગુમાવી દીધી છે, તે ત્હેનો સજ્જડ પૂરાવો છે ! અધીરી છોકરી,
" ત્હારા જ્હેવી ખરા અંતઃકરણની પ્રેમાળ કુમારિકાને આ જગત્
" ઉપર એવો કોણ હૃદયહીન રાક્ષસ પુરૂષ હોય કે આટઆટલો
" ગાઢ સંબંધ થયા છતાં તિરસ્કાર કરીને છોડી દે ! તે વાત બનવી
" જ અસંભવિત છે, માટે સ્વયંસુધાના આ વિનોદને ખરો માની,
" ત્હેમાંથી મિથ્યા શંકાઓ કે ચિંતાઓને ઉપસ્થિત કરી કારણ વિના
" હેરાન થઇશ નહિ—"

મ્હારા આ શબ્દો સાચા અંતઃકરણના હતા, તેવી જયન્તિ ઉપર ત્હેની ધારી અસર થઇ ત્હેના હૃદયની ચિંતા દૂર થઇ અને ત્હેનો વ્હીલાયેલો ચ્હેરો ધીમે ધીમે પ્રફુલ્લિત થવા લાગ્યો સ્વયંસુધાને પણ એના હૃદયની દયા આવી તેથી ત્હેની એ મજાક છોડી દઇને ત્હેનું આશ્વાસન કરતી બોલી " જયન્તિ ? તું તો બા ! બહુ
" જબરી કે પળ પળ વારમાં વ્હીલાઇ જાય ! ઘડી ગમ્મત કરતાં
" પણ ત્હારા શ્વાસ ગુંગળાયા કરે, ત્હારા એ હૃદયને તે હું શાની
" ઉપમા આપું ? આ મ્હારા ભાઇ ત્હારા છે અને તું હવે ગમે ત્હેવી
" હોઇશ પણ તે ત્હારો હાથ છોડવાના નથી ! અને હવે તો હું
" વચ્ચે છું એટલે ત્હમારો આ સંબંધ કોઇ કાળે છૂટવાનો નથી—
" પણ ગમ્મતને ખરી માની લે ! તેતો ત્હારી દેખીતી મૂર્ખતા ! હું
' તો બાકી આ સંબંધને અંતઃકરણની મુબારકબાદી આપી એમ કહું
" છું કે—"

" આ ભાઇને આ ભાભીની પ્રીતિ કાયમ રૂહેજો
" પ્રેમ ભર્યાં એ પૂનિત હૈયાં હરદમ સુખમાં વ્હેજો
" એક જ હૈયું જાણે જીવે એવી નાડ ધબકજો

" આ તો તે છે, આ તો હુ છુ, એવો ભેદ ભૂલવજો "

સ્વય સુધા આટલુ બોલીને મૌન રહી

મ્હારા આશ્વાસન છતા જયન્તિના હૃદયમા બાકી રહી ગયેલી પ્રસન્નતા અને નિર્ભયતા તો સ્વય સુધાના આ પ્રેમભર્યા શબ્દોથી આવી તે હવે સપૂર્ણ પ્રસન્નચિત્ત બની અને ત્હેની મુખમુદ્રા સર્વાંશે પ્રફુલ્લ થઇ હુ તે જોઇને ખુશ થયો અને બોલ્યો " બસ, હવે તો " નિશ્ચિત થયા ને ? સાધારણ વાતમા આવા માદા થઇ જશો તો " આ જગતના લોકો ત્હમારી આ ચેષ્ટા ઉપર હસી પડશે ? આવુ " તે કરતા હોઇ શુ ? પણ હવે અમ્હારી એક વાત સાભળશો ? " મ્હે પૂછયુ

" શી ? "

" મ્હે એવુ સાભળ્યુ છે કે ત્હમે સુન્દર રીતે ગાઇ શકો છો " અને વળી અમ્હે ત્હમારા મ્હેમાન છીએ ? સ્વય સુધા પણ પેલી " અજબ વાતો સાભળીને તર્કવિતર્કમા ચ્હડી ગઇ છે વળી તે " ઉપરાન્ત આપણે બધા એકલા છીએ તો એકાદ સુન્દર ગીત ગાઇ " ન સભળાવશો ? અમ્હારુ આતિથ્ય તો ત્હમારે કરવુ જ જોઇએ— " બાકી તે વિના અમ્હને અહિં નજ ગમે ? જો એમ કરતા ત્હમને " કોઇ કારણસર શરમ આવે તો અમ્હે આખો મીચીને બેસી રહીએ " એટલે કામ નિર્વિધ્ને ચાલશે અને અમ્હે આખો મીંચીશુ તોયે " આપની સુદર ચીજ તો સાભળી શકીશુ એટલે વાધો નથી ? "

હુ આ શબ્દોના અતિમ ભાગ પછી હસી પડયો સ્વય સુધા પણ ગમ્મતમા હસી અને જયન્તિ પ્રત્યુત્તરમા કઇ બોલે તે અગાઉ મ્હારા શબ્દોનુ સમર્થન કરતી બોલી "જરૂર એમ થવુ જ જોઇએ

"ત્હારા પિતાએ આતિથ્ય કર્યું, ત્હારી માતા પણ કરી ગયા પણ
"આ પ્હેલા દિવસનું ત્હારૂ સ્વાગત હજૂ જોયુ નથી પ્હેલી પળે
"તો અમ્હે આવ્યા છતા તું ત્હારી ટાપટીપમાથી ન પરવારી,
"એટલે ખરૂ જોતા તો એમ કરવામા ત્હે અમ્હારૂ અપમાન કર્યું"
"છે, એટલે ત્હારૂ આ મ્હાગ ભાઇએ સુચવેલુ સ્વાગત તો કોઇ
"જબરદસ્ત અને મ્હોટા પાયા ઉપર હોવુ જોઇએ' ત્હને બ્હેન
"પણી તરીકે તો મ્હે ગાતા સાભળી છે, પણ આજે ભાભી તરીકે
"ગાતી સાભળવામા ઓર મજા આવશે! માટે કશો પણ વિચાર
"કર્યા અગાઉ શરૂ કરી દે' હુ પણ જોઉ તો ખરી કે ભાઇની
સમક્ષ ભાભી કેવુ ગાતી હશે!"

જયન્તિ, સ્વય સુધાના આ શબ્દો સાભળીને કઇક ગુચવણમા પડી, પરતુ સ્વય સુધાનો અને મ્હારો વારવાર આગ્રહ થતા તે લજ્જાની અસરમાથી મુક્ત થઇ, મક્કમ દીલ રાખી, અતઃકરણની સાચી ઉર્મીથી એક સુદરગીત ગાવા લાગી—જે અમ્હોએ અત્યત તલ્લીન રહીને સાભળ્યુ તે મધુર કઠે ગવાતું ગીત નીચે પ્રમાણે હતુ —

"દર્દી હૈયાના ત્હે દર્દ, પ્રિયત્તમ' શે હર્યા રે!
"ઘાયલ જીગરના ત્હે ઘાતો કેમ જ રૂજવ્યા રે! દર્દી૦
"નિત્ય બિમાર રહી રડનારૂ (૨)
"કેમ સતેજ થયુ દીલ મ્હારૂ (૨)
"આપ્યા ત્હે તે કેવા ઔષધ ઉત્તમ પ્રાણના રે! દર્દી૦
"જે ભયભિત રહી ભમનારૂ (૨)
"નિર્ભય કેમ થયુ ચિત્ત મ્હારૂ ? (૨)

"શાથી સ્ફૂર્યા એમા ચેતન આવા અવનવારે? દર્દી૦
"ભ્રષ્ટ થતા રસ શુષ્ક થયેલુ (૨)
"ભાન જતા અતિમૂઢ થયેલુ (૨)
"આવી એની બુદ્ધિ શી રીતે નિજ સ્થાનમા રે' દર્દી૦

આ ભાવભર્યા મધુર સંગીતે તે ખડમા અજબ આદોલન ફેલાવી દીધા અને ત્હેમાથી હૃદયમથનનો અનુભવ થયો આનદ, પેમ અને શાન્તિની રેલછેલ થઇ રૂહી સ્વય સુધા અને હુ અમૂક પળો સુધી આ આત્મસગીતના ગુજનમા સ્વર્ગપ્રતિ જવા લાગ્યા તે સગીતનો પ્રતિધ્વનિ મ્હારા હૃદયમા વારવાર જાગવા લાગ્યો કે—

"શાથી સ્ફુર્યા એમા ચેતન આવા અવનવા રે?"

આ લીટીઓમા ઝ્છાયેલા પ્રશ્નોનો પ્રત્યુત્તર હુ જાણે ન આપતો હોઉ ત્હેમ આ મધુર સગીતનુ પાન કરી, ઉન્મત્ત થએલુ મ્હારૂ હૃદય અતકરણથી ગાવા લાગ્યુ કે—

"એ છે ત્હારો પ્રેમ, પ્રિયા' એ છે ત્હારી દયારે
"જ્હેને લીધે જાગ્યા આવા જીવન પ્રેમના રે એ છે૦
"તુ ત્હારી પોતે રક્ષક થઇ (૨)
"પ્રેમ રસાયન પી જીવતી રૂહી (૨)
"ત્હારા પ્રેમે ત્હારા પ્રાણ અજબ આવા કર્યા રે એ છે૦

× × × ×

હૃદય એટલુ બધુ ભાવનામય થઇ ગયુ હતું હતું કે આ કાવ્ય ગાતા રસસિન્ધુમા ડૂબી ગયુ અને ત્હેમ થતા જાગૃત જીવનની સપાટીથી ઉડાણમા ઉતરી ગયા પછી સ્વભાવિક ક્રિયા બધ થઇ જાય

છે એ નિયમ પ્રમાણે આગળ એક પણ લીટી વધારે સ્ફુરી નહિ અને હુ ઉડાણમા ફરવા લાગ્યો

× × × ×

ધીમે ધીમે આ સસ્કારો નિર્મળ બન્યા અથવા કહો કે અનત આત્માના ઉંડાણમા છુપાઇ ગયા, ત્હેમજ સાથે સાથે બહારના જગતનો અવરોધ ઉત્પન્ન થયો અને હું મ્હારી મુળ સ્થિતિ ઉપર આવવા લાગ્યો સ્વય સુધાએ મ્હને બોલાવ્યો અને હુ જાગૃત અવસ્થામા આવી ગયો, સ્વયસુધા બોલી " વ્હાલાભાઇ ? સગીત તો આનુ નામ કે " અણુ અણુ હાલી ઉઠે ! અને ભાભી તે આનુ નામ કે ભાઇના હૃદ " યની મોગ્લી થાય ! ખરેખર ! જયન્તિને બ્હેનપણી તરીકે સાભ-" ળવામા જે મજા આવી હતી ત્હેના કરતા આજે ભાભી તરીકે સાભ " ળવામા હજાર ઘણો આનદ પ્રાપ્ત થયો છો ધન્ય છે એના ઉન્નત જીવનને " હવે કઇ આટલી બધી પ્રશસા કરવાની જરૂર નથી હુ તો જાણે " સ્વર્ગમાથી ન ઉતરી પડી હોઉ એવી રીતે ત્હમે વાતચિતમા મ્હને " હોઉ તે કરતા વધારે પ્રમાણમા વર્ણવી બતાવો છો ? અથવા પછી " કાતો મજાકમા ઉડાવો છો પણ ત્હેમ કરવાનો ત્હમને હક્ક હોવાથી " હુ મુગે મ્હોઢે સાભળી રહી છુ અને ઇચ્છુ છુ કે આવો આનદ " વિનોદ હરહમેશ કાયમ રહે પણ સ્વયસુધા બ્હેન ? ત્હમારા જ્હેવા " નણદ તો બહુ જબરા ! ત્હમને તો નજ પૂહોચાય ! "

જયન્તિ બોલી

ત્હેમનો આ વિનોદ લબાયો હોત પરતુ મ્હારૂ ધ્યાન પાછુ જયન્તિના પોટકા તરફ ગયુ–એના જીવનની બાકી રહી ગયેલી પેટી

અલૌકિક વાતો સવિસ્તર જાણી લેવાનો મ્હને મોહ હતો, તેથી મ્હે વાર્ત્તાનો વિષય બદલતા જણાવ્યુ

"સ્વયસુધા ! હુ ધારૂ છું કે તુ હવે ત્હારી મુળ સ્થિતિમા "આવી હોઇશ એટલે ત્હારી આ ભાભીના પેલા પોટકામાની અલૌ- "કિક વાતો આગળ સાભળવાને માટે શક્તિમાન્ થઇ ગઇ હોઇશ- "હુ નથી માનતો કે હવે તે પ્રકરણ પાછુ શરૂ કરીએ તો ત્હને "ગાડી થઇ જવાનો ભય લાગતો હોય ? હવે તો બેચાર વાતો જ "સાભળવાની રૂહી હશે !"

મ્હે તે પ્રકરણ આગળ ચલાવવા પ્હેલ વ્હેલી સ્વયસુધાની સમંતિ માગી લીધી-

"ના, હવે મ્હને ગભરાટ જ્હેવુ લાગતું નથી હુ હવે સપૂર્ણ "સ્ફુર્ત્તિમા છુ, માટે ભાભીનીએ અજબ કથની આગળ ચાલવા દેશો "તો વાધો નથી ?" સ્વયસુધાએ પોતાની સમતિ આપી સ્વય- સુધાની સમતિ મળતા જયન્તિ આસન ઉપરથી ઉભી થતી બોલી પણ હવે ગભરાઇશ તો નહિ ને ? નહિતર કાલ ઉપર રાખીએ ? જયન્તિએ મજાકમા પૂછ્યુ

"નારે ના ? ત્હારી વાતો સાભળીને હું શાની ગભરાઉં ? "તું ત્હારે ત્હારી કથની ચલાવ્યા કર ને ? હુ પણ સપૂર્ણતાયે "જાણું કે જયન્તિબા કેવા ?"

સ્વયસુધાએ પણ મજાકમા પ્રત્યુત્તર આપ્યો—

જયન્તિ પ્રત્યુત્તરમા હસતી હસતી પોટકુ લેવા કબાટ તરફ ગઇ અને પોટકુ લઇને પાછી ફરી આસન લીધા પછી

એણે પોટકુ છોડયુ અને ત્હેમાથી એક પત્ર કૂહાડયો અને અમ્હારૂ ધ્યાન ખેંચીને વાચવો શરૂ કર્યો

" પ્રિય સ્વયપ્રજ્ઞા ? "

આ નવુ સબોધન સાભળીને અમ્હે ભાઇ બ્હેન ચમક્યા અમ્હારી આ ચમકેલી જીજ્ઞાસા શાન્ત કરવા જયન્તિ પત્રવાચનનુ કામ બધ રાખી પ્રસંગોચિત્ત વિવેચન કરતી બોલી "આ પત્ર વિશ્વવિભૂતિનો નથી
" પણ જે દિવસે મ્હારી પથારી નીચેથી ગુલાબના તાજા ફુલ, અને
" સુવર્ણની ગણપતિની મુર્ત્તિ નીકળી હતી, તે દિવસે ત્હેની સાથે આ
" પત્ર હતો ગુલાબના ફુલ અને ગણપતિની મુર્ત્તિની વાત મ્હે
" મ્હારા પિતાને કહી પરતુ આ પત્ર છૂપો રાખ્યો હતો, જે આજ
" રોજ હુ આપની સમક્ષ વાચી સભળાવુ છુ હુ ધારૂ છુ કે તે વાત
" મ્હારે નવેસરથી જાહેર કરવાની આવશ્યકતા નથી કે આ પત્ર
" વિશ્વવિભૂતિ " એ પોતાના છેલ્લા પત્રમા જાહેર કરેલા પેલા બીજા
" સમર્થ યોગી નરરત્નો છે અને ત્હેણે મ્હારૂ નામ પણ સાથે સાથે
" બદલ્યુ છે એણે વળી મ્હારૂ નામ " સ્વયપ્રજ્ઞા " રાખ્યુ ? એ પણ
" એના મગજના રગ ! હુ ધારૂ છુ કે હુ હવે બીજી ચર્ચામા ન
" ઉતરતા તે પત્ર પૂરો કરીશ એટલે તે ઉપરથી આપને અવગત
" થશે કે આ યોગીના શા વિચાર છે ! ! '

સ્વયસુધાએ આટલુ બોલી આગળ ચલાવ્યુ —

" જે શક્તિ " વિશ્વવિભૂતિ " ધરાવે છે, તે શક્તિ હુ પણ
" ધરાવુ છુ અને અમ્હે બને એકજ ગુરૂના શિષ્ય છીએ-છતા
" અમ્હારા જીવનના ધ્યેય ભિન્ન ભિન્ન છે-વળી ત્હેની પેઠે હુ ત્હારા

"જીવનને કિંમતી ગણું છું અને ત્હને હું આત્મ જીવનના ઉચ્ચ
"શિખરે લઇ જવા માગુ છું-પણ વિશ્વભૂતિની પેઠે હું આટલે દૂર
"રહ્યે રહ્યે ત્હેમ કરવા ઇચ્છતો નથી-ત્હારે કાતો મ્હારા આશ્રમમા
"આવવુ જોઇએ, કાતો મ્હારે ત્હારી પાસે આવવુ જોઇએ હું પોતે
"આટલી ઉચ્ચ સ્થિતિએ પ્હોંચેલો સમાર વ્યવહારની જાળમા
"આવીને ત્હારા આત્મ જીવનનો ઉદ્ધાર કરૂ તે વાત બનની અસ
"ભવ છે, માટે મ્હારો વિચાર એવો છે કે તુ મ્હારા આશ્રમમા
"આવવાનો વિચાર ચોક્કસ કરજે અને ચોક્કસ નિર્ણય થયેથી
"અંતઃકરણપૂર્વક" જે પળે એમ કહીશ કે "મ્હને લઇ જાઓ"
"તે પળે હુ ત્હને મ્હારા આશ્રમમા લઇ જઇશ, અને આવો
"નિર્ણય તાત્કાળિક કરી લેવાની ત્હને મ્હારી સલાહ છે-ત્હને મ્હારા
"આશ્રમમા મ્હારે ફક્ત ત્રણજ મહિના રાખવાની છે અને મ્હારી
"સાથે રહેવાથી ત્હારા જીવનનુ ઘણુજ કલ્યાણ થશે-ત્હને અનેક
"વિભૂતિઓ પ્રાપ્ત થશે, માટે ત્હારે જરા પણ ગભરાયા સિવાય
"મ્હારી આ ઇચ્છાને સ્વાધીન થવુ નહિ તર તુ ત્હારા આ જીવનના
"અનેક લાભ કારણ વિના ગુમાવી દઇશ અને મ્હારી આજ્ઞાનુ
"અપમાન કરવા બદલ અનેક પ્રકારની વિપત્તિઓમા આવી પડીશ-

"ત્હને મ્હારા આશ્રમમા સાથે રાખવામા મ્હારો એકજ સ્વાર્થ
"છે અને તે એ છે કે ત્હારા પદરમા વર્ષની આખરમા અને સોળમા
"વર્ષની શરૂઆતમા ત્હારા માથે મૃત્યુનો જે ભય છે તે મ્હારે દૂર
"કરવો છે અને ત્હારી સપૂર્ણાવસ્થા ત્હારા આ જીવનમાજ પ્રાપ્ત
"થાય એવો પ્રબધ કરવાનો છે-ત્હેમ છતા તુ ત્હારા મનની મક્કમ
"તામા કાયમ રહીશ તો હેરાન થઇને પદરમા વર્ષની આખરે આ

" દેહ છોડી દઇને નવી ઉપાધિમા પડીશ અને ત્હારો આ ચાલુ
" વિકાસ અટકી પાશે-માટે આ બાબત ઉપર સારી પેઠે વિચાર
" કરી લેજે-એ જગત્મા ત્હને અત્યારે જે આનંદ હશે, ત્હેના
" કરતા અનેક ઘણો સાચો આનંદ ત્હને અહિ પ્રાપ્ત થશે અને
" ત્હને જીવનનુ સાચું ધ્યેય અહિજ સમજાશે—

" અહિયા સ્વર્ગ સમીપે પાસે
" ઇશ્વર પ્રભૂ પણ પાસે પાસે
" સત્ય સફ઼તા જીવનની જે
" એના વેગજ પાસે પાસે—

" આ અતિ રમ્યભૂમિ છે જહેમા
" રોજ હૃદય રસભર રહી રમશે
" આ અતિ દિવ્યભૂમિ છે જહેમા
" નિત્ય નવિન વિભૂતિ મળે—

" પ્રારબ્ધના જે પાપ છે તે ક્ષીણ
" અહિ સમયે થશે
" ત્હારા જીવનના આવરણો
" આત્રીશ તો ઉડી જશે ''

× × × × ×

" આ સાથેના ગુલાબના તાજા ફુલ, મ્હારો ત્હારા ઉપરનો
" સદ્ભાવ કેવો છે તે દર્શાવવા પૂરતા છે અને આ સુવર્ણની ગણ-
" પતિની પ્રતિમા ત્હારા પૂજન માટે છે ત્હેનુ પુજન ત્હારૂ કલ્યાણ
" કરશે, માટે ત્હેની પૂજા અનન્ય ભાવે કરજે-ત્હારા નિર્ણયની સહ

" હુ છ મહિના સુધી જોઇશ, અને ત્હેમ છતા તુ મ્હારા આશ્રમ
" તરફ આવવાનો વિચાર માડી વાળીશ તો ત્હેમા મ્હારૂ અપમાન
" થયુ છે એવુ સમજીને હું ત્હારા તરફ જે મમતા ધરાવુ છુ તે
" છોડી દઇશ અને ત્હારા ઉપરનો મ્હે વર્ણવેલો પેલો મૃત્યુનો ભય
" કાયમ રૂહેશે ?

લી૦

યોગેન્દ્ર.

વિશ્વવિભૂતિ કરતા યોગેન્દ્રના વિચારોની સ્વતત્રતા વધારે પ્રમાણમા હતી અને તે સ્વતત્રતામા મનની મક્કમતા ઓતપ્રોત હતી જયન્તિ આ પત્ર વાચીને મૌન રૂહી એટલે મ્હે પૂછ્યુ " તો પછી
" ત્હમે એ આશ્રમમા જવા તૈયાર ન થયા ? આટલી બધી મમતા
" રાખનાર યોગી પુરૂષની ઇચ્છાને માન આપ્યુ હોત તો વધારે
" સારૂ હતુ ? ત્હમને હાનિ કરતા લાભ વિશેષ હતા–અને ત્યા પણ
" ક્યા આખુ જીવન વ્યતિત કરવાનુ હતુ ? તે લખે છે તે પ્રમાણે
" માત્ર ત્રણજ માસ અને ત્હેમા તો ત્હમને ઘણુ જાણવા, જોવાનુ
" અને શીખવાનું મળત–આમા ત્હમે ગભીર ભૂલ કરી છે, તે મ્હને
" સ્પષ્ટ જણાય છે ! ! ! "

" હું જાત ! પણ વિશુદ્ધાનદને આ સબધમા પૂછતા ત્હેણે
" સાફ ના કૂહી "જયન્તિ પ્રત્યુત્તર આપતી બોલી" એણે એમ કૂહ્યુ
" કે " તે ત્હમારા જીવનનુ તે લખે છે તે પ્રમાણે કલ્યાણ તો કરશે,
" પણ તે પોતાના આશ્રમમાથી ત્હમને પાછા નહિ આવવા દે "
" અને તે ઉપરથી મ્હે મ્હારો વિચાર માડી વાળ્યો ! "

"તો ત્યા કાયમને માટે રહેવા જવુ હતુ ! આ જગતમા રહે-
"વાથી શો લાભ છે ? યોગના અભ્યાસની અનુકુળતા થાય, એવી
"તે કઇ બીજી મજા છે !!"

મ્હે જયન્તિએ ગુમાવેલા લાભ બદલ મ્હારો ખેદ પ્રદર્શિત કર્યો ! મ્હારા આ શબ્દોનો પ્રત્યુત્તર જયન્તિ વાળે તે અગાઉ સ્વયં-સુધા જે અત્યાર સુધી મૌન હતી તે વચ્ચે બોલી ઉઠી "તો વ્હાલા
"ભાઇ ! આજે આપણે આ વાર્ત્તાવિનોદ પણ શાના કરતા હોત !
"જયન્તિ જો આ જુદા જગતમા ઉતરી પડી હોત તો હુ નથી
"ધારતી કે તે મ્હારી ભાભી થઇ હોત !"

"પણ એથી શુ ? એના આત્માનુ તો કલ્યાણ થયુ હોત ને ?
"મ્હારા જહેવા એક સામાન્ય મનુષ્ય સાથે લગ્ન સબધ જોડાવાથી
"એનુ એવુ કલ્યાણ તો નાહજ થાય ! આતો બધી માયાની જાળો
"જહેમા આપણી પ્રગતિના હાથ પગ ગુચવાય છે !!"

મ્હારા એ શબ્દોના પ્રત્યુત્તરમા જયન્તિએ કહ્યુ "

"સમાજ સેવા એ સર્વસ્વ છે, તોયે હિમાલયના અરણ્યોમા
"એકાન્ત આશ્રમોમા ચાલ્યા જવુ એ મ્હને તો મનુષ્ય ધર્મ વિરૂદ્ધ
"જણાય છે પ્રેમ અને સમાજ સેવાને અગે જો આપણા પોતાના
"ઘર એવા યોગીઓના આશ્રમો થતા હોય તો પછી એવી પ્રવૃ-
"ત્તિમા પડવાની જરૂર નથી—અને હુ પણ ઘડીભર માની લ્યો કે
"તેજ કારણથી ન ગઇ હોઉ તો એમ બનવુ સભવિત છે !!
"પણ ત્હમે સારા કે મ્હને ત્યા પરાણે કાઢવા માગો છો ? યોગેન્દ્રનુ
"ધ્યેય ગમે તે હશે પણ મ્હારૂ ધ્યેય તો નક્કી છે અને હુ ત્હેની
"પાછળ દોડુ છુ અને એની પાછળ દોડવામા મ્હને મ્હારો ઇષ્ટ

"પદાર્થ પણ પ્રાપ્ત થયો છે'''  હુ શુ કહી રહી છુ એનો અર્થ "આપ સમજી શક્યા ને?" જયન્તિએ છેવટના શબ્દો સ્મિત કરી ઉચ્ચાર્યાં?

"હા, હુ તે સમજી શકુ છુ અને ત્હેને માટે ત્હમને મુબારક "બાદી આપુ છુ'" મ્હે ગભીર પ્રશ્નને જયન્તિના પ્રેમાળ હૃદયને વશ થઇ એની ઇચ્છા પ્રમાણે પ્રેમના વિનોદમા ફેરવી નાખ્યો અને છેવટે સ્મિત કરી ગયો?

અમ્હે આટલી વાતચિત કરતા હતા ત્હેવામા ખડનુ દ્વાર બધ હોવા છતા એક યોગીપુરૂષ જ્હેને જયન્તિએ "વિશુદ્ધાનદ" કહીને સબોધ્યો તે આશ્ચર્યજનક રીતે એકા એક ત્યા દાખલ થયો અને અમ્હારી ત્રણે જણની પાસે આવી એક ખુરશી ઉપર બેસી ગયો–મ્હારૂ અને સ્વયસુધાનુ આશ્ચર્ય અત્યત પ્રમાણમા વધેલુ હોવાથી અમ્હો બને જણ ત્હેના તરફ ધારી ધારીને જોઇ રહ્યા વિશુદ્ધાનદનુ વય પચ્ચીસેક વર્ષનુ હતુ અને ત્હેના શરીરનો બાંધો પુષ્ટ અને પ્રતિભા ભર્યો હતો–એની આખોમા યોગની ઉગ્રતા હતી અને શીર્ષના કેશ લાબા, અને વીખરાયેલા અવ્યવસ્થિત હતા ત્હેના કપોલ પ્રદેશમા ભસ્મનુ લેપન હતુ અને આખોના પોપચા નીચે કોઈ પ્રકારનુ કાજળ લગાવેલુ હતુ શરીર ઉપરના ત્હેના વસ્ત્રો સફેદ પણ રેશમી હતા અને તે પણ માત્ર ઢીચણ સુધી પ્હોચે એવી કફની અને એક ધોતીયુ, એમ બેજ હતા શરીરનો વર્ણ રતાશ પડતો કાળો, હોવા છતા ત્હેના ઉડાણમા સુદરતા હતી અને મુખમુદ્રા ઉપર આનદ અને સતોષની તિવ્ર છાયા હતી–ખુરશી ઉપર દમામ ભરી રીતે આસન લીધા બાદ બોલ્યો "જયન્તિ' ત્હે ત્હારી આ ગુપ્ત કથા ત્હાગ

" આ ભાવિ પતિને સવિસ્તૃત ન્હી દેવામા ગભીર ભૂલ કરી છે-આ
" ભુલ ત્હને અત્યારે નહિ જણાય પણ ત્હેનો ગેરલાભ ત્હને પ્રાપ્ત
" થશે ત્યારે તું તે સમજીશ અને ત્હેને માટે પસ્તાઇશ-મ્હારા ગુરૂ
" વિશ્વવિભૂતિ હજૂ છ માસ સુધી જાહેર જગત્મા આવી શકશે
" નહિ અને તેટલી મુદતમા તો કેટલાક આશ્ચર્યજનક ફેરફાર થઇ
" જશે-યોગેન્દ્ર ત્હારા ઉપર ગુસ્સે થયો છે અને તે ત્હારા પ્રેમ-જીવ-
" નની બધી બાજી ઉંધી વાળશે-માટે મ્હારી સલાહ એવી છે કે
" ત્હમારે બનેયે આ પ્રેમલગ્નનો સબધ માડી વાળવો અને ગુરૂ
" જાહેર જગત્મા આવે ત્યાર બાદ ત્હમારૂ લગ્ન કરવા તૈયાર હોય
" તોજ આ લગ્ન કરવા-પછી તો ત્હમારી મરજી!" વિશુદ્ધાનદ
આટલુ બોલી મૌન રહ્યો " એમ કરવાનુ કઇ કારણ? અમ્હારા
" જ્હેવા નિર્દોષ પ્રેમીઓ ઉપર યોગેન્દ્રને ગુસ્સે થવાનુ કઇ કારણ?"

જયન્તિ વિશુદ્ધાનદની વાત સાભળીને કઇક દુખી તો થઇ, પરતુ હિમત રાખીને બોલી

" યોગેન્દ્ર એમ માને છે કે જયન્તિ એના આશ્રમમા એજ
" કારણથી ન આવી શકી કે તે એક પુરૂષમા પ્રેમ અને મોહ
" ધરતી થઇ છે અને સસારના સાધારણ પ્રેમને સર્વસ્વ માને છે?"

" પણ તેથી ત્હેમને એમ શા માટે થવુ જોઇએ? મ્હારા
" જ્હેવી એક જગતના સુખોમા ઉછરેલી કન્યકા યોગ્ય સ્થળે લગ્ન
" વિધિથી જોડાવા ઉત્સુક હોય તે આ સસારનો સાધારણ ક્રમ છે?
" એને માટે મ્હારા ઉપર આવો રોષ શો? મ્હારા જીવનને એમણે
" જોરજુલમથી કબજે લેવાનો આગ્રહ શા માટે રાખવો જોઇએ?"

જયન્તિ ગભરાતી ગભરાતી બોલી

"ના, જો કે હુ યોગેન્દ્રના ધ્યેયનો વિરોધી છુ તોયે એટલુ
"તો કબુલ કરૂ છુ કે એનો ઉદ્દેશ એવો તો નથી કે તે ત્હારા
"જીવનને જોરજુલમથી કબજે લે-પરતુ એનો એક ખાસ સ્વભાવ
"એવો છે કે તે પોતે જે કઇ કરતો હોય તે વિચારને તે પોતે
"ફરમાવે તે મનુષ્યે વશ થવુ જોઇએ અને એવી રીતે એના સર્વે
"પ્રયોગો સફલ થવા જોઇએ ત્રણ મહિના માટે તે ત્હને ત્યા
"બોલાવતો હતો ત્હેમા પણ ત્હેનો એક પ્રયોગ હતો અને ત્હને
"પત્ર લખ્યા પછી ત્હેણે તું ત્યા અવશ્ય આવીશ એવુ સમજી કેટ-
"લીક તૈયારીઓ પણ કરવા માડી હતી-પરતૂ તુ તો ન આવી
"એટલે તે ત્હારા ઉપર નારાજ થયો છે અને ત્હારી હઠને માટે
"ત્હને કઇક શિક્ષા આપવા માગે છે ત્હારૂ મૃત્યુ પદરમા વર્ષના
"અતમા અને સોળમા વર્ષની શરૂઆતમા થશે એવી જે આગાહી
"ત્હેણે કરેલી છે તે ત્હેના રોષને લીધે છે, કારણ કે વાસ્તવિક રીતે
"એવુ થવાનુ નથી મ્હારા ગુરૂએ આપેલા પેલા મત્રના જપયજ્ઞને
"લીધે વળી તે ત્હારા જીવન ઉપર કોઇ પણ પ્રકારે અકુશ મેળવી
"શકે ત્હેમ નથી, પરતુ ત્હે આજે એક ગભીર ભૂલ કરી છે,
"તેથી મ્હને ડર રૂહે છે કે તે ત્હને નહિ તો છેવટે આ સ્વર્ગ
"કુમારને પણ હેરાન કરશે-ત્હેનુ ધ્યેય જુદુ છે પરતૂ ત્હેના યોગની
"ઉગ્રતા બહુ ભારે છે? અમ્હારા ત્યાના આટલા બધા આશ્રમોમા
"એના જ્હેવો એક પણ સમર્થ યોગી હાલ તરત નથી?"

વિશુદ્ધાનદે યોગેન્દ્રની યૌગીક શક્તિઓની પ્રશસા કરી

"તો પછી અમ્હે એના આ રોષમાથી શી રીતે બચી
"શકીએ?"

" આપ કઇ ઉપાય બતાવી શકો છો ? "

જયન્તિએ પૂછ્યુ—

વિશુદ્ધાનંદ, પ્રત્યુતરમા મૌન રહ્યો, પરંતુ મૌન રહીને પણ કઇ ઉપાય શોધતો હોય ત્હેમ વિચારમા હતો—

જયન્તિએ ફરી પૂછ્યુ " કોઇ ઉપાય છે કે જેથી અમ્હારૂ " ઉભયનુ રક્ષણ થાય ? "

પ્રત્યુત્તર સાભળવા જયન્તિ બહુજ અધીરી થઇ રહી

હુ અને સ્વયંસુધા પણ એટલાજ આતુર હતા

' હા, પણ ત્હેને ત્હમે અમલમા નહિ મૂકી શકો ? "

વિશુદ્ધાનંદે જણાવ્યુ

" એમ શા માટે ? અમ્હારા રક્ષણનો ઉપાય અમ્હે પોતે અમ " લમા ન મુકીએ તે વાત બનવી અસભવ છે ? "

જયન્તિ બોલી

" અસંભવ તો નથી–છતા અસંભવ થશે–હુ ખાત્રીથી કહુ છુ ?"

" પણ તે આપ જણાવો તો ખરા–કે ત્હેમ બનવુ વાસ્તવિક " રીતે અસંભવિત છે કે સંભવિત તે અમ્હે નક્કી કરી શકીએ ? "

જયન્તિએ તે ઉપાય જાણી લેવા આગ્રહ કર્યો

" તો તે જાહેર કરવામા મ્હને કોઇ પણ પ્રકારનો વાધો નથી. " એનો ઉપાય માત્ર એટલોજ છે કે ત્હમારે આ સ્નેહ સબધને " હમેશને માટે જતો કરવો–ત્હમારે અરસપરસ નામ વિસ્મરણ કરી " લેવુ " હમેશાને માટે ન બની શકે તો છેવટે અમૂક સમયને માટે " પણ આ કરવુ–આ વાત મ્હે અગાઉ પણ જાહેર કરેલી છે, છતા " ત્હમારા લાભની ખાતર હુ ફરીથી કહી બતાવુ છુ–યોગ્ય લાગે તો " કરો, નહિતર ત્હમારી મરજી ! "

વિશુદ્ધાનંદ આટલુ બોલીને મૌન રહ્યો.

જયન્તિ અને વિશુદ્ધાનંદ વચ્ચે ચાલતી વાતચિત્ત હુ અત્યાર સુધી એક શબ્દ પણ બોલ્યા સિવાય મૌન રહીને સાંભળી રહ્યો હતો—પરંતૂ વિશુદ્ધાનંદના આ છેલ્લા શબ્દો સાંભળ્યા પછી મ્હે ત્હેની સાથે દલીલોથી વિવાદમા ઉતરવાનુ નક્કી કર્યુ—જયન્તિ, વિશુદ્ધાનંદના આ શબ્દો સાંભળી કંઇક નિરાશ થઇને ઉંડી ચિંતામા ઉતરી ગઈ હતી એટલે મ્હે આગળ ચલાવ્યુ—

“ આપ જે કહો છો તે કદાચિત્ અમ્હારા લાભનુ હશે, એમ “ હુ માનુ છુ—પરંતૂ મ્હારી બુદ્ધિ એજ કબુલ કરી શકતી નથી કે “ યોગેન્દ્ર જહેવા વિરક્ત યોગીને આવી ધમાલમા પડવાની શી જરૂર “ છે ? પ્રેમલગ્નના કરારને માટે શુ જગતના પ્રાણીઓને એની “ મંજુરી લેવાની હોય છે ? મ્હને ભારે આશ્ચર્ય થાય છે ! ”

આ શબ્દો મ્હે આ બધી ઇંદ્રજાળનુ સત્ય સ્વરૂપ સમજી લેવા માટે કંઇક કટાક્ષ ભરી રીતે ઉચ્ચાર્યા

“ આપનો આ પ્રશ્ન, “ વિશુદ્ધાનંદ એકાદ મિનીટ મ્હારી સામે ધ્યાનપૂર્વક જોઇ રહ્યા પછી મ્હને સંબોધીને પ્રત્યુત્તર આપતો બોલ્યો “ આવી વસ્તુસ્થિતિમા એક મનુષ્યને થાય એવો હોવાથી “ સ્વાભાવિક છે અને એનો સંતોષકારક ખુલાસો ન થાય ત્યા સુધી “ પ્રત્યેક મનુષ્યના મનને આ બાબતની ગંભીરતા સમજાય નહિ તે “ પણ ખરૂ છે, છતા હુ પણ જે સલાહ આપુ છુ તે પણ વ્યાજબી “ છે અને ત્હમારે તે માર્ગે જવાની અનિવાર્ય આવશ્યક્તા છે ? “ યોગેન્દ્ર, વિરક્ત યોગી છે અને તે આવી ધમાલમા પણ ન પડે “ એવો સ્વતંત્ર અને બેદરકાર છે પરંતુ અમૂક ચોક્કસ કારણો કે

"જે પૂરેપૂરા તો હુ પણ સમજી શકતો નથી, છતા થોડા ઘણા જે
"કઇ હુ જાણવા સશક્ત થયો છુ, તે ઉપરથી હુ એમ ક્હી શકુ
"છુ કે આ ખાસ પ્રેમ સબધને માટે યોગેન્દ્રની મજુરીની જરૂર
"છે, નહિતર ત્હમારો આ સબધ અનિષ્ટમા પરિણમશે ! !"
વિશુદ્ધાનદ આટલો પ્રત્યુત્તરવાળી પોતાના આસન ઉપરથી ઉભો થયો
અને તે ખડમા આમ ત્હેમ આટા મારવા લાગ્યો—

મ્હારા શબ્દોથી ત્હેના મસ્તિષ્ક ઉપર કઇ જુદા પ્રકારની
અસર થઇ હોય ત્હેમ તે વારે વારે સ્વગત હસતો હતો-પાચ સાત
મીનીટ આમ ત્હેમ આટા માર્યા બાદ ત્હેણે હુ કઇ બોલવા જાઉં
તે અગાઉ તે જયન્તિને સબોધીને બોલ્યો "જયન્તિ ? હુ હવે
"મ્હારી ફરજ અદા કરીને મ્હારે રસ્તે પડુ છુ-પણ મ્હે જે જે
"કઈ કહ્યુ છે તે ઉપર સપૂર્ણતાયે વિચાર કરી જોશો-ત્હેમ છતા
"જો ત્હમારે આ શબ્દો અમાન્ય રાખવા હોય તોયે વિશ્વવિભૂતિના
"પેલા મત્રનો જપયજ્ઞ ચૂકતા નહિ ? હુ હવે જઇશ !"

આટલુ બોલી વિશુદ્ધાનદ દ્વાર તરફ આગળ ધસ્યો અને દ્વાર
ઉઘાડી ખડ બહાર નીકળ્યો અને દાદરવાટે થઇ રસ્તે પડયો હુ,
જયન્તિ અને સ્વયસુધા એની પાછળ પાછળ નીચે સુધી ગયા-અને
તે જ્યારે દૂર નીકળી જઇ દ્રષ્ટિએ દેખાતો બધ થયો ત્યારે પાછા
ફર્યા-મધદ્વારે ખડમા એના એકાએક આગમને મ્હને મુગ્ધ કર્યો
હતો અને ત્હેના એ આગમન સબધના ભેદપરત્વે મ્હને અનેક તર્ક
વિતર્ક થયા કરતા હતા, જતી વખતે તે એક સામાન્ય મનુષ્યની
રીત પ્રમાણે રસ્તે પડયો ત્યારે તે મ્હારા તર્કોનુ પ્રમાણ વધી પડયુ
અને મ્હને ત્હેના ઉંડાણમા કઇક આશ્ચર્યકારક ન સમજી શકાય

એવો ભેદ લાગ્યો-છતા મ્હે તે પરત્વે તે સમયે કઇ પણ પૃચ્છા જયન્તિને કરવી યોગ્ય માની લઇ—

વિશુદ્ધાનદના ગયા પછી અમ્હો ફરીથી અમ્હારા ખડમા આવી મૂળ પ્રમાણે બેસી ગયા-અને પુન વાતે ચઢયા જયન્તિએ આરભ કરતા જણાવ્યુ "તે ગમે ત્હેમ હો-વિશુદ્ધાનદ કહે છે તે પ્રમાણે "આપણે ગમે તે ગ્રામમા આવી પડીએ, પણ આપણે આ મીઠો "સબધ હમેશને માટે તો શુ પણ એક મીનીટને માટે ન ભૂલી "શકીએ? કોણ જાણે છે કે આ બધા શબ્દો સાચા હશે? પરમા "ત્માની ઇચ્છા હશે ત્હેમ થયા કરશે?"

જયન્તિ આટલુ બોલીને મૌન રહી!

જયતિને આવી રીતે નિર્ભય અને મક્કમ થતી જોઇને મ્હારૂ હૃદય અત્યત પ્રસન્ન થયુ અને હુ નિર્ણયને સમત થતો બોલ્યો "આજ નિર્ણય ખરો છે આ ઉર્મીપુરમા બેઠા આપણને હિમાલ-"યમા અમુક યોગીઓ આપણે માટે શુ ધારે છે અથવા આપણને "કયા પ્રકારની આજ્ઞાઓ કરે છે તે આપણે જોવાનુ નથી-યૌગીક "શક્તિઓમા મ્હને શ્રદ્ધા છે અને હુ ત્હેના પ્રભાવને માનુ છુ-"પરતૂ પ્રેમલગ્ન કે ત્હેના ધર્મ ઉપર જગતના કોઇ પણ વિજ્ઞાનની "સત્તા ન ચાલતી હોવાથી આપણને કશો પણ ભય પામવાને "કારણ નથી-અને આ વિશુદ્ધાનદના આવી ગયા પછી મ્હને તો "કેટલીક બાબતો એવી શક પડતી લાગે છે કે આપણને આ બધા "શબ્દો માનવાને ખાસ પ્રયોજન નથી-યોગના બ્હાના નીચે કેટ-"લેક સ્થળે પ્રપચો ચાલતા હોવાથી પ્રત્યેક બાબત કબુલ કરતા "પહેલા બહુ સાવધ રહેવુ જોઇએ-જો કે ત્હમારૂ પ્રકરણ અને ઘટ

"નાઓ એટલી બધી આશ્ચર્યકારક છે કે મ્હને કોઇ કોઇ બાબતમા
"જે જે સદેહ ઉત્પન્ન થાય છે, ત્હેનો પણ નાશ થઇ જાય છે, છતા
"પણ મ્હને યોગની સાથે કઇક ઇંદ્રજાળ જહેવુ પણ લાગે છે ?"

મ્હે મ્હારો અભિપ્રાય વ્યક્ત કર્યો

મ્હારા આ અતિમ શબ્દોએ જયન્તિ અને સ્વયસુધા ઉપર
કઇ જુદા પ્રકારની અસર કરી નાખી–સ્વયસુધા તો એકદમ બોલી
ઉઠી "શુ વ્હાલાભાઇ ! આના ઉંડાણમા કઇ માયાવી ભેદ છે ?
"શુ આ અદ્ભૂત ઘટનાઓ પ્રપચ ભરેલી છે ?"

"એમ ઉતાવળી ન થા–મ્હારા ક્હેવાનો અર્થ ત્હારા સમજ-
"વામા ન આવ્યો–આમા એવુ નથી કે આ સર્વ કઇ ઇદ્રજાળના
"ખેલ છે, પરતૂ જયન્તિના જીવનમા એક યોગ પ્રભાવ કઇ ઉચ્ચ
'ઉદ્દેશાનુનાર, અને એક માયાની ઇંદ્રજાળ, કઇ મલિન અથવા નીચ
"ઉદ્દેશાનુસાર કોઇ બે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ તરફથી ખેલવામા
"આવે છે, તેટલોજ ત્હેનો અર્થ છે ? અને તે પણ મ્હારા અનુ-
"માન છે, એની સત્યતા તો પ્રસગે સિદ્ધ થશે ' ! " મ્હે સ્વય-
સુધાના ઉદ્ગારોનો પ્રત્યુત્તર વાળ્યો

"પણ આપે આવા અનુમાન કયા કારણો ઉપરથી બાધ્યા તે
"આપ જાહેર કરી શકશો ?"

જયન્તિએ મ્હારા શબ્દો સાભળી લીધા બાદ પૂછ્યુ

"હા, ઘણીજ ખુશીથી–પણ તે હાલ તરત નાહ–મ્હારે હજૂ
"આ પ્રકરણના સબધમા ઘણો અભ્યાસ કરવાનો છે અને મ્હારો
"તે અભ્યાસ સપૂર્ણ થયેથી હુ તે સર્વ કઇ ત્હમને વગર પૂછ્યે
"જાહેર કરીશ ' ! "

"પણ ત્હેમ થતા કેટલો વખત લાગશે ?"

જયન્તિએ અધીરી થઇને પૂછ્યુ

"માત્ર દશ બાર દિવસ-અને જે દિવસે હુ તે હકીકત સમજી
"લઇશ તે દિવસે ત્હમને જાહેર કરી મ્હારે ઘેર જવાની રજા
"લઇશ-હુ આશા રાખુ છુ કે વસ્તુસ્થિતિ સારી પેઠે નક્કી કરવા
"આટલી મુદ્દત ત્હમે અવશ્ય ધીરજ રાખશો !"

"જહેવી આપની મરજી-બાકી મ્હારૂ દીલ તો અત્યારેજ
"તલપાપડ થઇ રૂહ્યુ છે ?!" જયન્તિએ જણાવ્યુ

"અને મ્હારૂ પણ એમજ ?" સ્વયસુધા જે મૌન હતી ત્હેણે
પણ ઉદ્ગાર ક્હાડ્યા-હુ નિરૂત્તર રૂહ્યો



## પ્રકરણ ૧૦



### પ્રિયા માટે પદર દિવસ.

જયન્તિ, સ્વયસુધા અને હુ ત્રણે જણ દિવસનો મ્હોટો ભાગ
સાથે રૂહેતા રાત્રિએ પણ વાર્ત્તાવિનોદ ચાલે ત્યા સુધી એમજ બનતુ-
માત્ર હુ સુવા માટે પથારીમા જઇ પડુ ત્યારેજ મ્હને એકાન્ત
મળતી અને તે એકાન્તનો હુ સદુપયોગ કરી લેતો ત્રણ દિવસ પૂરા
થયા પછી, ચોથા દિવસે સુવાની તૈયારી કરતો હતો તે વખતે મ્હે
એક નવિન આશ્ચર્યકારક ઘટના મ્હારા સુવાના ખડમા જોઇ બારી
બારણા બધ હોવા છતા મ્હે વિશુદ્ધાનદને કોઇ ભેદ ભરી રીતે તે
ખડમા દાખલ થયેલો જોયો-હુ એકદમ ચમકીને બોલી ઉઠયો
"કોણ ?" દાખલ થનાર વ્યક્તિ વિશુદ્ધાનદ છે એવી ખાત્રી મ્હને

હતી છતા મ્હે વધારે ખાત્રી કરવાના હેતુથી એ પ્રશ્ન કર્યો "એ
"તો હું વિશુદ્ધાનદ!" વિશુદ્ધાનદ મ્હારી પથારી તરફ આવતો
બોલ્યો અને છેક સમીપ આવી મ્હારી જોડે જોડ પથારી ઉપર બેઠા
"અત્યારે ક્યાથી?" મ્હે એના તરફ એકાગ્ર દ્રષ્ટિથી બે ત્રણ
મીનીટ જોઇ રહ્યા પછી પ્રશ્ન કર્યો

"કારણસર આવ્યો છુ! અને કામ પણ એટલુજ એવુ
"અગત્યનુ છે?' વિશુદ્ધાનદે મ્હારી જીજ્ઞાસા ફિરકેરતા કહ્યુ અને
આગળ વધ્યો

"તે હુ કહુ છુ–તો ધ્યાન દઇ સાભળશો યોગેન્દ્ર આજ
"રોજ આ શહેરના નજીકના પેલા નદી કિનારે આવેલા આશ્રમમા
"આવી પ્હોચ્યો છે અને આપને ત્હેમજ જયન્તિને ખાસ અગત્યના
"કારણસર ત્યા બોલાવે છે! જો આપ આવશો તો અગત્યનો
"લાભ થશે? એના મસર્ગમા આવવુ લાભદાયક છે!!"

"અત્યારેને અત્યારે?" મ્હે કઇક ગુચવાઇને પૂછ્યુ

"હા,"

"કાલે સવારમા મળીયે તો કેમ?"

"ના, ત્રણ ચાર કલાક પછી તો તે રસ્તે પડી જશે!"

"પણ અત્યારે એવુ શુ કામ હશે?"

"એ તો હુ જાણતો નથી–પણ કઇક એવુ અગત્યનુ હશે
"ત્યારેજ બોલાવતો હશે ને?!"

વિશુદ્ધાનદે પ્રત્યુત્તર વાળ્યો

વિશુદ્ધાનદના શબ્દોમા મ્હે મ્હારો સપૂર્ણ વિશ્વાસ તો ન
મૂક્યો–પરતૂ આ બધી ઘટનાઓના ઉંડાણુમા શો ભેદ છે તે જાણી

લેવાની જીજ્ઞાસા ખાતર મ્હે વિશેષ પૃચ્છા કર્યા સિવાય ત્હેની સાથે એકલાપડે જવાનો નિર્ણય કરી લીધો અને ત્યારબાદ બોલ્યો "તો
"હુ આવુ-પરતૂ હુ એકલોજ જયન્તિને સાથે નહિ લાવી શકુ-
"કારણ કે આટલી રાત્રિએ એના જ્હેવી એક કુમારિકાને સાથે લઇ
"જવી મ્હને યોગ્ય નથી લાગતુ-ત્હેમજ ત્હેમ કરવાની ત્હેના માતા-
"પિતા સમતિ ન આપે-તોપણ જો એની હાજરીની ખાસજ
"જરૂર હશે તો અત્યારે હુ એકલો આવી કારણ અવગત કરી
"આવતી કાલે ત્હેને સાથે લઇ આવીશ-અને તે પૂરતુ અત્રે થોભી
"જવા ત્હેમને વિનવીશ ?"

મ્હે જણાવ્યુ

"તો ત્હેમ કરો-એમા મ્હને વાધો નથી પરતુ ઢીલ કરશો
"નહિ-આવવુ હોય તો એકદમ તૈયાર થઇ જાઓ !"

વિશુદ્ધાનદ પથારીમાથી ઉભો થતો બોલ્યો હુ પણ ત્હેની સાથે પથારીમાથી ઉભો થઇ બનતી ત્વરાએ સુવાની તૈયારી માટે કાઢી નાખેલા વસ્ત્રો પરિધાન કરી તૈયાર થઇ ગયો-અને ઘરમા કોઇને પણ કશી ખબર આપ્યા સિવાય વિશુદ્ધાનદની પાછળ પાછળ ચાલ્યો વીરમુખરાય, મહાલક્ષ્મી, સ્વયસુધા, જયન્તિ અને ઘરના બીજા નોકર ચાકરો વિગેરે સર્વે જણ નિદ્રાધીન હતા,-ખડમાથી બહાર નીકળી દાદરવાટે નીચે ઉતરી મ્હે દાદરનુ દ્વાર બધ કરી બહારથી તાળુ લગાવ્યુ અને કોઇ ન જાણી શકે એવી રીતે વિશુદ્ધાનદ સાથે નદી તરફ જવા લાગ્યો-રાત્રિ ચાદની હતી અને રાત્રિના બેએક વાગ્યાનો સુમાર થયો હતો, તે વખતે હુ એક જીજ્ઞાસાને સતોષવા

પેલા પુરૂષની સાથે સાથે તે જ્યા લઇ જાય ત્યા જઇ રૂહ્યો હતો'

એકાદ માઇલનો રસ્તો વટાવી અમ્હે નદીની નજીક આવી પ્હોચ્યા અને ત્હેના એક તરફના કિનારે કિનારે દૂર જવા લાગ્યા. રસ્તે ચાલતા હુ વિશુદ્ધાનદને અનેક પ્રશ્ન કરતો અને ત્હેનો ખુલાસો મ્હને તરતજ મળી જતો આવી રીતે થોડોક રસ્તો કાપ્યાબાદ અમ્હે એક અરણ્યના વૃક્ષોથી ભરપૂર એવા એક ગાઢા બાગમા દાખલ થયા વિશુદ્ધાનદ માર્ગદર્શક થઇને મ્હને કોઈ પણ પ્રકારે કશી હરકત ન પડે એવી રીતે સરલ માર્ગે દોરતો હતો–જ્હેમ જ્હેમ આગળ જતા હતા ત્હેમ ત્હેમ અરણ્ય વધારે ગાઢુ થતુ જતુ હતુ, પરતૂ એના નૈસર્ગિક દેખાવો મ્હારા હૃદયને ખુશ કરતા હતા–અને મ્હારા ચાલવાનો શ્રમ ઉતરી જતો હતો–છેવટે એક સુદર આમ્રઘટા આવી પ્હોચી અને અમ્હે ત્હેમા દાખલ થયા–અને દ્રષ્ટિ કરતા જોયુ તો ત્હેની નજીકમા એક બેઠા ઘાટનુ એક મકાન જોવામા આવ્યુ મકાન તરફ આગળી કરી મ્હારૂ ધ્યાન ખેચી વિશુદ્ધાનદ બોલ્યો "હુ જે "આશ્રમ ક્હુ છુ તે આજ અને યોગેન્દ્ર અત્યારે તે આશ્રમમા છે ?" મ્હે તે આશ્રમનુ અવલોકન દૂર રૂહે શરૂ કરી દીધુ પણ એટલામા તો અમ્હે ત્હેની છેક નજીક પ્હોચી ગયા–આશ્રમની ચારે બાજુ સુદર ફુલઝાડ અને છોડવા ઉછેરવામા આવ્યા હતા અને કોઇ કોઇ બાગમા કેટલાક લતામડપ ઉભા કરવામા આવ્યા હતા ફુલછોડ અને વૃક્ષ ઉપરના વિધ વિધ પ્રકારના સૌગધિક કુસુમોનો પરાગ વાતાવરણને મધુર અને શિતલ બનાવી રૂહ્યા હતો ગુલાબ, મોગરા વિગેરેની સુવાસ મ્હારી ઘ્રાણેન્દ્રિયને ખુશી કરવા લાગી અને મ્હારૂ મગજ શિતલ થઇ ગયુ આશ્રમનુ મકાન ઇટચુનાથી ચણવામા આવ્યુ હતુ,

અને ત્હેમા પ્રવેશ કરવાને માટે એક મુખ્ય દ્વાર હતુ—હું અને વિશુદ્ધાનંદ તે દ્વાર વાટે અંદરના ભાગમા દાખલ થયા—અંદરના ભાગમા થોડેક દૂર પૂહોચ્યા પછી એક બીજુ દ્વાર આવ્યુ તે બંધ હોવાથી વિશુદ્ધાનંદે ત્રણ ચાર ટકોરા કરીને ખખડાવ્યુ અને તરતજ તે દ્વાર ઉઘડ્યુ અને અમ્હે અંદર દાખલ થયા—તે ખંડમા દાખલ થતા મ્હે જોયુ તો તે ખંડ એક વિશાળ ખંડ હતો અને ત્હેની સુંદરના અને સ્વચ્છતા પ્રશંસનિય હતી બીજુ બારીક અવલોકન કરવા જાઉ તે અગાઉ તો મ્હારી દ્રષ્ટિ તે ખંડના એક ભાગ ઉપર એક મૃગચર્મ ઉપર પદ્માસન લગાવી બેઠેલા એક ભવ્યયોગી તરફ ગઇ—જ્હેના શરીરનો દેખાવ રૂષ્ટ પુષ્ટ અને પ્રતિભા ભર્યો હતો—વિશુદ્ધાનંદે ત્હેની નજીક જઇને ત્હેને પ્રણામ કર્યા એટલે મ્હે પણ તે પ્રમાણે કર્યું અને ત્હેમની સંજ્ઞા થતા સામે પડેલા એક લાબા વ્યાઘ્રચર્મ ઉપર બેસી ગયા—આસન લીધા પછી વિશુદ્ધાનંદે મ્હારૂ ઓળખાણ કરાવતા કહ્યુ કે "સ્વર્ગકુમાર તે આજ અને આપની આજ્ઞા પ્રમાણે ત્હેમને "બોલાવી લાવ્યો છુ—રાત્રિ હોવાથી જયન્તિ નહિ આવી શકે, "એવી એમ્હની ઇચ્છા થવાથી મ્હે તે પરત્વે વિશેષ આગ્રહ કર્યો "નહિ ! એટલે તે આવી નથી"

"જ્હેવી એમ્હની ઇચ્છા ! બાકી આવી હોત તો સારૂ હતું !"

તે યોગીએ પ્રત્યુત્તર વાળતા જણાવ્યુ—

મ્હારી પૃચ્છા ઉપરથી વિશુદ્ધાનંદે "યોગેન્દ્ર તે આ પોતે" એમ જણાવી મ્હારા મનનુ સમાધાન કર્યું અને હું કંઇક નિશ્ચિત થઇને બેઠો જો કે મ્હારા સંદેહના અનુમાનો પ્રમાણે હુ પોતે કેવા પ્રકારનુ સાહસ ખેડી રહ્યો હતો, તે જાણતો હતો એટલે તે નિશ્ચિ-

તતાના ઉડાણમા પણ ભય તો હતો જ—મ્હારી જીજ્ઞાસા, યોગેન્દ્ર હવે શુ કહે છે તે જાણવા માટે વધારે તિવ્ર બની હતી અને તે, તે વિષય કયારે છેડે તે જાણવા તલપતી હતી યોગેન્દ્રનું વય મ્હને ત્રીસેક વર્ષનું યુવાભર્યું લાગ્યુ—ત્હેના શીર્ષ ઉપરના કેશ ઘણાજ આછા અને રોજ તેલ નાખી ઓળવામા આવતા હોય ત્હેવા કુમાસ પડતા, ચકચકિત અને સુવ્યવસ્થિત લાગ્યા—એની આખો કઇક ખુમારી ભરેલી છતા શાન્ત જણાતી હતી અને કપોલ પ્રદેશ ઉપર સિદૂરનું ત્રિપુડ હતુ કઠમા રૂદ્રાક્ષની માળા અને એક લગોટી સિવાય ત્હેનું તમામ અગ નગ્ન હતું શરીરનો વર્ણ શ્યામ અને ત્હેના ઉપર ભસ્મ લગાવવાથી આવેલી સફેદી વિચિત્ર જણાતી હતી ?

"જયન્તિ આવી હોત તો સારૂ હતું" યોગેન્દ્રના એ શબ્દોના પ્રત્યુત્તરમા હું બોલ્યો "પણ મહાપુરૂષ ! હવે મ્હને કૃપા કરીને "આપ કહેશો કે મ્હને અહિ શા માટે બોલાવવામા આવ્યો છે. "જેથી હુ તે હકીકત જાણી તરત જ પાછો ફરી જાઉ—"

હુ ઘર આગળ કોઇને કશી પણ ખબર આપ્યા સિવાય ચુપ-ચુપ ચાલ્યો આવ્યો હતો તેથી મ્હારો વિચાર, આવ્યો હતો ત્હેવો રાત્રિના જ અમલમા ઘેર પહોચી જવાનો હતો, તેથી બનતી ત્વરાયે કામ પતી જાય એવો પ્રયત્ન કરવા લાગ્યો

જે ખડમા અમ્હે બેઠા હતા તે ખડમા એક ભાગ ઉપર એક ઇંટ માટીથી ચણેલી એક ન્હાની બેઠક બનાવવામા આવી હતી અને તે બેઠક ઉપર કોઇ સ્ત્રીનુ ચિત્ર હોય એવુ મ્હને દૂરથી લાગ્યુ ચિત્ર દિવાલને અઢેલીને બેઠક ઉપર ગોઠવવામા આવ્યુ હતુ અને ત્હેની સમીપમા એક પિત્તળની મ્હોટી દીવીમા ઘીનો દિવો ચકચકિત રીતે

બળતો હતો અને ત્હેનો પ્રકાશ તે આખા ખડમા ફેલાતો હતો– બેઠકની નજીક બોયતળીએ એક યજ્ઞવેદી બનાવેલી હતી અને ત્હેમા અમૂક સમય ઉપર હોમવામા આવેલા, ઘૃત, જવ, વિગેરે દ્રવ્યોના અવશેષ હજુ પણ બળી રહ્યા હોય ત્હેમ ત્હેમાથી પળે પળે અગ્નિની જ્વાળા બહાર ભભુકી આવતી અને બળી રહેલા દ્રવ્યોના ધુમ્રદ્વારા ત્હેની સુવાસ આખા ખડમા ફેલાઇ રહી હતી–આ સિવાય બીજા કેટલાક ચિત્ર તે ખડની દિવાલો ઉપર એક બીજાથી થોડે થોડે દૂર લગાવેલા હતા, પરતૂ ત્હેમની સખ્યા ગણીગાઠી હોવાથી એવડા મ્હોટા વિશાળ ખડમા એમ્હનો દેખાવ ખાસ ધ્યાન ખેચતો ન્હોતો, છતા મ્હે તે બાબતો પણ દૂરથી જોઇ લીધી હુ આ બધા અવલોકનમા હતો ત્હેવામા યોગેન્દ્ર પદ્માસનનો ત્યાગ કરી ઉભો થઇ ગયો અને ત્હેની સાથે હું અને વિશુદ્ધાનદ પણ ઉભા થઇ ગયા અને યોગેન્દ્રની સાથે સાથે પેલી બેઠકની નજીક ગયા યજ્ઞવેદીની નજીક ઉભા રહીને યોગેન્દ્રે મ્હારૂ ધ્યાન ખેચીને જણાવ્યુ " "સ્વર્ગકુમાર' "આ સામે ચિત્ર છે તે કોનુ છે તે ત્હે જોયુ ?" "નાજી, હું જોઉ "તો કહી શકુ કે તે કોનુ છે ? પણ ત્હેમ કરવા આપની આજ્ઞા "મળવી જોઇએ ?"

હું આટલુ બોલીને યોગેન્દ્રની આજ્ઞા થવાથી બેઠક ઉપર ચઢી ગયો અને ચિત્રને ધારી ધારીને જોવા લાગ્યો મ્હારા આશ્ચર્ય વચ્ચે મ્હે જોયુ તો તે ચિત્ર મ્હારી પ્રિયત્તમ જયન્તિનુ હતુ અને ઘણુંજ સુદર હતુ પ્રિયત્તમ જયન્તિને આમેહુબ રીતે આ ચિત્રમા ચિત્રાયેલી જોઇને મ્હારૂ અતકરણ અત્યત પ્રસન્ન થયુ પરતુ યોગેન્દ્રના આ આવાસમા "જયન્તિનુ ચિત્ર શા માટે ?' એ પ્રશ્ને મ્હારૂ મગજ

ફરી ગયુ અને હુ અનેક તર્ક વિતર્કમા ચઢી ગયો ? હુ દશ પદર મીનીટ ચિત્રને ધારી ધારીને જોવામા અને તદ્વિષયક અનેક તર્ક કરવામા મૂઢ જહેવો ઉભો થઇ રહ્યો મ્હારી આ સ્થિતિ જોઇને યોગેન્દ્રે પૂછ્યુ "કેમ હવે તુ કહી શકીશ કે આ ચિત્ર કોનુ છે ?"

"હા, તે ચિત્ર જયન્તિનુ છે પણ તે અહિ શી રીતે ?"

મ્હે પ્રત્યુત્તર વાળીને સાથે સાથે પ્રશ્ન કર્યો

"એ જુદો પ્રશ્ન છે અને તે હુ ત્હને જણાવીશ ત્હને અહિ "બોલાવવાનુ પ્રયોજન પણ તેજ છે ? પણ સ્વર્ગકુમાર ! આવી "સુદર અને નિર્દોષ કુમારિકાને તુ જગતની ઉપાધિમા નાખીને "એના આત્મજીવનનુ સત્યાનાશ વાળવા શા માટે તૈયાર થયો છે ? "એને હજુ સંપૂર્ણ થવા દે અને ત્યાર બાદ ત્હારી ઇચ્છા હશે તો "હુ ત્હને પરણાવીશ હાલ એને મુક્ત ફરવા દે તો સારૂ !!'

યોગેન્દ્રે જણાવ્યુ હુ યોગેન્દ્રના આ શબ્દો ધ્યાન-પૂર્વક સાભળી રહ્યો હતો, પરતૂ પ્રત્યુત્તરમા હુ કઇજ ન બોલ્યો છેવટે અમ્હે બેઠક પાસેથી ખસીને મૂળ સ્થાન ઉપર આવી પોતપોતાને સ્થાને બેસી ગયા—

"મ્હે જે કહ્યુ તે વાત ત્હને સમજાય છે ?"

યોગેન્દ્રે આસન લીધા બાદ મ્હને ફરીથી પૂછ્યુ

"હા, સપૂર્ણ રીતે અને એના આત્માનુ કલ્યાણ થતુ હોય "એવા ઉપાયો યોજાતા હોય તો ત્હેમા મ્હારી સપૂર્ણ સમ્મત છે, "પણ યોગીરાજ ! એક બાબત હુ જરા પણ સમજી શકતો નથી કે "જહેમા મ્હારી કઇ પણ કસુર ન હોય તે બાબતમા મ્હને શા

"માટે ગુન્હેગાર ઠરાવવામા આવે છે?" મ્હે પ્રત્યુત્તર વાળી એક બીજો પ્રશ્ન કર્યો

"એટલે?" યોગેન્દ્ર મ્હારા કથનનુ તાત્પર્ય સમજી શક્યો નહિ "જયન્તિને લગ્નની ઉપાધિમા હુ પોતે નાખી રહ્યો છુ એવુ "જે કહેવામા આવે છે તે ભયકર અસત્ય છે તે પોતે પોતાના "નિર્ણયથી આ ઉપાધિમા પડે છે, એમા હુ શુ કરૂ? ઉલટુ યોગી- "રાજ! આમા તો એવુ બની રહ્યુ છે કે તે પોતે મ્હને આ "ઉપાધિમા નાખી રહી છે?" "બાકી ત્હેનો પ્રેમ મ્હારા તરફ "વળ્યો છે તેજ મ્હારો ગુન્હો?" આટલુ જણાવી મ્હે મ્હારા બ્રહ્મચર્યના વ્રતની મક્કમતા અને ત્હેના મક્કમ પ્રેમના અરસ્પરસ યુદ્ધનો ઇતિહાસ સક્ષિપ્તમા કહી સભળાવ્યો અને ત્હેની આ મક્કમતા અને પ્રેમવૃત્તિ કોઇ પણ રીતે ચલિત વા કર્ત્તવ્ય ભ્રષ્ટ થાય એવી નથી ત્હેની પણ ખાત્રી આપી દીધી—

"તો તે ત્હેના આત્મજીવનને ગુમાવશે?"

યોગેન્દ્રે ઉદ્ગાર કહાડયા પ્રત્યુત્તરમા હુ બોલ્યો "એ વાત "ખરી, પણ સાથે સાથે ત્હેના દીલને ગમ્યુ તે પણ ખરૂ-પરતુ "યોગીરાજ! હુ આપને એ પૂછવાની રજા લઉ છુ કે તે જ્યારે "આવી રીતે પોતાના ઇષ્ટ ધ્યેયની પાછળ દોડે છે તો આપે હવે "એની આટની બધી દરકાર શા માટે કરવી જોઇએ-એને એમ "ગમે છે તો એને એના આ ઇષ્ટ વા અનિષ્ટ માર્ગે સ્વતત્રતાથી "જવા દ્યો-અને આપ આપના પ્રયોગોને માટે કોઇ બીજી કુમારિકા "શોધી કહાડો-તે જયન્તિજ હોય એવો આગ્રહ શા માટે હોવો "જોઇએ? આવો મ્હારો નમ્ર અભિપ્રાય છે, પણ તે શબ્દો

" ઉચ્ચારવામા જો કોઇ પ્રકારનો અવિવેક થતો હોય તો ક્ષમા
" કરશો ?" હુ આટલુ બોલી મૌન રહ્યો

" એમા અવિવેક જહેવુ કઇજ નથી–ત્હારૂ કથન અક્ષરશઃ સત્ય
" છે, પણ એના ઉડાણમા કેટલાક ખાસ કારણો છે જે હુ આ પ્હેલી
" પળે ત્હારી સમક્ષ જાહેર કરવા ઇચ્છતો નથી એટલે મ્હારો આગ્રહ
" ખરો છે કે ખોટો ત્હેનો નિર્ણય ત્હારાથી નહિ થઇ શકે-વળી કઇ
" આ જયન્તિ જહેવી કુમારિકાઓ ઘરેઘર ઉત્પન્ન થતી નથી–"

યોગેન્દ્ર આટલુ બોલી મૌન રહ્યા બાદ વળી કઇ વાત સ્મરણમા તાજી થઇ આવતા મ્હને સબોધીને પૂછવા લાગ્યો " પણ સ્વર્ગ
" કુમાર ? આ જયન્તિ ત્હમારા ઉભયના લગ્ન થતા અગાઉ મૃત્યુવશ
" થશે તો પછી ત્હમારા આ પ્રેમનુ શુ પરિણામ આવશે ?" હુ આ શબ્દો સાભળી ચમકી ગયો–અને જયન્તિના મૃત્યુના અનિષ્ટ શબ્દો એને ઉચ્ચારતો જોઇ એના ઉપર અતઃકરણથી ચીડાયો પણ છેવટે પ્રેમપરત્વેની મ્હારી બેદરકારી બતાવતો બોલ્યો " પછી
" તો જહેરી પરમાત્માની ઇચ્છા–એ સબધથી જોડાઇને સસાર સુખ
" ભોગવવાનુ નહિ લખ્યુ હોય તો ત્હેમ થશે ? એનો નિર્ણય અત્યારથી કઇ થોડોજ થાય છે ?"

હુ આટલુ બોલી મૌન રહ્યો મ્હારા આ શબ્દો સાભળ્યા પછી યોગેન્દ્રે વિશુદ્ધાનદને યજ્ઞવેદી તરફ જવા આજ્ઞા કરી યોગેન્દ્રની સુચના પ્રમાણે વિશુદ્ધાનદ ત્યા ગયો અને યજ્ઞ વેદીમાથી થોડીક તાજા હોમવામા આવેલા કેટલાક દ્રવ્યોની જે હજૂ પણ સહજ ઉષ્ણ હતી ત્હેવી થોડીક ભસ્મ એક ખોબામા લઇ આવ્યો યોગેન્દ્રે આ ભસ્મના બે ભાગ કરી, એક ભાગ મ્હને આપ્યો અને જણાવ્યુ કે " જ્યા

"સુધી ત્હારો પ્રેમ આવી ભસ્મ નહિ થાય " " ત્યા સુધી ત્હમને ઉભયને સાચો પ્રેમ નહિ જ મળે !" આટલુ બોલી યોગેન્દ્ર આસન ઉપરથી ઉભો થયો અને વિશેષ કંઇ પણ બોલ્યા સિવાય આશ્રમમાથી બ્હાર નીકળી ગયો વિશુદ્ધાનંદ અને હુ પણ ત્હેની સાથે સાથે બ્હાર આવ્યા પણ તે ત્યાર પછી એટલામા કોઇ પણ સ્થળે જોવામા આવ્યો નહિ વિશુદ્ધાનંદ બોલ્યો " તે પોતાના મૂળ આશ્રમે ચાલ્યો ગયો લાગે છે—એટલે હવે નહિ મળે !" મ્હે જણાવ્યુ ત્યારે આપણે ઘર તરફ ચાલો—મ્હારે હવે ઘેર પ્હોચી જવુ જોઇએ ! " વિશુદ્ધાનંદ મ્હારી આ વાતમા સમત થયો અને અમ્હે આવ્યા હતા તે રસ્તે ગામમા પાછા આવ્યા—યોગેન્દ્રે આપેલો ભસ્મનો ભાગ મ્હે સાથે રાખ્યો હતો—અને યોગેન્દ્રના શબ્દો ઉપર હુ દિગ્મૂઢ જ્હેવી સ્થિતિમા વિચાર કરી રહ્યો હતો હુ અને વિશુદ્ધાનંદ મને પોતપોતાના વિચારમા નિમગ્ન હોવાથી અમ્હોએ કંઇ પણ વાત ચિત્ત રસ્તે ચાલતા ન કરી વીરમુખરાયનુ મકાન આવતા વિશુદ્ધાનંદે પોતાનો રસ્તો બદલ્યો—અરસ્પરસ પ્રણામ કરી અમ્હે છૂટા પડયા હુ ચુપકીથી વીરમુખરાયના મકાનમા કોઇ ન જાણે એવી રીતે દાખલ થઇ ગયો અને સીધો જયન્તિ સુતી હતી તે ખંડ તરફ ગયો અને એક બારી દ્વારા જોયુ તો તે ગાઢ નિદ્રામા આરામથી સુઇ રહી હતી હુ ત્યાથી પાછો ફર્યો અને મ્હારા ખંડમા ગયો ભસ્મને એક પડીકામા બાધી કોટના ખીસામા મૂકી અને ત્યાર બાદ કપડા બદલી પથારીમા સુઇ ગયો અને થોડીવારમા તો નિદ્રાધીન થઇ ગયો—

× × × ×

બીજે દિવસે પ્રાતઃકાળે જયન્તિ અને સ્વયસુધા મ્હારી પાસે

આવ્યા. ગત રાત્રિના અનુભવની કથા મ્હે ત્હેમને જાણી જોઇને ના કહી છતા યોગેન્દ્રના શબ્દો મ્હને કિંમતી જણાવાથી મ્હે જયન્તિના પ્રેમ બળને એક વખત ફરીથી તાવી જોયુ-પરંતુ ત્હેનું પ્રમાણ મ્હને અત્યંત પ્રબળ જણાતા મ્હે એના ધ્યેયને કોઇ પણ પ્રકારે ધોકો ન પ્હોચે તે હેતૂથી ત્હેના લગ્ન સબધની ઇચ્છાને સર્વાંશે સંમત થયો અને ત્હેની સંપૂર્ણ ખાત્રી અને કરારના બ્હાનામા સ્વયંસુધાની ગેર-હાજરીમા એના કૌમાર ગાલને પ્હેલી વખત પ્રેમથી ચુમી લીધો અને એના દીલમા મ્હારે માટે રૂહી ગયેલી થોડી ઘણી શકાનો પણ અંત આણી દીધો-જયન્તિના જીવનની બીજી ઘટનાઓ પણ મ્હે ત્હેના સ્વમુખે સાભળી લીધી અને મ્હે તે બધી હકીકતોનુ તારણ કરી એક સવિસ્તર નોધ બનાવી અને ત્હેના અમુક નિયમો પણ શોધી કાઢ્યા બન્યા અને શોધાયા તેટલા કારણ પણ એકત્ર કર્યા-પણ હું આ બધી ભેદ ભરેલી ઘટનાઓ દિના જહેવી પ્રત્યક્ષ કરી શકયો નહિ-દિવસો મનની ત્વરાથી પ્રસાર થઇ જતા હતા અને રોજને રોજ કંઇ નવુ શીખવાનુ મળતુ આનંદ, વિનોદ, ચર્ચા અને જયન્તિના બીજા સગા સબધી અને સ્નેહીજનોને મળવામા દિવસનો મ્હોટો ભાગ પ્રસાર થઇ જતો અને ત્હેમ કરતા ચૌદમા દિવસની રાત્રી પૂરી થઇ અને પંદરમા દિવ-સનુ સવાર આવ્યુ-વીરસુખરાયને હુ આજે પ્રાતચર્યાથી નિવૃત થઇને તરત જ મળ્યો અને ઘેર જવાની રજા માગી-લગ્ન થયા પ્હેલા કુમારી કન્યા સાથે ભવિષ્યના જમાઇને ઘરમા રાખવા બદલ વીરસુખ-રાય ઉપર અમ્હારી જ્ઞાતિમા અને બહારના બીજા સમાજમા ન સાભળી શકાય એવી ટીકાઓ થતી હતી ત્હેમ જ હવે વિશેષ કંઇ પણ વાત પેલી ભેદ ભરેલી ઘટનાઓના સબધમા હાથ આવે ત્હેમ

ન હોવાથી મ્હે વીરસુખરાયનુ ઘર એકદમ તાકીદે છોડી દેવાનો નિર્ણય કર્યો હતો ત્હેમજ પિતાજી તરફથી પણ એવી આજ્ઞા મળી હતી-વીરસુખરાયને શોધી લીધેલી હકીકત સક્ષિપ્તમા સમજાવી, બાકી રહેલી બાબતોનો નિર્ણય ભવિષ્યમા કરી આપવાનુ વચન આપી હુ ઘેર જવાની તૈયારી કરવા લાગ્યો જયન્તિ મ્હારા જવાથી નારાજ હતી' પણ ત્હેને સારી પેઠે સમજાવી મ્હારા વિચારમા સમત કરી, તોયે છેવટે એના વિચારને માન આપી મ્હે પદરમો દિવસ ત્યાજ પૂરો કર્યો-આવી રીતે પ્રિયા સાથેના પદર દિવસ પૂરા થયા અને સોળમે દિવસે સાની સમતિ લઇ સ્વયસુધા સાથે ઘેર વિદાય થયો

× × × × ×

આ વાત થયા પછી બે એક મહિના વીત્યા મ્હારા પિતાની શારીરિક સ્થિતિ પણ ધીમે ધીમે સુધરી ગઇ હતી અને અત્યારે તેઓ સપૂર્ણ આરોગ્યમા હતા— × × × એક તરફ મ્હારા લગ્નની તૈયારીઓ થવા લાગી લગ્નની તિથિ પણ નક્કી થઇ ચુકી હતી માત્ર એક મહિનાની વાર હતી એક મહિના પછી જયન્તિ મ્હારી પત્ની થશે અને હુ એનો પતિ થઇશ, એ મીઠા મનોરથોનુ સ્વર્ગીય સુખ હુ મનમાને મનમા અનુભવતો હતો અને મ્હારા અગતમિત્રો સાથે જયન્તિના રૂપ, લાવણ્ય અને જ્ઞાનની ચર્ચા કરતો હતો ભાવિપત્નીના ગુણોની પ્રશસા કરવામા હુ લટ્ટુ થઇ જતો સ્વયસુધાદ્વારા પ્રાપ્ત થયેલી જયન્તિની એક સુદર છબીને મ્હારા આરામગૃહમા હુ અત્યારથી પૂજી રહ્યો હતો એ સુદર છબીનુ ધ્યાન ધરવામા મ્હારા કલાકોના કલાકો વહી જતા હતા એકાન્તમા એકલો બેઠો એજ સુદર છબીની સમક્ષ હુ પ્રેમની ગાઢી થયેલી વાતો જાણે કે તે પ્રતિકૃતિ તે પોતેજ ન હોય

ત્હેમ કરતો હતો. એને જોતા મ્હારા અંતઃકરણની ઉર્મિઓ ઉભરાતી અને હૃદય કવિતા ગાતુ હતું. એ કવિતા ગાવામા મ્હારા દિવસનો અમૂક ભાગ પૂરો થઇ જતો અને એવી રીતે એ સ્થિતિમા કેટલાયે નવિન કાવ્ય સ્ફુર્યા અને કેટલાયે મધુર સંગીત ગવાયા-આવી રીતે મ્હારા બ્રહ્મચર્યના વ્રત તૂટયા અને હુ જગત્ જ્હેને "પ્રેમ" અથવા "પ્રિયા" નો આદર્શ કૂહે છે, એ આદર્શની શોધમા નીકળી પડયો. અમ્હારી છેલ્લી મુલાકાત પછી જયન્તિને માત્ર હુ એક વખત મળી શકયો હતો અને તે મુલાકાત પણ માત્ર પાચ મીનીટની હતી × × મ્હારૂ હૃદય આવી રીતે ભાવિજીવનની આશાઓમા તલ્લીન હતુ અને દિવસો પ્રસાર થતા હતા-પરંતુ પરમાત્માની ઇચ્છા જુદી હતી અને કુદરત પ્રતિકુળ હોય ત્હેમ સંયોગો બદલાયા અને "યોગેન્દ્ર"ની ભવિષ્ય વાણી સાચી પડવાની હોય ત્હેમ સુકુમાર જયન્તિ બિમાર પડયાના હૃદય ભેદક સમાચાર મળ્યા?

લગ્ન તિથિના માત્ર દશ દિવસ બાકી હતા, ત્હેનામા એક દિવસે મધ્યાન્હ કાળે, હુ મ્હારા આરામગૃહમા બેઠો બેઠો એકાદ વર્તમાન પત્ર વાચવામા તલ્લીન હતો, ત્હેવામા સ્વયંસુધા બ્હાવરી જ્હેવી બનેલી મ્હારી પાસે આવી અને જયન્તિ કોઇ ભયંકર પ્રકારના જ્વરનો ભોગ થઇ પડી છે, એવા હૃદયને આઘાત પહોચાડે અને ચિત્તને બેચેન કરે એવા સમાચાર જણાવતા બોલી "વ્હાલાભાઇ! જયન્તિનો "આ જ્વર બહુ વિષમ છે અને ડૉક્ટરો પણ ચિંતામા પડયા છે? "ત્રણ દિવસથી અત્યંત ત્રાસ પામે છે? અને ગઇ કાલથી તો "ત્હેની આ સ્થિતિ વધારે ગંભીર થઇ છે?" શુ એનો જ્વર આટલો "બધો વિષમ છે? સ્વયંસુધા! તું આ શુ કૂહે છે?" તાવ અને

તે પણ ભયંકર પ્રકારનો, એ સમાચાર સાંભળી મ્હારા પ્રેમાળ હૃદયનું 'દુઃખ વધવા માંડ્યું અને અનેક અનિષ્ટ ચિંતાઓમાં ઉતરી પડ્યો. સ્વયંસુધાની સુખ મુદ્રા પણ આ દુઃખને લીધે વ્હીલાઇ ગઇ હતી અને એની આંખો રડવા જ્હેવી થઇ ગઇ હતી.'

હું ગભરાટમાં તો હતો છતાં હૃદયમાં મહાપ્રયત્ને થોડી ઘણી હિંમત લાવતો સ્વયંસુધાને સંબોધીને બોલ્યો "એવો કેવો ભયંકર "તાવ છે કે ડૉકટરો પણ ગભરાય છે?" બહુ જ ભયંકર! વ્હાલા "ભાઇ! આ સાંભળીને હું તો હેરાનજ થઇ ગઇ છું–હું તો હમણાંને "હમણાં ત્યાં જતી હતી, પણ બાએ કહ્યું કે આપણે સાથે જઇએ "છીએ એટલે હું અટકી ગઇ છું, પણ મ્હારૂં ચિત્ત તો ત્યાંજ ભમે "છે કોણ જાણે કે શું થશે?"

સ્વયંસુધા, આ શબ્દો બોલતાં બોલતાં જયન્તિ ઉપરના અત્યંત પ્રેમને લીધે રડવા જ્હેવી થઇ ગઇ અને નિરાશ થઇ ગઇ હોય ત્હેમ ચિંતાતુર ચ્હેરે લમણે હાથ દઇને મ્હારી પાસે બેસી ગઇ? મ્હારી માનસિક સ્થિતિ એના કરતાં પણ વધારે ખરાબ હતી છતાં મ્હારી શુભ દ્રષ્ટિના પરિણામે હું સ્વયંસુધાને એના મનને શાન્તિ મળે એ હેતુથી આશ્વાસન આપતો બોલ્યો "બ્હેન! બિમાર પડવું એ આપણા "મનુષ્ય જીવનની સામાન્ય ઘટના છે વ્યાધિઓ ક્યી પળે આવી "આપણા શરીર ઉપર હુમલો કરશે, ત્હેની કંઇ ખાત્રી નથી–આ "સ્વાભાવિક જ્હેવી ઘટના હમેશાં બન્યા કરે છે–કોઇ ઘટના કોઇ "વખત અત્યંત ભયંકર પણ થઇ જાય છે, પરંતુ બિમારીની પ્રત્યેક "ઘટનામાં આપણે મરી જ જઇશું અથવા તે અશુભજ નીવડશે, એવું "માનવું જોઇએ નહિ જયન્તિને આવેલો તાવ, કાલે ઉતરી જશે–

" ત્હેમા આવા સમાચાર સાભળી આટલી બધી ગભરાય છે શાની ?
" કઇ કારણ ? "

" કારણ કે ડૉકટરો એને એક પ્રકારનો બહુ ઝેરી અને ભય-
" કર તાવ ક્હે છે અને વળી પેલા " યોગેન્દ્ર " ની ભવિષ્ય વાણી
" સાથે સાથે સ્મરણમા આવે છે ! "

સ્વય સુધાએ પોતાના ગભરાટના કારણ દર્શાવ્યા "–એમ હોય
" તોયે ત્હારે આટલુ બધુ ગભરાવાની જરૂર નથી–ઝેરી તાવના હુમલા
" માથી પણ આપણે ઇશ્વર કૃપાથી બચી જઇએ છીએ–અને " યો-
" ગેન્દ્ર " ની ભવિષ્ય વાણી કદાચ સાચી હોય તોયે આપણને ત્હેના
" કારણથી આવી અનિષ્ટ શકાઓ કરવાની આવશ્યકતા નથી–જો
" એમ બનવાનું હશે તો પછી આપણો કઇ જ ઉપાય નથી અને
" આપણો આ ગભરાટ કઇ પણ કામ લાગશે નહિ–પ્રત્યેક બિમારી
" એ મૃત્યુનુ આમત્રણ છે, એવુ તો આપણે નજ માનીએ–હુ તો
" માનુ છુ કે જયન્તિ કાલેજ સાજી થઇ જશે ? "

મ્હારા આ શબ્દોથી સ્વય સુધાના હૃદયનુ સર્વાશે સમાધાન તો
નજ થયુ પરતુ એનો કઇક ગભરાટ ઓછો થયો હોય એવુ ત્હેની
મુખમુદ્રા ઉપરથી જણાયુ–કઇક આશા, ઉત્સાહ અને હિમતના પ્રાણનો
ત્હેના તે હૃદયમા સસાર થયો ખરો, પણ ત્હેની ગ્લાનિ તો
નજ હઠી !

શાની હઠે ? પ્રેમ અને મમતા એ જુદી ચીજ છે ! !

છેવટે તે બે ચાર મીનીટ પછી ત્યાથી ઉઠી મ્હે એના હૃદયને
કઇક સતેજ કર્યું પરતૂ એના હૃદયમાથી ઓછા થયેલા ગભરાટે
ત્હેના ગયા પછી તરતજ મ્હારા હૃદયમા પ્રવેશ કર્યો અને મ્હારી

હિમત છૂપાવા લાગી હું એકદમ ગભરાવા લાગ્યો અને અનેક અનિષ્ટ ચિંતાઓના હુમલા નીચે ત્યાને ત્યાજ અર્ધો માદો અને અર્ધો ગાડા જહેવો થઇ ગયો ? કોને ખબર કે જયન્તિની આ બિમારીના ઉંડાણુમા વિધિની કેવી ઘટના હતી !'

મ્હારૂ અત કરણ, જયન્તિની આ વ્યાધિ, અનિષ્ટમા જ પરિણુમશે, એવુ એને શુભદ્રષ્ટિ અને હિમતના અ કુશથી વારવા છતા માનવા લાગ્યુ જહેને હું પ્રિયત્તમ ગણું ત્હેના સબધની કઇક અનિષ્ટ શકાઓ કરવી પડે તો, મ્હારૂ હૃદય કેટલું બધુ ચીરાય એ સ્વાભાવિક હોવાથી પ્રત્યક્ષ હતું ! ભયકર જ્વર અને ભયકર બિમારી એનો અર્થ શો ? હુ પ્રત્યેક ઘટનાઓ શુભમાજ પરિણુમે છે, એવી માન્યતા અને વિશ્વાસ ધગાવનારો પણ આજે આ સમાચારથી આટલો બધો ગભરાટમા પડી ગયો, તે શુ કઇ અનિષ્ટ પ્રસગ આવવાની આગાહી જહેવુ તો ન્હોતું ? મ્હારા પ્રેમાળ હૃદયમા અને તે પ્રેમથી ભ્રમિત થયેલા ચિત્તમા માત્ર એજ ચિતા અત્યત પ્રમાણુમા સળગવા લાગી હું એજ વિચાર અને એજ ચિતામા હૃદયમા દુખ હોવા છતા પણ તન્મય થઇ ગયો–શરીરની શીરાઓમા જયન્તિની આ ચિતાથી શરીરમા ઉકળી રૂહેલા લોહી ઉછળવા લાગ્યા–મ્હારૂ મગજ ભમવા લાગ્યુ–બુદ્ધિ હેરાન થવા લાગી અને હૃદય "ઓફાટ્યુ, ઓફાટ્યુ" એમ થવા લાગ્યુ એજ ચિતામા મ્હારા ખડમા આમ ત્હેમ આટા મારતો હુ વધારે પ્રમાણુમા બેચેન થવાથી થાકીને એક આસન ઉપર બેઠો અને મ્હારા જીવનના ભોગે પણ જયન્તિની વ્યાધિઓ નાશ પામે અને તે પોતાની મુળ સ્થિતિ ઉપર આવે તે માટે અત કરણ પૂર્વક પરમાત્માની પ્રાર્થના કરવામા

ગુ થાયો–હું હૃદયના દર્દથી રોતો બોલ્યો —

" વ્હાલા પ્રભૂ ! વિરહી હૃદયને કોઇ રીતે ઠારવા
" તે પ્રિયનુ જીવન પ્રભૂ ! યુગે યુગે સભાળવા
" પ્રિયત્તમ પ્રિયાને રાખવા, જીવન દયા વર્ષાવશો
" જહેને જતા મુજ જીવન નિગ્મ થાય, ત્હેને રક્ષજો–
" જહેના ઉપર મમતા થઇ, મ્હારૂ હૃદય જહેને ચહે
" અસ્તિત્વ એનુ ભય મહિ આવી પડે તો શુ રૂહે ?
" કે શુ રૂહે મુજ જીવન મહિ, જીવન તણી સાચી ખૂબી ?
" વ્હાલા પ્રભૂ ! શુ દીન સેવક ઉપર આ પીડા બધી ?
" યાચી રૂહ્યો છુ આપને આ આફતોથી રક્ષવા
" તુ દીન દયાળુ સાભળી લે દાદ કે ફરીયાદ આ
" ઇન્સાફ કર મ્હારા હૃદયનો મુજ જીવનનો હે પ્રભૂ !
" બીજુ કઇ માગુ નહિ, જીવાડ મ્હારૂ હૃદય તુ ! ! ! "

અતઃકરણપૂર્વક પરમાત્માની આટલી પ્રાર્થના કર્યા બાદ હું જયન્તિની છબીની નજીક જઇને ઉભો રૂહ્યો તે સુદર પ્રતિકૃત્તિનુ પ્રેમપૂર્વક અવલોકન કરી હુ જાણે તેજ જીવન્ત જયન્તિ છે એવુ સમજી એને સબોધીને બોલ્યો —

" આવો જગાવી પ્રેમ તુ, વ્હાલી અકાળે જાય કા ?
" નીભાવવી ના અત સુધી, પ્રેમ પ્રીતિ, ન્યાય શા ?
" રે ! રે ! અકાળે આમ જુદુ થઇ જવુ ઘટતુ નથી
" સબધ જો સાધ્યો પ્રિયા સુખ સાધવાના છે હજી !

× × × × ×

" તે સાધતા પ્હેલા પ્રિયા સસાર ત્યજવાનો નથી ''

× × × × ×

હૃદય ભરાઇ આવવાથી હુ વિશેષ કઇ ન બોલી શક્યો—સ્વય-
સુધા અને મ્હારી માતા એટલામા તો તૈયાર થઇને મ્હારા ખડમા
આવ્યા સ્વયસુધા ખડમા પ્રવેશ કરતા બોલી ઉઠી "વ્હાલાભાઇ'
" અમ્હે તો જયન્તિને જોવા જઇએ છીએ—બાતો ક્હેતી હતી કે
" મોડેથી જઇશુ પરતુ મ્હારાથી રૂહેવાયુ નહિ તેથી હુ ત્હેને હમણા
" જ ખેચી જાઉ છુ પિતાજી પણ કલાકેક પછી ત્યા આવશે, માટે
" ત્હમે પણ ત્હેમની સાથે જરૂરથી આવશો—જો જો પેલી થઇ ચૂકી
" છે એવી જગતની ટીકાથી ડરી જતા? જગત્ તો જહેમ ફાવે
" ત્હેમ બોલે, તેથી શુ પોતાના પ્રિયજન પ્રતિ બેદરકાર થવાય છે?"
સ્વયસુધાના શબ્દોનુ રહસ્ય હુ સમજ્યો કૌમારાવસ્થામા જયન્તિના
પિતૃગૃહે લાગલગાટ પદર વીસ દિવસ રૂહેવા જવાની વાત સમસ્ત
સમાજમા અને મુખ્યત્વે મ્હારી જ્ઞાતિમા ચર્ચાઇ હતી અને જગતે
જહેમ ફાવે ત્હેમ હુમલા અમ્હારા ઉપર કર્યા હતા, પરતુ મ્હારૂ ત્હેમજ
જયન્તિનુ કુટુબ એવુ મક્કમ અને હેતૂથી જ્ઞાત હતુ કે જગતની એવી
ચર્ચાઓને હસી ક્હાડતુ હતુ અને અમ્હોએ એવી ટીકાઓ તરફ બે
દરકારી બતાવી હતી—વળી આ નવો પ્રસગ ઉપસ્થિત થયો હતો અને
મ્હારા જવાથી દબાઇ રૂહેલી પેલી એવી ચર્ચા પુન ઉપસ્થિત થવાની
હોવાથી, હુ એવી ટીકાઓથી દબાઇને શરમમા જયન્તિને જોવા ન
જાઉં, એમાથી ચેતાવવા અને ખાસ આવવા સ્વયસુધાએ આગ્રહ કર્યો
હતો? અને તે વાસ્તવિક હતો? ભયકર વ્યાધિમા સપડાયેલી મ્હારી
ભાવિપત્નીની સ્થિતિ જોવા અને ત્હેને દદનુ આશ્વાસન આપવા હુ ન

જાઉ એ વાત બને જ કેમ ? જગતથી ડરીને કંઇ પ્રેમ અને ત્હેની સેવાની અવગણના થાય છે ખરી કે ? એટલે હુ તો ત્યા જવાના વિચા-રમા મક્કમ હતો અને સ્વયસુધાએ આગ્રહ કરીને મ્હને વધારે ઉત્તેજીત કર્યો હતો ? અને તેથી મ્હે સ્વયસુધાને જતા જતા પ્રિયાને આ પ્રેમસંદેશતો કૂહાવ્યો હતો કે " એને જરૂરથી કુહેજે કે આજે " સ્વર્ગકુમાર સાજના કોઇ પણ સમયે ત્હેને આવીને અવશ્ય " મળી જશે અને બની શકશે તો ત્હારી સેવા સુશ્રુષા કરવા આજની " રાત્રી પણ ત્હારી પાસે ગાળશે ! ! '

માતા અને બ્હેનના ગયા પછી હુ એ જ વિચારમા આરામ લેવા સારૂ પથારીમા પડયો અને એ જ વિચારમા નિદ્રાધીન થઇ ગયો. દોઢેક કલાક સ્વપ્ન ભરી પણ મીઠી નિદ્રા ભોગવી હુ જાગૃત થયો અને ઘડીયાળમા જોયુ તો બરોબર પાચ વાગ્યા હતા જાગૃત થયા છતા પણ દશ પદર મીનીટ દિગ્મૂઢ જહેવો પથારીમા બેસી રહ્યો અને ત્યારબાદ મગજ ઠેકાણે આવ્યા પછી પથારીનો ત્યાગ કરી ઉભો થયો મુખમુદ્રા અને હાથ પગ શિતળ જળથી ધોઇ લીધા અને વસ્ત્ર પહેરી બહાર જવાના વિચારમા તૈયાર થયો નિદ્રાનો દોઢેક કલાકનો આરામ મળવાથી મ્હારૂ મગજ અને શરીર કંઇક સ્ફુર્ત્તિ અને જાગૃતિમા આવ્યા હતા મીઠી નિદ્રાએ હૃદયના દર્દને કંઇક અશે ભૂલાવ્યુ હતુ અનિષ્ટ અને તરગી વિચાર વમળો અટકવાથી મન પણ સ્ફુર્ત્તિમા હતુ-સક્ષિપ્તમા તે વખતે હુ કઇક પ્રમાણમા નવુ અને ઉત્સાહી જીવન પામ્યો હતો-નીચે તપાસ કરતા અવગત થયુ કે પિતાજી મ્હને ગાઢ નિદ્રામા પડેલો જોઇને મ્હારી રાહ જોયા સિવાય અર્ધોએક કલાક અગાઉ જયન્તિને જોવા બહાર નીકળી પડયા હતા-પ્હેલા મ્હારો એક વિચાર

જયન્તિને જોવા પિતાજીની સાથે જવાનો હતો, જ્યારે બીજો વિચાર એકલા જવાનો હતો,-પિતાજીને ચાલ્યા ગયેલા જોઇને આ બીજો વિચાર સફલ થવાનો આકસ્મિક યોગ ઉત્પન્ન થયેલો જોઇને મ્હારી ચિત્તવૃત્તિ પ્રસન્ન થઇ ગઇ અને ત્હેનાથી મ્હને ભારે પ્રોત્સાહન મળ્યુ જતા અગાઉ વધારે ઉત્તેજીત થવાને મ્હેં ચ્હા પીવાનો વિચાર કર્યો નોકરને ચ્હા બનાવી લાવવા સુચના કરી હુ મ્હારા ખડમા આમત્હેમ આટા મારવા લાગ્યો દશેક મીનીટમા તો ચ્હા તૈયાર થઇ આવી ચ્હાને ઇન્સાફ આપી હુ જયન્તિને જોઇ આવવાની અધીર રતામા મ્હારૂ ઘર છોડી ત્વરાથી પ્હોચી જવાય તેથી એક ગાડી ભાડે કરી લઇ રસ્તે પડયો



# પ્રકરણ ૧૧

## તે અંતિમ મુલાકાત

ઘેરથી નીકળ્યા પછી અર્ધાએક કલાકમા તો હુ જયન્તિના પિતૃ-ગૃહે જઇ પ્હોચ્યો, અને જે ખડમા જયન્તિ બિમાર સુતી હતી તે ખડમા પ્રવેશ કરતા જોયુ તો તે વિશાળ ખડમા તે વખતે આસરે વીસેક મનુષ્ય હાજર હતા અને તેઓ બધા જયન્તિના સબધી અને સ્નેહીજન હતા મ્હારા પિતા, માતા અને સ્વયસુધા પણ હજુ સુધી ત્યા હતા વીરમુખરાય અને મહાલક્ષ્મી જયન્તિની પાસે ત્હેના શીર્ષના ભાગ તરફ ઓશીકાએ બેઠા હતા સ્વયસુધા તો જયન્તિ સુતી હતી તે પલગમા બેસી ગઇ હતી અને વારે વારે પોતાની અચેતન પડેલી બ્હેનપણીનુ બ્હીલાઇ ગયેલુ મુખ જોયા કરતી હતી જયન્તિની બીજી બે ચાર બ્હેનપણીઓ જ્હેમને હુ વીરમુખરાયના ત્યાના પેલા પન્દર વીસ દિવસના સહવાસમા ઓળખતો થયો હતો, તેઓ પણ હાજર હતી બીજાં કેટલાક જયન્તિના માયાળુ પડોસી હતા અને બીજા પાચ સાત મનુષ્યો તદ્દન અપરિચિત હોવાથી હુ ત્હેમને ઓળખી શકયો નહિ આ બધા સખ્યાબધ મનુષ્યોની હાજરીમા હુ કઇ જયન્તિ પાસે જઇ શકુ ત્હેમ ન્હોતુ એટલે ખડમા પ્રવેશ કર્યા બાદ હુ કઇક ખચવાયો તો ખરો, પણ આખરે બધાથી થોડેક દૂર કોઇ મ્હને ફરીથી જોઇ ન જાય ત્હેમ છાનોમાનો બેસી ગયો. અને વિચારમા પડયો વીરમુખરાયે અને ત્હેમના બીજા કુટુબીઓ આવા પ્રસગમા પણ મ્હારૂ સન્માન કર્યા સિવાય તો રૂહ્યા નહિ, પણ મ્હે

ત્હેમને દૂરથી વિનયપૂર્વક પ્રણામ કરી જ્યા બેઠો છુ ત્યા બેસી રહેવા પ્રાર્થના કરી, જે તરત જ સાભળવામા આવી સ્વય સુધા મ્હને આવેલો જોઇને ખુશ થઇ હતી, તે મ્હે ત્હેની મુખમુદ્રાથી જાણી લીધુ–મ્હારા આગમનથી ઉત્પન્ન થયેલી સહજ અશાન્તિ સમાઇ ગઇ અને સર્વ શોક અને ચિતામાં હોવાથી ત્યા આગળ એક પ્રકારનું ચાલુ મૌન ઉત્પન્ન થયુ હતું અને તે કારણથી ત્યા આટલી સખ્યા હોવા છતા અજબ શાન્તિ પ્રસરી રૂહી હતી મ્હને ત્યા આસન લીધે પ દરેક મીનીટ ભાગ્યે જ થઇ હશે, ત્હેવામા વીરમુખરાયનો ભાણેજ જયપ્રસાદ અને એક સુપ્રસિદ્ધ ડૉકટર સાહેબ મી૦ રામપ્રસાદ તે ખડમા દાખલ થયા ડૉકટરને જોતા વીરમુખરાય ઉભા થ૪ અને ત્હેમનું સ્વાગત કરી જયન્તિની પથારી પાસે લઇ ગયા–ડૉકટરે જયન્તિના પલગ પાસે એક ખુરશી ઉપર આસન લ૦ ત્હેની સ્થિતિ તપાસવા માડી એની નાડી તપાસી, જ્વર જોયો અને હૃદય અને ફેફ્સાની હીલચાલ અનુભવા–તપાસ પૂરી થયા પછી એમ્હણે "દર્દીની સ્થિતિ ગભીર છે, પરતુ ઇશ્વરેચ્છા હશે તો વાધો નહિ આવે–આ દવા આપુ છુ તે દરેક અર્ધા કલાકે આપતા રહેશો–બીજી દવા હું સવારે સ્થિતિ તપાસ્યા પછી આપીશ–" એમ જણાવી સાથે લાવેલી બૅગમાથી બે ચાર શીશીઓમાથી થોડી થોડી દવા એક બીજામા મીલાવી, પાણી સાથે તૈયાર કરી એક બૉટલ ભરી આપી સારવાર અને ખોરાક સબધમા કેટલીક અગત્યની સુચનાઓ આપી ડૉકટર સાહેબ વિદાય થઇ ગયા ડૉકટર સાહેબના ગયા પછી એકત્ર થયેલા તમામ સ્નેહી અને સબધીજન ધીમે ધીમે વેરાવા લાગ્યા જતા જતા દરેક વ્યક્તિ તરફથી "સારવાર, સભાળ અને સુશ્રુષા માટે" ખાસ

સુચના થઇ–આવી રીતે અર્ધા પોણા કલાકમા તો ત્યા આગળ, હુ મ્હારી બ્હેન, માતા અને પિતા, વીરસુખરાય, મહાલક્ષ્મી અને જય- પ્રસાદ સિવાય કોઇ રૂહ્યુ નહિ અને ત્યારબાદ હુ ધીમે ધીમે જે માતા પિતાથી પણ બહુ દૂર બેઠો હતો તે પિતાજીની પાસે આવીને બેઠો વીરસુખરાયે મ્હને ત્યા બેઠા પછી જણાવ્યુ "અત્યાર સુધીમા બે ચાર "ડૉકટર બદલાયા–હમણા આવી ગયા તેઓ સાહેબ દર્દની ચિકિત્સા "કરવામા ઘણા જ હોશિયાર ગણાય છે અને ત્હેમની દવાઓ ' ઘણી જ અકસીર હોય છે છતા ત્હેમને પણ કઇક અશે નિરાશ "થયેલા જોઇને મ્હારૂ હૃદય અત્યત ગભરાય છે? પ્રભૂ ! જાણે કે "શુ થશે !"

વીરસુખરાયની આખો આસુથી ભરાઇ અને તેઓ વારે વારે નિશ્વાસ નાખવા લાગ્યા પ્રત્યુત્તરમા મ્હારા પિતાએ જણાવ્યુ "વીર- "સુખરાય ! આપ હિમત હારશો નહિ–પરમાત્માની ઇચ્છા હશે તો "સર્વે સારા વાના થશે એ કઇ આપણા અખત્યારની વાત નથી "કે આપણે આપણા સ્નેહી અને સબધી જનના આવા દર્દોને "રોકી શકીએ ! પ્રભૂની જે ઇચ્છા હોય તે સુખે મ્હોયે સહન કરી "લેવી ! ગાડા થયા કે આમ ગભગાઇ જાઓ છો !"

પિતાજીનુ હૃદય પણ જયન્તિની આ સ્થિતિ જોઇને ભરાઇ આવ્યુ હતુ પરતૂ વીરસુખરાયને હિમત આપવા ત્હેમણે ઉપર પ્રમાણે આશ્વા- સન આપ્યુ અને ત્યાર બાદ મૌન રૂહ્યા શોક નિમગ્ન સ્થિતિમા આ મૌન દશ પદર મીનીટ લબાયુ–આખરે વીરસુખરાયની સુચનાથી મ્હારા માતા પિતા ઉઠયા–અને રાત્રે આવવાનુ જણાવી ઘર તરફ ગયા સ્વયસુધાએ તો માતા પિતાની રજા લઇને, રાત્રિ ત્યાજ રૂહેવાનો

નિશ્ચય કર્યો હતો એટલે ત્યાજ બેસી રહી–જયન્તિ બેભાનાવસ્થામા પડી રહી હતી અને ત્હેનો શ્વાસ ગભરાતો હોય ત્હેમ તે વારે વારે નિઃશ્વાસ નાખતી હતી દવા પાવા વિગેરે દર્દીની સારવારનુ કામ સ્વયસુધાએ માથે રાખ્યુ હતુ અને તે સેવા તે ઘણી જ મમતા ભરી રીતે કરતી હતી એટલે સ્વયસુધા જયન્તિની એક સાચી "નર્સ" બની હતી સ્વયસુધા અને મ્હને ત્યા બેઠેલા જોઇને વીરસુખરાય, જયપ્રસાદ અને મહાલક્ષ્મી ત્યાથી ઉઠયા અને બીજી પ્રવૃત્તિમા લાગ્યા અને એવી રીતે આખરે અમ્હે ત્રણે જણ એકાતમા પડયા–હુ, સર્વે ના ગયા પછી આસન ઉપરથી ઉઠયો અને જયન્તિના પલગ પાસે જઇને ખુરશી ઉપર બેસી ગયો ખુરશી થોડેક દૂર હતી તે મ્હે પલગની એકદમ નજીક ખેચી અને લ્હીલાઇ ગયેલી જયાન્તની મુખમુદ્રા પ્રતિ ધારી ધારીને જોઇ રહ્યો

"પ્રિયા ! ત્હારી બિમારીએ કર્યું બિમાર આ હૈયુ
"બની બેહાલ તે રડતુ પ્રિયા ! આ દુઃખ શે જોવુ ?
'ત્હને આવી અચેતન જોઇ હુ બેભાન થઈ રડતો
"પ્રિયા ! આ પ્રેમના આદર્શની પાછળ ત્રાસજ શો ?"

* *

મ્હારૂ હૃદય એ અચેતન થઇ પડેલી જયન્તિને જોઇ જોઇને રડતુ હતું જયન્તિ પ્રેમ અને સ્થુલ શરીરની વ્યાધિઓનુ દુઃખ સહન કરતી અને પોતાની મીચેલી નિર્બલ આખોએ પ્રિયત્તમને શોધતી અને તે ન જણાતા ત્રાસ પામતી મૃત્યુશય્યામા પડી હતી મ્હારા સાચા પ્રેમની વૃત્તિએ આ કલ્પના ઉપજાવી, પરતુ એની આ અચેતન સ્થિતિમા પણ તે પ્રેમ વ્યાપાર ચાલે છે એવુ મ્હે ત્હેની મુખમુદ્રા ઉપર

વારે વારે ઉપજી આવતા મનોભાવથી જાણી લીધુ અને મ્હને મ્હારી કલ્પના સાચી જણાઇ ! ત્હેના અનંત આત્માના ઉદાર હૈયામા મ્હારો રાગ ત્હેની આ સ્થિતિમા પણ ત્હેની સાથે સુતો હતો ! એનુ શરીર ફીકકુ, સુકાઇ ગયેલુ અને દર્દના સામ્રાજ્યમા દીન જહેવુ થઇ ગયુ હતું ? જે શરીરની મોહકતાએ, પ્રતિભાએ ને પ્રતાપે મ્હારા બ્રહ્મચર્યના વ્રતો શિથીલ કરવા અને લગ્ન સબધમા મોહ ઉપજાવવા અગત્યનો ભાગ ભજવ્યો હતો એ શરીરની આ દશા જોઇને મ્હારૂ પ્રેમાળ હૃદય પળે પળે વધારે પ્રમાણમા ચીરાવા લાગ્યુ જે શરીર ઉપર મ્હારી મીઠી મમતા, તે શરીરને હુ આવુ જોઇ શકુ ખરો કે ? ત્હેની એ સ્થિતિ જોઇ મ્હારી આખોમા આસુ ન ભરાય તો મ્હારૂ હૃદય પ્રેમાળ ખરૂ કે ? એને એવુ નજ કહેવાય ! જે આખોમા અજબ આકર્ષણ હતા તે આખોના નુર હૃદયા–જે શ્વાસમાથી પ્રેમના સસ્કાર પ્રકટ થઇ મ્હારા હૃદયમા નવુ ચેતન પૂરતા હતા તે શ્વાસ ધીમા પડયા હતા મ્હને જોતા જહેની નસો પ્રેમના આવેશથી ઉછળી આવી રૂધીરથી ઉભરાઇ આવતી, તે નાડીઓ આજે મદ થતી જતી હતી જે મુખમુદ્રા હુ ત્હેના ઉપરના રાગને લીધે અનુપમ ગણતો હતો તે મુખમુદ્રા આજે હાડપી જરવત્ જણાતી હતી ! ત્રણ ચાર દિવસની આ ભયકર માદગીમા એના સમસ્ત શરીર ઉપર ન કલ્પી શકાય એટલો બધો ફેરફાર થઇ ગયો હતો, તે જોઇ મ્હારી આશા નરમ પડી અને હુ ન સહી શકુ એવી મનોવ્યથા ભોગવવા લાગ્યો લગ્નના સાચા સબધની જાણે લાલી ન આવી હોય ત્હેમ જહેના લાલ ઓષ્ટ પ્રેમના ચુબનોથી મ્હારા હૃદયને હલમલાવી મુકતા તે ઓષ્ટ આજે ફીક્કા અને નિષ્ઠુર હતા–પ્રેમના રસાયનો પીપીને તાજુ થતું જતું હૃદય આજે ધીમે ધીમે પોતાનું

કાર્ય અટકાવી હમેશને માટે બધ પડી જવાની તૈયારીમા હતું ! સક્ષિપ્તમા એનો આખો દેહ હાડપિજર જહેવો બન્યો હતો અને એના પચમહાભૂતો પોતાનુ સ્થાન ત્યાગી કોઇ અદ્રષ્ય શકિતના અમલ નીચે પોતપોતાને રસ્તે પડી જવાની તૈયારી કરી રહ્યા હતા અને એમ મ્હારી ભવિષ્યની પત્ની અરે ! મ્હારી મીઠી પ્રિયત્તમા જહેમાથી ન ઉઠી શકાય એવી ભયકર મૃત્યુશય્યામા પડી હતી ? એની સમીપ પાચ દશ મીનીટ બેસી રહ્યા પછી મ્હે મ્હારો એક હસ્ત ત્હેના કપોલ પ્રદેશ ઉપર મૂકયો મષ્તિષ્ક તાવની સખત ઉષ્ણતાથી તપી રહ્યુ હતું તે ઉષ્ણતા મ્હે તે સ્પર્શથી અનુભવી અને મ્હારૂ હૃદય એકદમ દુખી થઇ ગયુ મ્હારા એ પ્રેમાળ હૃદયમા કરૂણા અને અનુકપા ઉત્પન્ન થઇ અને પ્રિયાનુ આ દર્દ શી રીતે મટે ત્હેનો વિચાર કરવા લાગ્યો મ્હારા પ્રેમ ભર્યા હસ્તનો સ્પર્શ થવા છતા જયન્તિ જાગૃત ન થઇ એ વસ્તુ સ્થિતિમા મ્હારૂ હૃદય પ્રિયા સાથે વાતચિત્ત કરવાને માટે અધીરૂ થઇ ગયુ–તે મીઠા શબ્દો ક્યારે બોલે અને હું કયારે સાભળુ એ મ્હારો મનોરથ હતો મ્હે એ મનોરથની સિદ્ધિ સારૂ એને વાણીદ્વારા ભાનમા લાવવા અને જાગૃત કરવા પ્રયત્ન શરૂ કર્યો —

“ જયન્તિ ! જાગૃત થા, જે પ્રેમ સમસ્ત જગતને જાગૃત રાખે
“ છે તે પ્રેમના રસાયણો પીનારી નિર્દોષ કુમારિકાને મૃત્યુશાના ? જોતું
“ આવી રીતે નિષ્ક્રિય રહી મૃત્યુ વશ થાય તો પ્રેમ એ અમૃત છે
“ એવી જગતમા મનાઇ ચૂકેલી ફીલસુફી ભયકર અસત્ય છે એવુ
“ હું આખા જગતને ઢઢેરો પીટાવીને કહીશ ! મનોરમા ! આમત્રણો
“ નહિ આપવા છતા આવી ઉભેલુ અને ત્હારા ઉપર આક્રમણ કરતું

" મૃત્યુ ભયંકર ગમે તેટલું હશે, પરન્તુ તે પ્રેમની ફીલસુફીથી તો
" તદ્દન અજ્ઞાત છે, એમ હું વિના સંકોચે કહીશ ! પ્રિયા ! ત્હારી
" આ સ્થિતિ જોઇને મ્હારૂં હૃદય ચીરાય છે અને હું બ્હાવરા જહેવો
" બની ગયો છું–અનેક અનિષ્ટ શંકાઓ ઉપસ્થિત થાય છે અને તું
' આંખ મીંચી આમ બેભાન પડી રૂહી છે, એ જોઇને મ્હને તું
" ત્યજીશ તો નહિં એવી શંકા થાય છે અને ત્હેના અંગે હું ત્હને
" ત્હેમ ન કરવા નમ્રતા પૂર્વક પ્રાર્થના કરૂં છે–પ્રિયા ! રડતા હૃદયે
" હું વિનવું છું કે—

" હતું દીલ ત્યાગવાનું તો
" સંબધો સ્નેહના જોડી
" મદિરા પ્રેમની પાઇ
" કર્યો ઉન્મત્ત અકારણું કાં ? ૧

' પ્રિયા ! એ પ્રેમ લાલચ મહિં
" ચૂકયો મ્હારા વ્રતો હું તો
" કરારો ત્હેં કરેલા તે
" કરે છે ભંગ વ્હાલી કાં ? ૨

" સંબધો સ્નેહના સાચા
" ગણી હું સાવ ભરમાયો
" ભલા ભોળા હૃદયને આમ
" ભ્રમણામાં રડાવે કાં ? ૩

" પ્રિયા ત્હેં મુક્ત કંઠે શી
" પ્રશંસા પ્રેમની કીધી

" છતા એ પ્રેમની ઉર્મી
" અકાળે ત્હે દબાવી કા ? ૪

" છૂપાયો પ્રેમ ત્હે જગવ્યો
" જગાવીને જમાવ્યો ત્હે
" જમાવટ જ્યા થઇ ત્યા
" તોડવાની વાત લાવી કા ? ૫

" મદિરા પ્રેમની જે પાય
" ત્હેણે તે મદિરાને
" અકારણુ ઇશ્ક તોડીને
" ભલા ઝેરી બનાવી કા ? ૬

" મ્હને એ મોહમા તુ
" નાચતો રાખી અને નાચે
" નહિ તો નૃત્ય એ મ્હારૂ
" કરે નહિ મૂર્ખતા એ કા ? ૭

" બનાવ્યુ દીલ ત્હે દીલબર
" થયો નિશો નથી પૂરો
" મદિરા પ્રેમની ખેચી
" લઇ નિર્બલ બનાવે કા ? ૮

" અરે રે ! આમ કરવુ'તુ
" પ્રિયા ! એ પ્રેમ કા પાયો ?
" વિના કારણુ વિશ્વાસુ
" હૃદયને તુ રીબાવે કા ? ૯

" સબંધોના ખગ સુખો
" હજૂ તો ભોગવ્યા પણ ના
" અકાળે આંખ આ મીંચી
" પ્રિયા ! તું જાય છે રે ! કાં ? ૧૦

" જતાં શું જ્યોત્સ્ના એ
" ચંદ્રમા કાંઇ પ્રતિભા છે ?
" અમીવૃષ્ટિ નથી તો ઉત્પત્તિ
" એ વાત સાચી ક્યાં ? ૧૧

" પ્રિયા ! એવી રીતે પ્રિયા
" નથી તો પ્રેમ શાનો છે ?
" અને તું પ્રેમ ત્યાગે તો
" પછી પ્રિયા રૂહી પણ ક્યાં ? ૧૨

× × × × ×

**( પ્રથમ ભાગ–પ્રથમ ખંડ સમાપ્ત )**

